

આ કૃ ના ર

શ્રી૦ છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર

प्रसादे सर्व दुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥
( શ્રી૦ ભ૦ ગીતા, અ૦ ૨ જો, શ્લો૦ ૬૫ )

ભાવ : ૧-૮-૦

પંગત ૨ જી                                        પત્રાવળ : ૧૦૦૦




પીરસનાર

**કેશવ હ. શેઠ**

**રતિલાલ એસ. કોઠારી**

ખડાયતા મુદ્રણકલા મન્દિરના માલિકો

ચારરસ્તા, **અમદાવાદ**

# નોતરૂં

જીવન છાપખાના સાથે સંકળાયું, ત્યારથી એવો આશય ખરો, કે સાથે સાથે શિષ્ટ સાહિત્યનું પ્રકાશન પણ થતું રહે. છાપખાનું પાંચમા વર્ષ ભણી કદમ ભરે છે, તે દરમિયાન સમાજ સમક્ષ આજ તે ત્રીજું [1] પુસ્તક ધરે છે. દઢ આસ્થા છે, કે નિર્મળ વિનોદ અને પવિત્ર પ્રેરણાવાહી પ્રસાદ દેવામાં, રસજ્ઞ વાચકોના દિલોજાન દોસ્તની ભીડ 'ઉંધિયું' જરૂર ભાગશે.

સ્વ. સર રમણભાઇથી માંડીને રા. 'ઓઘા'[2] સુધીનાં સઘળાં હાસ્યરસાત્મક સાહિત્યસર્જનની તુલના કરવાનો આ પ્રસંગ નથી; છતાં, શ્રી. જાગીરદારના લેખોએ, એવા કેવાક વિશિષ્ટ સંસ્કારો પાડ્યા, જેથી 'ઉંધિયું' પ્રસિદ્ધ કરવા અમે લોભાયા, એ જણાવવું અપ્રસ્તુત નથી :–

૧. શ્રી. જાગીરદાર શુદ્ધ વૈષ્ણવ છે.

૨. 'અન્ન તેવા ઓડકાર'ના લોકસૂત્રાનુસાર, તેમનો લગભગ દરેક લેખ, ભભકભર્યા સુધારકજીવનની નહિ, પણ નીતર્યાં વૈષ્ણવ-જીવનની સાત્વિક છાપ પાડે છે.

૩. પશ્ચિમનાં ઉછીનાં તેજની છાયા સરખી તેમણે પોતાના લેખોમાં પડવા દીધી નથી; સુરતની–નીલમલીલી ગુજરાતની–રસાળ ને ફૂલડૂપ ફૂલવાડીનો જે પ્રશસ્ત પરિપાક, તે જ આ 'ઉંધિયું.'

---

૧. આ પહેલાંનાં બે પુસ્તકો: [૧] અંજલિ, [૨] મહાગુજરાતનો મહાકવિ

૨. વંચાયલા લેખકો; નામની કે તખલ્લુસની કક્કાવારી મુજબ:—

| | | |
|---|---|---|
| અતિસુખશંકર | છોટાલાલ જાગીરદાર | 'ઓઘો' |
| 'ઓલ્યા જોશી' | જદુરાય ખંધડીઆ | 'મસ્તફકીર' |
| 'કીશોર વકીલ' | ધનસુખલાલ મહેતા | રમણભાઇ |

૪. હાસ્યનું નૈસર્ગિક લક્ષણ ધરાવનાર શ્રી. જાગીરદારે **Wit** અને humourને, શાંત છતાં સુરેખ satireથી એવો કેળવ્યો છે, જે વડે–માત્ર મિઠ્ઠો મર્મથી–વાચકના મનપર ધારી અસર થાય.

૫. એમની કૃતિઓમાં ગલીપચીથી હસાવવાનો કૃત્રિમ પ્રયાસ નથી દેખાતો.

૬. 'ગમે તેવા સમર્થ', છતાં કોઇપણ પક્ષ કે વ્યક્તિને હાડોહાડ લાગી જાય, એવા કટાક્ષમય હાસ્ય કરતાં, નિર્દોષ અને જેને માટે હાસ્ય લખાયું હોય, તે પોતે પણ વાચીને હસી શકે, એવો હાસ્ય-રસ હું પસંદ કરૂં છું. તીર જેવા સોંસરા પેસે, એવા નિર્દય કટાક્ષ-લેખોમાં હું માનતો નથી.'* આમ, હાસ્યરસ જે ધાટિથી જમાવવો જોઇએ, એ વિષેના નમ્ર મંતવ્ય સાથે તેમનો મેળ મળેલો દીઠો.

આવા સંસ્કારોની સંકલનાનું બળ, 'ઉંધિયા'નું પ્રસિદ્ધિકારણ છે. એમાં ગૃહસંસારનાં સાચાં ચિત્રદર્શનો છે: સમાજસુધારણાના સીધા રાહને બંધબેસતી કલાયુક્ત કળ–ચાવીઓ છે: ચોક્કસ વિષય-પરત્વેના અધુરા જ્ઞાનથી છલકાતા ધડાઓને ધડો લેવાયોગ્ય પણ એમાં ઘણું છે; કાવ્યના ગર્ભમાં ગૂંથાયલા ધ્વનિને તારવી આપવા જતાં, તેમાંનો રસ જેમ લોપાઇ જાય, તેમ આ હાસ્યરસના સાહિત્યમાં મેળવાયલા મર્મોને વીણી આપવા જતાં, એમાંની ખરી મઝા મારી જાય; માટે વસ્તુસ્ફોટનની વાત નહિ જ છેડીએ.

'ઉંધિયા'માં ગીતાના અઢાર અધ્યાયો પેઠે અઢાર વાનીઓ પીરસાઈ છે અને 'વીંટીની ચોરી' પકડી આપ્યા પછી શ્રી. જાગીરદાર 'વિદાય' લે છે; છતાં એમાં ઉમેરી શકાય એવું ઘણું બાકી છે. પુસ્તકનું કદ વધી જાય અને કિંમત આકરી પડે, એ

* 'હાજી મહમ્મદ સાથે અડધો કલાક;' ગાંડીવ: દિપોત્સવી અંક, ૧૯૮૨

ભયથી, બીજી અકબંધ વાનીઓ બીજા ભાગો* ખાતે રાખી મૂકવી પડી છે. 'ઉંધિયા'ને ધાર્યો—નહિ તો સારોય આદર મળશે, તો બીજા ભાગો માટે રસજ્ઞ વાચકોને ઝાઝું નહિ થોભવું પડે.

છેવટ, 'ઉંધિયું' છાપવા દેવા બદલ શ્રી. જાગીરદારના, તેમાં છાપવા સારૂ બ્લૉકસ્ આપવા બદલ 'નવચેતન' માસિકના મશહૂર તંત્રી ભાઈ ચાંપશી ઉદ્દેશીના, તેમજ ઉંધિયાનો આબાદ ભાવ પ્રદર્શિત કરતી પૂઠાપરની મનોહર ડિઝાઇન, માગી મુદતે તૈયાર કરી આપવા બદલ કવિ—કલાકાર શ્રી. ફૂલચંદભાઇ ઝવેરદાસના અમે ઓછા આભારી નથી.

ઉંધિયામાં અશુદ્ધિરૂપ પવનના ઝપાટાથી ઉડેલા કસ્તર તરફ વાચકો નિગાહની નજરે જોશે, એવી અંતિમ આશા સાથે 'ઉંધિયું' ચાખવાનું ન્હોતરૂં આપી વિરમીએ છીએ.

પોષી પુનમ, ૧૯૮૫<br>
અમદાવાદ

પ્રકાશકો



* (૧) પંચકુટિયું, (૨) કોરમું, (૩) મારાં ફઈબા, (૪) ફૂલીકાકી, વગેરે

# વાનીઓનું વર્ગીકરણ








શ્રી ખડાયતા મુદ્રણકલા મંદિર, ચાર રસ્તા, અમદાવાદમાં
મુદ્રાંકિત

# ઢાંકયું!

સચ્ચિદાનંદ પરમાત્માનાં, વૈષ્ણવોના મતે ત્રણ રૂપ છે: સત, ચિત ને આનંદ: સદંશરૂપે તે જગત છે, ચિદંશ સ્વરૂપે તે જીવ છે અને આનંદાંશ સ્વરૂપે તે અંતર્યામી છે; એટલે જ્યાંસુધી જીવને આનંદનો આવિર્ભાવ નથી થયો, ત્યાંસુધી તે જીવને પ્રભુનો સાક્ષાત્કાર દુર્લભ છે. જીવને આ આનંદનો આવિર્ભાવ કરાવવા ભારતવર્ષમાં તેમજ અન્યત્ર મહાન ઋષિમુનિઓએ, પયગંબરોએ તેમજ શ્રીમદ્ વલ્લભાચાર્ય પ્રભૃતિ મહાન આચાર્યોએ અનેક માર્ગો નિર્માણ કર્યા છે. દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને નિરતિશય સુખની પ્રાપ્તિ, એ ઉપર્યુક્ત પ્રત્યેક માર્ગનું લક્ષ્યસ્થાન છે. આ નિરતિશય સુખની પ્રાપ્તિ આનંદના આવિર્ભાવ વિના શકય નથી અને જ્યાંસુધી ચિત્તનું સ્થૈર્ય નથી, ત્યાંસુધી આનંદનો આવિર્ભાવ નથી. જેટલા પ્રમાણમાં જે વસ્તુ ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરાવે, તેટલા પ્રમાણમાં તે વસ્તુ આનંદની પ્રાપ્તિમાં ઉપકારક; પણ આવો ગુણાતીત આનંદ મળવો કે માણવો તે સહજ નથી, એટલે એ આનંદમાં ડુબકી મારવાની વાત આપણે અહીં નહિ કરીએ.

ઉપર્યુક્ત આનંદનું સ્થૂલ સ્વરૂપ તે હાસ્ય: અર્થાત્ આનંદને આપણે જો આત્મા ગણીએ તો હાસ્ય તેનું શરીર ગણાય. આપણે ઉપર જોયું તેમ ચિત્તનાં સ્થૈર્યથી–આત્માની સ્વસ્વરૂપમાં સ્થિરતાથી–જે આનંદનો આવિર્ભાવ થાય છે તો પ્રકૃતિનાં [1]સ્વાસ્થ્યથી હાસ્ય ઉદ્ભવે છે. કોઇ કહેશે કે મોતને બોછાને પડેલો માણસ, પ્રકૃતિ અસ્વસ્થ છતાં, પ્રસંગવશાત હસે છે: ત્યારે એમાં હાસ્યનું કારણ-પ્રકૃતિનું સ્વાસ્થ્ય કયાં રહ્યું ? પણ જરા વિચાર કરીશું તો માલમ પડશે, કે જે ઘડીએ એ માણસને હાસ્ય સ્ફુરે છે, તે ઘડીએ એ માણસ પોતાનું સર્વ દુઃખ ભુલી જઇ સ્વાસ્થ્ય અનુભવી રહ્યો હોય છે. એ સ્વાસ્થ્યની ભાવના ઢીલી પડતાં જ તેનું હાસ્ય ઓસરી જાય છે અને પાછો તે પોતાની અસલ સ્થિતિપર આવી જાય છે; પણ આ મુજબ પ્રકૃતિનાં સ્વાસ્થ્યથી ઉપજતું હાસ્ય સૌસૌનાં સત્ત્વાનુરૂપ હોય છે, એટલે કે જેવો જેનો જે સમયે સ્વ-ભાવ, તેવું તેનું તે સમયનું હાસ્ય : આથી આપણે હાસ્યને સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ગીતાભાખ્યા ત્રણ વર્ગમાં વહેંચી નાખીશું. ચિત્તની વૃત્તિને ડોલાયમાન કીધા સિવાય, જે વસ્તુ કે જે સ્થિતિ આનંદ આપે અને મુખપર પ્રસન્નતા પ્રગટાવે, તેને આપણે સાત્ત્વિક આનંદ અથવા હાસ્ય કહીશું. આ આનંદ ચિત્તને તેમજ શરીરનાં પ્રત્યેક અંગને પ્રસન્ન કરે છે. આવો આનંદ સાત્ત્વિક વૃત્તિનાં માણસોને જ બહુધા લભ્ય હોય છે. આવો સાત્ત્વિક આનંદ જે ભોગવી શકે છે, તેને તનની અને મનની દુરસ્તી સહજ છે. શુદ્ધ હૃદયનાં મુક્ત કંઠે થયલાં નિખાલસ હાસ્યને પણ આપણે સાત્ત્વિક ગણીશું; કારણ, એ હાસ્યમાં રાગદ્વેષ, જુગુપ્સા, અભિમાન વગેરે હૃદયની રાજસ–તામસ વૃત્તિઓનો અભાવ હોઇ સાત્ત્વિક વૃત્તિરૂપ નિખાલસતા જ પ્રવર્તે છે.

બીજાની ભૂલ સુધારવાની વૃત્તિથી તેના કીધેલી ઠેકડીને આપણે રાજસ આનંદ કહીશું. આ આનંદ હદમાં રહીને ભોગવાય તો તો

---

૧. પ્રકૃતિના વિશાળ અર્થમાં એ શબ્દ વાપર્યો છે.

ઠીક; નહિ તો ઘણી વખત આ આનંદથી આપણામાં કહેવત છે, તેમ 'હસવાનું ખસવું' થઇ ગયા વિના રહેતું નથી. વ્યક્તિગત કે સમાજ-પર વ્યંગપૂર્ણ કીધેલા કટાક્ષો આ કક્ષામાં મૂકી શકાય. આવો કટાક્ષ કે આવું હાસ્ય વ્યક્તિ કે સમાજ જો ખુલ્લા દિલનાં હોય તો તે સહન કરી લે છે અને કોઇકોઇવાર પોતાના દોષો માટે શરમાઇ, તે દોષ સુધારવા કે છૂપાવવા પ્રયત્ન પણ કરે છે; પરંતુ કોઇવાર આવું કટાક્ષપૂર્ણ હાસ્ય કોઇ કોઇ કોમળ હૃદયને આઘાત પહોંચાડે છે અને પછી 'ગુલાલ કે ધૂળ' ઉડવા માંડે છે! ગુલાલથી રમો કે ધૂળથી રમો! બન્ને પક્ષે રમતને અંતે નાહ્યા સિવાય સ્વચ્છતા પ્રાપ્ત થતી નથી! નાનપણમાં તેમજ કોઇ વખતે મોટપણે આવી ધુળેટીનો મને અનુભવ થયો છે!

કેટલાક પેટ પકડાવીને ખડખડાટ હસાવનારા પણ અર્થહીન હાસ્યલેખોને અને પ્રતિપક્ષીની કેવળ બદનક્ષી કરી, તેને લોકોમાં હાસ્ય-જનક સ્વરૂપે રજુ કરનારા કટાક્ષોને આપણે તામસ હાસ્યના વર્ગમાં મૂકીશું. આવા લેખોનો ફાલ સામાન્યરૂપે ઘણો હોય છે. ઘણુંખરું લોકોની માન્યતા પણ એવી હોય છે, કે 'ખડખડાટ' હસવાથી તન-દુરસ્તી સુધરે છે. આપણા પારસીભાઇઓ કહે છે, તેમ 'દોસ્તીબા હસો ને દોંગા થાવ.' તેમ આવા 'ખડખડાટ' હસનારા ઘણુંખરું સ્થૂલ શરીરના હોવાથી, જાડાપણું અને 'ખડખડાટ હસવું' એ બે જાણે પર્યાય હોય નહિ એમ મનાય છે. મારા નમ્ર મત પ્રમાણે શરીરનું સ્થૂલપણું એ તનદુરસ્તીસૂચક નથી અને મોટો ઘાંટો પાડી ખડખડાટ હસવાથી તનદુરસ્તી પ્રાપ્ત થાય છે, એમ પણ હું માનતો નથી. કેળાંની છાલપરથી પગ લપસી જતાં ધબાયનમઃ થઇ જનારને જોતાં કે બીજાની કફોડી સ્થિતિ કે તેના શરીરની વિકૃતિ જોઇ, તેની દયા ખાઇ તેને મદદ કરવાને બદલે, તેની નિષ્ઠુર ઠેકડી કરતાં જે હાસ્ય ઉત્પન્ન થાય છે, તે પણ આ તામસ હાસ્યમાં

સમાય છે, એમ મારો નમ્ર મત છે. કવીશ્વર દલપતરામભાઇનું–'મૂરખ મિત્રો મળી માળ દઇ ગમ્મત કરશે, મારી પરસ્પર લાત વાતમાં મશ્કરી કરશે'–એ કવન પણ તામસ હાસ્યનું ઉદાહરણ ચીંધે છે. પ્રકૃતિનાં તમસ તત્ત્વનાં સ્વાસ્થ્યનું મુખ્ય કારણ મોહ હોય છે, એટલે મોહને લીધે થતું કોઇ ગાંડાનું કે કોઈ પીધેલાનું હાસ્ય પણ તામસી જ છે; 'લાફીંગ ગેસ'થી પ્રેરાતું હાસ્ય પણ ઉપલાં કારણને લીધે એ જ કોટિમાં મૂકી શકાય.

અંગ્રેજ કે ફ્રેન્ચ હાસ્યકારોના લેખો સાથે મારો પરિચય ઘણો ઓછો છે. મોલિયર, ચાર્લ્સ ડીકન્સ, માર્ક ટ્વેન, એસ. લીકોક, વોડહાઉસ ઇત્યાદિ વિદેશી હાસ્યકારોનાં તો મેં માત્ર નામો જ સાંભળ્યાં છે. આપણા હાસ્ય સાથે એ વિદેશી હાસ્યની તુલના ગાઢ પરિચય વિના થઇ શકે નહિ; પણ મિત્રો કહે છે, કે હાસ્યરસ જેવો અંગ્રેજી ભાષાણું ખેડાયો છે, તેવો આપણે ત્યાં ખેડાયો નથી; આ વાત સત્ય હશે, પણ જ્યારે એમ કહેવામાં આવે કે હાસ્યરસ આપણી ભાષામાં અંગ્રેજોના આવ્યા પછી જ શરૂ થયો, ત્યારે મને એ વાત સાચી લાગતી નથી. આ હું માત્ર દેશાભિમાનની લાગણીથી પ્રેરાઇને અંધશ્રદ્ધાથી નથી કહેતો. પણ મારાં મંતવ્યને સાચું સિદ્ધ કરવાની સ્થિતિમાં હોઇ હું આમ કહું છું. આ માટે આપણા ઉત્સવો, આપણા તહેવારો, આપણાં લોકગીતો મારા તરફનાં સાક્ષીઓ છે. આપણે ત્યાં રાજસી તેમજ તામસી હાસ્યની કક્ષામાં મૂકી શકાય એવો હાસ્યરસ પણ ખેડાયો છે. કલગી તુરાની ઝમાની સાઠમારી, આપણાં ફટાણાં, આપણી ભવાઇઓ ઇત્યાદિ અનેક સાક્ષીઓ આની તરફેણમાં રજુ કરી શકાય; પણ હાસ્યરસ છપાવો આપણે ત્યાં હમણાં શરૂ થયો, એમ જો કોઇ કહે તો તે મારે બીનતકરાર કબૂલ છે. અંગ્રેજી હાસ્યરસ વાચવાથી આપણને હાસ્યરસપર લખવાના વિષયો મળી આવે, એ વાત ખરી; પણ નજર કરવાની તકલીફ લઇએ તો

આપણા પોતાના સંસારમાં હાસ્યરસને અનુકૂળ એટલા બધા વિષયો ભર્યા પડયા છે, કે તે ખેડતાં ખૂટે એમ નથી.

આટલી સામાન્ય વાત કહી, હવે હું મૂળ વાતપર આવીશ:

ઉંધિયાના હાસ્યરસને સાત્ત્વિક કહેવાની ધૃષ્ટતા હું નહિ કરૂં; એ રાજસી ગણાય કે તામસી, તેનો નિર્ણય તો વાચકજ કરી લેશે, એટલે એ વાત ઉપર પણ હું મૌન સેવીશ.

પરંતુ હાસ્યરસ સંબંધમાં મને મળેલો કિંચિત અનુભવ હું અહીં નોંધીશ:

ચિત્તની સ્થિરતા અને મનની પ્રફુલ્લતા સિવાય હાસ્યરસ લખી શકાતો નથી કે તે માણી શકાતો નથી. સુંદરમાં સુંદર હાસ્ય, અજીરણ વિકાર કે ચિત્તની બીજી કોઈ અસ્વસ્થતાથી પીડાતા માણસને આનંદ આપી શકતું નથી; પણ ખાખરની ખીલોડી સાકરનો સ્વાદ ન જાણી શકે, તેમાં સાકરનો શો દોષ? કેટલીકવાર એવું પણ બને છે, કે એક જ હાસ્ય એકને ખડખડાટ હસાવે, તે જ હાસ્ય બીજાનું રૂંવું સરખુંય ન ફરકાવે. ઘણીવાર એવુંય બને છે, કે સ્વચ્છ દિલથી લખાયલો હાસ્યલેખ કોઇને લાગુ પડી જાય છે તો તેની ડોશી મરવા પડે છે અને તે વિનાકારણ ધાંધલ મચાવી મૂકે છે! કોઈ કલ્પિત વ્યકિતને ઉદ્દેશીને લખાયલું હાસ્ય, કોઇને માથે બંધ બેસી જાય છે તો તે પોતાની આખી કોમની નાલેશી થયલી સમજી, કોમને ખોટી રીતે ઉશ્કેરી મૂકતાં અચકાતો નથી! આવાં આવાં અનેક ઉદાહરણો આપી શકાય. ટુંકામાં, હાસ્યરસ જમાવવા કલમ ઉપાડનારને મારી વિનતિ છે, કે 'આસ્તે, જરા આસ્તે, જરા વધુ આસ્તે' તેઓએ આગળ વધવું! કોઇની ધાર્મિક લાગણી સાથે રમત કરતાં બાઝ આવવું. આપણે પોતે અપૂર્ણતાથી ભરેલા હોઇ, બીજાનામાં સંપૂર્ણતાની આશા રાખી, તેનાપર હાસ્યાર્ણવની

છોળો ઉરાડવા મંડી પડતા પહેલાં જરા વિચાર કરવા થોભવું. બીજાની લાગણીને આઘાત પહોંચતો હોય તો ખડખડાટ હાસ્ય ઉપજાવનાર એકાદ શબ્દ કે લેખ જતો કરવો પડે તો તેમ જરૂર કરવું; કારણ, એવા શબ્દે કે એવા લેખે મને કડવો અનુભવ કરાવ્યો છે. હું એ હાસ્યને સાર્થક માનું છું, જે વાચતાં, જેનાપર તે લખાયું હોય, તે પોતે પણ હસવા માંડે. હું તો માનું છું, કે આપણા કટાક્ષને વધારેમાં વધારે લાયક જો કોઇપણ વ્યકિત હોય તો તે આપણે પોતે જ છીએ. આપણી પોતાની જાતપર કે આપણી પોતાની અપૂર્ણતાઓ ઉપર હાસ્ય લખો અને હું ખાતરી આપું છું, કે તેની ધારેલી અસર થયા વિના નહિ રહે. અસ્તુ

સુરતમાં ઉંધિયું બે રીતે બફાય છે: કેટલાક શોખીનો ઉંધિયામાં આવતી પાપડી છોલી જોયા વગર તેને, બીજાં શાક તેમજ તેમાં જોઇતા મસાલા ભેગી એક માટલામાં દાબી, તે માટલાનું મોઢું ઢાંકી, તેને સુક્કાં છાણાંની ભઠ્ઠીમાં ઉંધું નાખી, ઉંધિયું બાફે છે. આ માટલામાં આવી રીતે બફાઇને તૈયાર થએલું ઉંધિયું, અગર જો કે અત્યંત સ્વાદિષ્ટ થાય છે, તો પણ આ રીતમાં 'પાપડી ભેગી ચળાં બફાઇ જતી હોવાથી, કેટલાકોને આ રીત 'ગામઠી'લાગે છે. કેટલાક સંસ્કારી લોકો, રતાળુ, બટાટા, સકરકંદ તેમજ પાપડી વગેરે સ્વચ્છ રીતે શુદ્ધ કરી પછી તેને એક કલાઇવાળા તપેલામાં તેલ વગેરે મસાલા સાથે યથાનુક્રમ મૂકી, ઉંધિયું બનાવે છે. પસંદગી પ્રમાણે મરચાંનો ઉપયોગ એમાં છૂટથી કરવામાં આવે છે. કોઇ લહેરીને વળી એમાં લસણ વગર જરાય 'ટેસ્ટ' પડતો નથી. ઉંધિયામાં યોગ્ય પ્રમાણમાં મસાલો પડેલો હોઇ, જો સારી રીતે બફાયું હોય છે તો તે અત્યંત સ્વાદિષ્ટ અને ઉત્સાહવર્ધક બને છે.

વાચક સમક્ષ 'ઉંધિયા'ની જે 'પત્રાવળ' પડી છે, તેમાં 'લસણ'નો ઉપયોગ નથી કીધો; 'મરચાં' પણ જોઇતા પ્રમાણમાંજ નાખ્યાં છે; દરેક 'વાની' જોઇ તપાસી શુદ્ધ રીતે 'બાફવા' બનતું કીધું છે;

છતાં એનો 'સ્વાદ' કોઇને સ્થૂલ, જાડો, જડસો કે ઉપરચોટિયો લાગે, એ બનવાજોગ છે; કોઇને 'તે' કર્કશ, અસભ્ય અને લગભગ જંગલી લાગે, એ સંભવિત છે; કોઇને 'એ' રમુજીપણાને બદલે મુંજીપણે 'બફાયલું' લાગે, તેની પણ ના નહિ; જે છે, તે એ છે! ગુજરાતના સર્વોત્કૃષ્ટ ગણાતા હાસ્યકારોને ચરણે બેસી, તેઓની 'બનાવટ'માંથી પ્રેરણા મેળવી મેં 'એ બાફ્યું' છે; એને કોઈ અન્યની નકલ કહે તો તે પણ મારે કબૂલ મંજુર છે. જેમ એક જ વિષય ઉપર અનેક લેખકો પોતપોતાનાં મંતવ્યાનુસાર લખી શકે છે, તેમ 'ઉંધિયું'એ અનેક માણસો પોતપોતાની રીતે 'બાફી' શકે છે; એમ કરવું જો બીજાની નકલ કે તરજુમો ગણાતાં હોય તો હું કહું છું, કે ઈશ્વર સિવાય સર્વ ચીજ અસલ વસ્તુની નકલ જ છે. એ જે હો, તે હો; વિદુરજીની ભાજી જેવા આ લુખ્ખા સુક્કા 'ઉંધિયા'નું 'ઢાંકણું' ગુજરાતપ્રભુને ચરણે હું ધરૂં છું અને જેટલા ભાવભર્યા ઉમળકાથી હું તે ધરૂં છું, તેટલા જ ભાવથી 'પ્રભુ' તેનો સત્કાર કરશે, એમ આશા રાખવી એ વધારે પડતું છે શું?

'ઉંધિયા'નું નસીબ ભારે ઉંધુ હતું, તે ચતું થવાનો પાડ ઉંધિયાના 'પીરસનાર' ખડાયતાપ્રેસના માલિકોને ખાતે છે, એટલું હું ન જણાવું તો 'ઉંધિયું' 'બાફ્યું' એળે જાય!

'ઉંધિયા'માં ખૂટતી 'સામગ્રી' હાલ બંધ પડેલા 'અઠવાડીક પત્ર 'હસાહસ અને હિંદમિત્ર'ના તંત્રી શ્રી૦ નવરોજી બ. પંથકીએ તેમજ શ્રી૦ યજ્ઞેશ હ. શુકલ, શ્રી૦ નટવર વીમાવાળા અને શ્રી૦ 'કીશોર વકીલ' આદિ મિત્રોએ પુરી પાડી મને ઋણી કીધો છે, તે જણાવી અંતે જેનું છે તે–હરિ ૐ તત્સત્ શ્રી કૃષ્ણ–ને અર્પણ કરી વિરમું છું.

પુત્રદા એકાદશી, ( પોષી ) ૧૯૮૫
મુંબઈ

**જો. ડા. જાગીરદાર**

## બીજી આવૃત્તિ ⁑ ⁑ બે બોલ

પ્રથમાવૃત્તિ વખતે બાંધેલી આશા પ્રમાણે, 'ઉંધિયા'ને માત્ર સારો નહિ, પણ સારો ને ધાર્યો આદર મળ્યો, એ જનતાની સુરુચિ શિષ્ટ સાહિત્ય તરફ કેવી સ-રસવળી છે, એનો ઉમદા પુરાવો છે. આઠ મહિના જેટલી ટૂંકી મુદતમાં આજ એની બીજી આવૃત્તિ બહાર પડે છે-સાથે જ, આપેલા વચન પ્રમાણે શ્રી૦ જાગીરદારજીની બીજી જાગીર-'ફૂઈબા-કાકી' પણ પ્રકટ કરીએ છીએ; ચિત્રો આદિના વિશેષ ખર્ચાળ લેખાશમાં: વિશ્વાસ છે કે ગુજરાતની રસિક જનતા એની યોગ્ય કદર કરશે જ.

કાર્તકી પૂર્ણિમા, ૮૬ — પ્રકાશકો

# ફજેતો

ભગવાન તૌબા ! કોઇપણ જાતના અપરાધ વિના ભૂખે ટીચાવું અને તે પણ મારી ધનતેરસને પીઅર જ; કોઇપણ જાતના દોષ વિના મફતમાં હાડકાં પીટાઈ જવાં અને તે પણ મારા સગા સસરાજીના મુબારક હાથે જ: કોઇપણ જાતના વાંક વિના જીદંગીભર ન ભૂલી શકાય એવો ફજેતો થવો અને તે પણ મારાં 'અખ્ખાઈ રહ્યાં' સાસુજીની મસાલ જેવી આંખો આગળ જ; ભગવાન તૌબા ! આવા અને આટલી હાડમારી મિત્રો સિવાય કોઈ દુશ્મનને પણ નહિ પડજો ! મિત્રોને એટલા માટે, કે અનુભવ હોય તો મારા જેવાની દુઃખાયલી લાગણીની તેઓ ખરી કદર કરી શકે !

'ઓઘડચંદ્ર ! ઓ ઓઘડચંદ્ર !' મારા પિતાશ્રીએ મને બોલાવ્યો.

અલબત્ત નામ જરા બંગાળી છે, પણ પિતાશ્રી સિવાય ઘરમાં સર્વ મારા નામનો કાઠીઆવાડીમાં તરજુમો કરીને જ મને બોલાવતાં.

'ઓઘડચંદ, ઓ ઓઘડચંદ !' મારાં માતુશ્રીએ પિતાશ્રીની બૂમ ઝીલી લીધી.

મારે સાસરેથી મારૂં નામ ઓઘડશા હતું; મિત્રો મને ઓઘડભા કહી બોલાવતા ! જીવતાં રહેજો મારાં ફૂઇબા ! 'ચંદ્ર' 'ચંદ' 'શા' અને 'ભા' આમ એક જ નામને ચાર જુદા જુદા પ્રત્યયો લાગે, તોપણ એકનો એક જ અર્થ નીકળે, એવી નામ પાડવામાં ખૂબી ! સંસ્કૃત ભાષા પણ આ નામ આગળ રદ્દ છે !

'અરે પીટયા બોઘડુ-ઉ-! તું કયાં મરી ગયો ?'

ઘડીઆળના 'એલારમ' જેવો માતુશ્રીનો ઘાંટો ફરી સંભળાતાં હું બેઠો હતો, ત્યાંથી પદુકડી મારી ઉભો થયો અને માતુશ્રી પાસે પહોંચ્યો.

'મુવા સાંભળનોય નથી ! આ તારા બાપ બૂમ પાડી પાડીને મરી ગયા, તોય બોઘડુ જેવો જવાબ પણ આપી મરતો નથી ! પેટે છોકરી પડી હોત તો આજે તો કેડે એક છોકરો લઇને ફરતી હોત !'

માતુશ્રીની 'ઇસ્ટીમ' કયારે 'બોઇલીંગ પોઇંટ' ઉપર આવી જાય છે, તે હું સારી પેઠે સમજતો હોવાથી, કાંઇ પણ જવાબ દીધા વિના બીજા ઓરડામાં પિતાશ્રી બેઠા હતા ત્યાં પહોંચ્યો.

'કેમ, અલ્યા! આટલી બૂમ પાડી તોપણ કાંઇ જવાબ નહિ દીધો ?' પિતાશ્રીએ પૂછ્યું.

'ટે-ટમે કયું 'તું'ની કે બઉ બોડવું નહિ !' હું બીતાં બીતાં બોલ્યો.

જી, બોલવે ચાલવે હું જરા આપણા કોઇ સુરતી 'ઢમાભાઇ'ની જમાતનો હોવાથી પિતાશ્રીની મને આજ્ઞા હતી, કે કોઇ આવ્યું ગયું હોય, ત્યારે મારે બહુ બોલવું નહિ ! આ આજ્ઞા હું ઘરમાંય ઘણુંખરું પાળતો-એટલે સૂધી કે બૂમ પાડનાર માણસ બૂમ પાડી પાડીને થાકી જઇ, પાછા ફરી મને એક બે છોલાટવાની તૈયારી કરતો હોય, ત્યાં જ તેની ને મારી મળે 'દષ્ટોદષ્ટ !'

'તો અક્કલના બારદાન ! કોઇ બૂમ પાડતું હોય, તેને જવાબ આપવાની પણ મેં ના કહી હતી ? આવો મોટો ગધેડો થયો, તોય કાંઇ અક્કલ જ નહિ આવી ! જો, સાંભળઃ આજ હજીરાથી

તારા સસરાનો કાગળ આવ્યો છે; તેમાં એ લખે છે, કે ચિરંજીવી ઓધવડશાને થોડા દિવસ હવા ખાવા હજીરા મોકલો. એ હજીરા જતાં જતાં પણ બહુ આગ્રહ કરી ગયા હતા. હવે મને તો મોટી ફીકર પડી છે, કે જો તને આટલા આગ્રહ છતાં ત્યાં ન મોકલું તો આવા સારા મોટા ઘરના વેવાઇ દુભાય અને જો મોકલું છું તો તારા જેવો અક્કલનો દોઢ, ત્યાં કાંઇ ઓડનું ચોડ વેતરી આવે તો મારી તો ફજેતીના ફાળકા થાય! છેવટે મેં એમ વિચાર કર્યો છે, કે તારી સાથે તારા છગનકાકાને મોકલવા! બોલ, તું શું કહે છે?'

હું શું કહું? મને તો બધુંય ઠીક હતું. સાસરે જવું કોને નહિ ગમે? પણ આ છગનકાકા મારી સાથે આવે તે મને પસંદ નહિ હતું: કારણ, મારે ને છગનકાકાને ખડાષ્ટક હતું! છગનકાકા જરા કન્યારાશિ હતા અને એમની નાની મોટી દરેક વાતનો 'ફોટોગ્રાફ' મારી મારફત પિતાશ્રીને પહોંચતો હોવાથી, મારા નામની એને બહુ ટાઢક હતી: પણ દુનિયામાં પ્રત્યેક બાબત આપણા મનગમતી નીવડતી હોત તો પછી જોઇતું જ શું હતું? સાસરે જવાની મિઠ્ઠી મોજ મળતી હોય તો એકાદ અણગમતા સોબતીને ચલાવી પણ લેવો પડે; આમ વિચારી મેં પિતાશ્રીને કહ્યું: 'ટમાડી જેવી મરજી!'

'જો, આવતે વર્ષે તારું લગ્ન થશે. છોકરી ઘેર આવ્યા પછી સૌ જોયું જશે, પણ લગ્ન સુધીનો વખત તું સાચવી લેશે તો તને મારો બાપ કરીશ. છગનકાકા ગમે તેવા છે, તોપણ તારા કરતાં તે વધારે અક્કલવાળા છે. સાસરામાં તારે એના કહ્યાસર રહેવું પડશે અને એ બોલવાની ના પાડે તો તારે તેમ કરવું પડશે. આટલી શરત હોય તો તને મોકલું: નહિ તો તારા જેવો છોકરો તો બા ઘેર જ સારો.' પિતાશ્રીએ કહ્યું.

' કાકાનું કહ્યું કડીશ અને કોઇની સાઠે નહિ બોડું. માડી સાસુ, માડા સસડા, ને આપડે છે ટે ટમને લઇને માડી વહુ સાઠે પન '—

હવે મુંગો મરી રહે, મુંગો. મારા દેખતાં તારી વહુ સંબંધી પણ બોલતાં લજવાતો નથી ? ' બાપાજીએ મને ઉધડો લીધો ! શા માટે ? તેની મને સમજ પડી નહિ. મારા પોતાના દેખતાં એ પોતે પોતાની વહુ સાથે બોલેચાલે, તેનું કંઇ નહિ અને મેં જરા આટલું કર્યું, એટલામાં તો બાપાજી ગુસ્સે થઇ ગયા; પણ " મેં જાનું કે હોસે. " દુનિયા એવી જ છે. આપણી લાપસી ઔર પરાઇની કુસકી !

આખરે મને હજીરા મોકલવાનું નક્કી થયું. મારા સંબંધી પિતાશ્રીએ છગનકાકાને બારીકબારીક સુચના આપી દીધી હતી અને કહ્યું હતું, કે જ્યારે જ્યારે હું સાસરામાં કોઇના સાંભળતાં બોલવાનો પ્રયત્ન કરૂં, ત્યારે ત્યારે મને તેમ કરતો અટકાવવો ! કોઇ પૂછે કે જમાઇ બોલતા કેમ નથી ? તો એટલું જ કહેવું કે ' બહુ શરમાળ છે ! '

હજીરા માત્ર બે જ દિન રહેવાનું હોવાથી, મારે મારાં ઝાઝાં કપડાં સાથે લેવાનાં નહિ હતાં: તોપણ હાથે સોનાનાં નક્કર કલ્લાં, ગળામાં શ્રી નાથજીની પાદુકાવાળી, ટીકા સાથની મોતીની માળા, બે કાને કોકરવા, આંગળીએ રાજાવરખના પત્થરને સોનાના ઘરમાં બેસાડી બનાવેલી વીંટી અને તે આંગળીએથી સરી ન પડે તે માટે ઉપર ચઢાવેલી કચકડાની પહેલવાળી અંગુઠી—આટલાં ઘરેણાં પહેરી અને રેશમી કિનાગની પોતડી, ઝીકટીકીનાં મોળિયાં દીધેલો ધુપછાંવ રંગનો રેશમી ડગલો અને કારચોબી ટોપી: આટલાં લુગડાં લઇ હું છગનકાકા સાથે નાનપરાના નાવડી ઓવારેથી વહાણમાં બેઠો.

ઉનાળાના દિવસ હતા, એટલે તાપી નદી સુકાઇ ગઇ હતી અને તેનાં પાણી બહુ શાંત રીતે વહેતાં હતાં; તોપણ વહાણના ડોલન સાથે મારૂં કલેજું પણ તાલ લેતું હોવાથી, હું તો વહાણના એક ખૂણામાં કડાને પકડી બેઠો હતો. વહાણે થોડો માર્ગ કાપ્યો હશે, એટલે છગનકાકાનું મોઢું ખુલ્યું: 'દીકરા બાબહુ! હમણાં આપણે ક્યાં છીએ, તેની તને ખબર છે કે?'

'પાણીમાં.' મેં ટુંકમાં પતાવ્યું.

'ના, ના; પાણીમાં નહિ. વહાણમાં છીએ; પણ હવે પછી તું પાણીમાં હશે કે વહાણમાં, તેની મને ખબર નથી! તું સમજ્યો કે?'

છગનકાકાની તોપ કઇ દિશાએ ધડાકો કરતી હતી, તેની મને ખબર નહિ હોવાથી હું ચૂપ રહ્યો.

'તને શાની સમજ પડે? તેમ તું જવાબ પણ શાનો આપે? હી–ઇ–ક! તારા બાપ અને તારી બા આગળ તો મારી નાની મોટી દરેક વાત પહોંચાડવા, તારી જીભ કાતરની માફક સડસડાટ ચાલે છે અને હવે બોબડી કેમ બંધ થઇ ગઇ? જો, સાંભળ: તેં મારી બહુ ચાડી ખાધી છે અને હવે હું તે સાંખી શકતો નથી. આજ કેટલાય દિવસથી હું તારો બોરકુટો કરવાનો વિચાર કર્યા કરતો હતો. આજે ઠીક લાગ મળ્યો છે! વહાણમાંથી ઉંચકીને તને નદીમાં પધરાવી દેતાં, મને કોઇ અહીં અટકાવનાર નથી. આજે, તું મારી, હવે પછી કોઇપણ દિવસ કોઇપણ વાતની ચાડી નહિ ખાવાના જો સોગંદ લે, તો જ હું તને જવા દઉં; નહિ તો આજ તારૂં આવી બન્યું સમજજે!'

હું જાણતો હતો કે કાકાની આ ખોટી ધમકી હતી: એ મને નદીમાં પધરાવે અને બીજા ખલાસીઓ ટગરટગર જોયા જ કરે એ

બનવાજોગ નહિ હતું; પણ ધારો કે એ ન બનવાનું સર્વ બની ગયું અને હું પાણીને તળીએ જઇ બેઠા, ત્યારે મારૂં તો જાણે ઠીક, પણ મારાં ઘરેણાં પાણીનાં ખોવાઈ જાય અને કીમતી કપડાં બધાં પાણીમાં ભીંજાઇ બગડી જાય, ત્યારે શું થાય? એમ લાંબો વિચાર કરી, ઘેર તો છગનકાકાને ટકાના ત્રણશેર જેવા ગણી કહાડતો હતો, પણ વહાણમાં મે છગનકાકાના કહ્યા મુજબ સોગંદ ખાધા અને તે સાથે મનમાં એમ પણ ગાંઠ વાળી દીધી, કે સાસરેથી ઘેર પાછા ફર્યા પછી કાકાની રેવડી બરાબર દાણાદાણ કરવી!

અમે આખરે સહીસલામત હજીરા પહોંચ્યા. મારે સાસરેથી એક માણસ અમને લેવા કિનારે આવ્યો હતો, તેની સાથે અમે મારા સસરાના 'કોટેજે' આવ્યા. વહાણના ડોલનને લીધે પેટમાં પડેલા ધ્રાસકાથી, તેમજ છગનકાકાની ધમકીથી અને મુસાફરીના થાકથી, જ્યારે મારો ચહેરો જરા ઉતરી ગયો હતો, ત્યારે છગનકાકાનો ચહેરો લગભગ એવાં જ કારણોને લીધે પ્રફુલ્લિત હતો. 'કોટેજ'ના સિંહદ્વાર આગળ મારા સસરા તેમજ સાસુ ઉભાં હતાં, તેમણે અમને આવકાર આપ્યો:

'આવો, આવો; ભલે પધાર્યા. કેમ, વેવાઈ-વેવાણ તો ખુશીમાં છે ની? અને ઓઘડશાની તબીઅત કાંઇ નરમ છે કે શું?' મારા સસરાજીએ પૂછ્યું.

'ઓઘડભાઇની તબીઅતનું તો પૂછો જ ના! નરમગરમ ચાલ્યા જ કરે છે. હમણાં જ માંદગીમાંથી માંડમાંડ ઉભા થયા છે. જુઓને, ચહેરો જ એની સાક્ષી પૂરે છે ને? દાક્તર તો પહેલવહેલા હજીરા જવાની રજા જ ક્યાં આપતા હતા! પણ અહીંનાં હવાપાણી સારાં, એટલે જરા હવાફેર થશે જાણી રજા આપી, પણ ખાવાપીવાની બાબતમાં એકદમ સખત પરહેજી

રાખવાનું જણાવ્યું છે. જરા પણ ભારે ચીજ ખાધી તો જીંદગીનું જોખમ થશે, એમ કહ્યું છે. સાસરે જાય, એટલે સાસરીઆં આગ્રહ કરી જરા ભારે ખોરાક જમાડે જ—એમ લાગવાથી દાક્તર ગમે તેમ થાય, તોપણ મિષ્ટાન્ન નહિ જમવાનું ઓઘડભાઇ પાસે વચન લીધું, ત્યારે જ અહીં આવવાની રજા આપી. મોળી છાસ અને ઘી ચોપડ્યા વિનાનો બાજરીનો રોટલો, એ સિવાય બીજુ કશુંય ખાવાપીવાની રજા નથી !'

હવે આ સરીઆમ જુઠાણું હતું. ઘર આગળ જો છગનકાકાએ આવું ગાલ્લું હાંક્યું હોત, તો એના થોબડાને મેં બરાબર ટોમેટાનો સ્વાદ ચખાડયો હોત; પણ પિતાશ્રીની સખત આજ્ઞાને લીધે હું ચૂપ રહ્યો. અરર ! એનું નખોદ જાય, એનું ! છેવટે એ મારા ખાવા ઉપર આવી ગયો ! ભૂખે મારીને જર્મનીને ઠેકાણે લાવવાની યુક્તિ ઇંગ્લાંડને કોઇ છગનકાકા જેવા મુત્સદ્દીએ જ બતાવેલી હોવી જોઇએ !

'ના, ના; વેવાઇ! એ શું બોલ્યા ? ઓઘડશાની તબીઅત ઠીક નહિ હોય તો દાક્તરે કહ્યા મુજબ છાસ અને રોટલો જ એમને માટે તૈયાર કરાવીશું, તે માટે બે ફીકર રહો. ચાલો, અંદર આવો અને હાથ મોં ધોઇ જરા ચ્હા અને નાસ્તાને ઇન્સાફ આપો. આવો, ઓઘડશા! ચ્હાની તો દાકતરે ના નહિ જ કહી હોય !'

'અરરર ! ચ્હા તો એની હોજરીને ઝેર બરાબર છે. એની તો દાક્તરે ખાસ ના કહી છે.' છગનકાકાએ બાફ્યું.

'ભલે, તો તમે તાજા થાઓ !'

છગનકાકા હસતા હસતા અંદર ધુસ્યા. મને પણ સાથે આંગળીએ લીધો. વિચાર તો થયો કે હું કાંઇક 'બોડું' અને આ

ગપ્પી કાકાની બધી બાજી ઉંધી વાળું; પણ પિતાશ્રીની આજ્ઞાને માન આપી હું તે વેળા તો 'મઠો' પી ગયો.

રાત પડી અને વાળુની વેળા થઇ. સદ્ભાગ્યે મને બોલવાનો પ્રસંગ કંઇ જ મળ્યો નહિ હતો; કારણ, છગનકાકા મારી સાથે ને સાથે જ રહેતા અને મને પૂછાયલા પ્રશ્નોના જવાબ પણ એ પોતે જ 'બાફતા.' જમવામાં મારે માટે મોળી છાસ ને રોટલો હતાં. અન્યને માટે કંસાર, બૂરૂં, છૂટાં ઘી અને મેથીના ભાજીનાં ભજીઆં, તેમજ બે શાક, રાયતાં, ચટણી વગેરે ભોજન હતું. વહાણમાં થઇ ગયલી કસરતથી ભૂખ તો એવી લાગેલી કે કોઇપણ યુક્તિ કરી છગનકાકાએ કહેલી મારી માંદગીની વાત જૂઠી પાડી, હું કંસાર ઝાપટું! પણ અફસોસ! પિતાશ્રીની આજ્ઞા વિરૂદ્ધ હું કાંઇ 'બોડી' મારૂં અને મારાથી કાંઇ નવનું સાડાતેર વેતરાઇ જાય તો 'લેને ગઇ પૂત, ઓર ખો આઇ ખસમ' જેવું થાય ધારી, દુઃખે સુખે બે દિવસ કંઇપણ બોલ્યા વગર વીતાડી નાખવા એ જ ઠીક હતું, એમ ધારી હું ચૂપ રહ્યો; પણ પેલાં છાસ ને રોટલો કેમ ખવાય? 'ભૂખ ન જૂએ ભાખરો' એ કહેવત હું ખોટી માનું છું—અરે તમે કોઇ દિવસ ભૂખ્યા સિંહને ઘાસ ખાતો જોયો છે?—જોયો તો શાનો હોય, પણ કદી તમે તેને તેમ કરતો સાંભળ્યો છે? ભૂખ છતાં સિંહ ઘાસ ન ખાય તો હું શું સિંહ કરતાંય ગયો કે છાસ ને રોટલો ખાઉં? ભલે, ભૂખથી મરણ કાં ન આવતું હોય! છાસ કે રોટલાને જરાય હાથ નહિ અડકાડતો જોઇ મારાં સાસુ-સસરા મને ખાવાનો આગ્રહ કરવા લાગ્યાં, પણ છગનકાકાએ દાક્તરનો બાહુ બતાવી એ આગ્રહ એવો તો ઠંડો કરી મૂક્યો કે ફરીથી કોઇએ મને તેમ કરવાનું માંડી વાળ્યું. હું જમ્યા વગર એમને એમ ઉઠી ગયો અને માળપર અમારી સુવા બેસવાની ગોઠવણ રાખી હતી, ત્યાં જઇ સૂઇ ગયો; પણ ભૂખે પેટે ઉંઘ શાની

આવે ? રાત્રિના બારેક વાગ્યા હશે, એટલે છગનકાકા ગપ્પાંમાંથી પરવારી ઉપર આવ્યા.

'કેમ, દીકરા ઓઘડુ ! સૂઈ ગયો કે શું ?'

'સૂવે શાનો ? મને ટો ભૂટ લાગી છે.' મેં કહ્યું.

'ભૂખ લાગી છે તો ભાણે બેઠાં જમ્યો કેમ નહિ ? તું ઘેર તો ચાલ, પછી તારી વાત છે !'

'મને માફ કડો, પણ માડી ભૂટનો કાંઈ ઉપાય કડો !'

'અહં ! હવે કેવો ઠેકાણે આવ્યો ! ખાજે તારા બાપ આગળ હવે પછી મારી ચાડી !'

'નહિ ખાઉં, કોઈ દિવસ નહિ ખાઉં !'

'કહે કે ભૂલ થઈ: જખ મારી.'

'હા, હા: સહ્ડવાડ ભૂલ ઠઈ ને સાડી સાટવાર જખ માડી.'

'ઠીક ત્યારે, હમણાં તું મૂંગો મૂંગો સૂઈ રહે. એક કલાક પછી બધાં ભર ઉંઘમાં હોય, ત્યારે નીચે રસોડામાં જઈ ધાનમાંથી વધ્યું-સધ્યું ચુપચુપ ઉપર લઈ આવી ખાઈ લેજે.'

પણ એક કલાક ? ભૂખે પેટ કહાડવાનો એક કલાક ? આખરે જેમ તેમ કલાકેક પસાર થયો હશે, એટલે હું ઉઠયો અને બારીમાંથી બહાર નજર કરી તો બધું સુમસામ હતું; સર્વ સ્થળે ઘોર અંધકાર હતો, પણ ભૂખ્યા પેટને ધાસ્તી કે લજ્જા હોતાં નથી. કહ્યું છે કે **क्षुधातुराणां न भयं न लज्जा;** એટલે હું તો અમારા ઓરડામાં એક ઝીણો દીવો બળતો હતો, તે લઈ ચારેકોર નજર

નાખતો ચોરની માફક ધીમે ધીમે નીચે ઉતર્યો અને રસોડામાં પહોંચ્યો. ધાન ખોલી જોયું તો કંસાર વગેરે સર્વ ચીજ પુષ્કળ પ્રમાણમાં હતી એ બધું એક સાથે લેવું નહિ ફાવે ધારી, પ્રથમ હું એક મોટા લોટામાં દાળ ભરી ઉપર મૂકી આવ્યો; પછી કંસાર ભાત વગેરે એક થાળમાં પૂરવા જાઉં છું, એટલામાં પવનના એક ઝપાટે 'બત્તી' ગુલ થઇ ગઇ! ગભરાટમાં થાળી નીચે મૂકતાં અવાજ થયો અને 'ભોગ લાગ્યા' કરી દીવાસળી લેવા જેવો હું રસોડામાંથી બહાર નીકળવા જાઉં છું, તેવો જ અંધારામાં હું એક બાંકડા સાથે અફળાયો. તે ઉપર ઘીની તેમજ અથાણાં વગેરેની બરણીઓ હતી, તે સર્વ મારી સાથે જમીનપર મોટા અવાજ સાથે 'રડી પડી!' મુશીબત પર મુશીબત! અવાજ સાંભળી આખું ઘર જાગી ઉઠયું. પ્રથમ તો બધાંએ કોઇ બીલાડી હશે ધારી, છેટેથી 'હાસહુસ' કર્યાં કીધું; પણ પછીથી મારાં સાસુ થતાંને માણસનો ઓળો દેખાયો, એટલે એણે તો ચીસ પાડી કે 'ચોર છે, ચોર છે!' બેઠો થઇ જ્યાં હું બોલવા જાઉં છું, કે 'એ તો હું ટમાડો જમાઇ-ડાજ,' ત્યાં તો મ્હારી પીઠપર ધડાધડ પીટાપીટ શરૂ થઇ ગઇ. ધોલ ધપ્પા અને લાત મુકકી ખાતાં મારો તો દમ બંધાઇ ગયો! પણ એટલામાં સદ્‌ભાગ્યે નોકર રામલો હાથમાં હરીકેન ફાનસ લઇને આવ્યો અને જેવું દીવાનું તેજ મારી 'સાંવરી સુરત'પર પડયું કે તરત જ ત્યાં થઇ રહ્યો 'ટેબ્લો!'

'અરરર! આ તો આપણી છુછીબાબ્હેનના માટી દેહું! અયલા છેહીઆ! તું લ્યાં કીફાથી ભરૈ ગીએલો?'

રામલો બોલી રહ્યો, એટલામાં તો 'શું છે, શું છે?' કરતા છગનકાકા દાદરેથી ધબધબ નીચે ઉતરી આવ્યા.

આ બધા ધમસાણનો કાંઇ ખુલાસો થવો જોઇએ ધારી, છગનકાકા બોલી ઉઠયા: 'ઓધડભાઇ, દિશાએ જવું હતું તો મને

ઉઠાડવો તો હતો! આવી માઝમરાતે નબળા શરીરે એકલા ઉઠીને તે જવાય? ચાલો, હવે થયું તે થયું; ઉપર ચાલો અને સૂઇ જાઓ.'

આ મદદ વખતસરની હતી, એમ કહીએ તો ચાલે. મારાં સાસુ સસરા તો ખીસીઆણાં જ પડી ગયાં હતાં. આખરે મારા સસરાએ કહ્યું: 'માફ કરજો, વેવાઇ! મેં તો એમને ચોર ધારીને ખૂબ ઝાપટયા અને હજીય દીવો નહિ આવ્યો હોત તો શુંનું શું થયું હોત! પણ ઓધડશા તો ચું કે ચાં કશુંય બોલ્યા જ નહિ, તેનું શું કારણ?

'હશે, એમાં તમારો દોષ નથી, એ ભાઇ જરા શરમાળ છે.'

આમ કહી છગનકાકા મારો હાથ પકડી મને ઉપર લઇ ગયા અને પછી મારો કાન આમળી બોલ્યા: 'ગધેડીના! આવો ફજેતો કરાવે છે? મેં કહ્યું હતું કે ઉપર લાવીને ખાજે, ત્યારે તું નીચે રસોડામાં કેમ જમવા બેઠો?'

'ટે હું ઉપડ જ આવટો હટ:! જુઓની આ ડાળ!'

'અ ર ર ર! કમબખ્ત! આ દાળ લોટામાં ભરી લાવ્યો અને બીજું ખાવાનું...'

'ટે લાવટાં જ બટ્ટી ગુલ ઠઇ ગઇ અને આ બઢો ઘોંટાળો વળી ગયો!'

'ત્યારે હવે દાળનું શું કરશે? જો, સવારના વહેલા ઉઠી દાળના લોટાને ખમીસ નીચે બગલમાં સંતાડી દાળને બંગલાની બહાર નાખી આવજે અને લોટો ધોઇ ગુપચુપ ઠેકાણાસર મૂકી દેજે. કઇ ચાકર બાકર કે બીજું કોઇ જોશે તો વળી પાછો ફજેતો થશે. સમજ્યો કે રહી ગયો ઉલ્લુના પઠ્ઠા?'

'બડાબડ સમજ્યો.'

રસોડામાં પડેલા મારથી હાડકાં ખૂબ દુઃખતાં હતાં, તેથી ઉંઘ તો શાની આવે? એટલે ઘેરથી નીકળતી વખતના ખરાબ ચોઘડીઆને લાંબી લાંબી શેષ ભરતાં પથારીમાં મેં આમતેમ આળોટયા કીધું. આખરે મળસ્કું થવા આવ્યું, એટલે હું ઉઠયો અને દાળનો લોટો ખમીસની અંદર બગલની નીચે સંતાડી નીચે ઉતર્યો અને કમ્પાઉન્ડના દરવાજા આગળ સહીસલામત આવી પહોંચ્યો અને જેવો હું દરવાજાની બહાર નીકળવા જાઉં છું. તેવાં જ મારાં સાસુશ્રી દિશાએ જઇ આવી પાછાં ફરતાં સામાં મળ્યાં.

'કેમ, ઓધડશા! ક્યાં ચાલ્યા? દિશાએ જવું છે?' સાસુએ મને પૂછ્યું.

'ઉં હું!' મેં બોલ્યા વગર પતાવ્યું.

'ત્યારે?'

હું શો જવાબ આપું? ઉત્તર દીધા વિના એમ ને એમ હું ઓધડું જેવો ઉભો રહ્યો.

'કેમ બોલતા નથી? મારા સમ! હું મરી જાઉં! તમને રાતની બીનાથી શું ખોટું લાગ્યું કે આમ બોલતા નથી?'

પણ હું શું બોલું! હું કાંઇ બોલ્યો નહિ, ત્યારે આખરે મારાં સાસુ બરાડી ઉઠયાં: 'અરે, સાંભળો છો કે? જુઓની આ આપણા ઓધડશા–'

વાક્ય પૂરૂં થાય તે પહેલાં તો મારા સસરા, છગનકાકા, મારી–આપણે છે તે–મારી વહુ, ચાકર, ભટ અને પાડોશના બંગલામાં રહેતાં પાડોશીઓ 'શું છે? શું થયું?' કરતાં મારી આસપાસ ફરી

વળ્યાં અને છગનકાકા કાંઇ ખુલાસો 'રાંધવા' જાય તે પહેલાં તો મારા સસરા મારૂં બાવડું હલાવી પૂછવા લાગ્યા: 'કેમ, શું થયું ઓધડશા ?'

પણ ઓધડશા જવાબ દે શું, એનું કલેજું! હું કે છગનકાકા કંઇ બોલીએ તે પહેલાં તો મારા સસરાએ મારૂં બાવડું હલાવ્યાથી બગલમાં મારેલો દાળનો લોટો, ત્યાંથી છૂટો થઇ ધડીમ કરતો કે બધી મહેફીલની વચ્ચે કૂદી પડયો અને આસપાસ બધે વાસી દાળની ખુશબો પસરી રહી. બધાં હસી પડયાં, પણ મારે હસવું કે રડવું, તેનો હું ત્યાંને ત્યાં નિર્ણય કરી શકયો નહિ.

'હાય, હાય. મા! આ લોટામાં દાળ કયાં લઇ જતા હતા?' મારાં સાસુએ હસતાં હસતાં પૂછ્યું. હું કાંઇક ખુલાસો કરવા જતો હતો, એટલામાં છગનકાકા મારી વ્હારે ધાયા: 'અરે, ભલા માણસ! દિશાએ જવાને પાણીનો લોટો જોઇતો હતો, ને આમ જોયા વગર જ લઇ લીધો! જોવું તો હતું કે લોટામાં દાળ છે કે પાણી? વેવાઇ! હમણાં હમણાં આ છોકરાનું મગજ માંદગીને લીધે એવું સૂમ મારી ગયું છે કે બસ ના પૂછો વાત! અમે તો આજે વળાતા પાણીએ સુરત જઇશું.'

'એ માટે હું દિલગીર છું, પણ તમારી મરજી જો આજે જ જવાની હશે તો હું હમણાં જ વહાણનો બંદોબસ્ત કરી દઇશ.' મારા સસરાએ કહ્યું.

'ભલે.'

સૌ આડોશી પાડોશી મોંઢ ઢૂંચો મારી હસતાં હસતાં વેરાઇ ગયાં અને હું તેમજ છગનકાકા ખીસીઆણા પડી જઇ પાછા બંગલામાં ગયા. બપોર પછી અમે વહાણમાં બેસી 'ધોયલા મૂળા'

જેવા પાછા સુરત આવ્યા. બાપાજી આગળ છગનકાકાએ ગરમ મસાલાના સંભાર સાથે થઇ ગયલા ફજેતાનું વર્ણન કીધું: તે સાંભળી બા તેમજ બાપાએ મને અચ્છી રીતથી ધોયો. જો કે મારી જીભ તોતડી હતી, તોપણ હું શુદ્ધ રીતે લખી શકતો હતો. પિતાશ્રીએ જ્યારે મારો કાંઇપણ ખુલાસો સાંભળવાની ના પાડી, ત્યારે મેં મારી જાતે જ મારા સસરાપર સર્વ વાતનો ખુલાસો લખી દેવાનો વિચાર કીધો; પણ તે અમલમાં મૂકું તે પહેલાં તો અમને ખબર મળી કે મારો વિવાહ ઓછંડાયો છે અને મારા ભૂતકાળના સસરાએ મારી ભૂતકાળની વહુને બીજે ઠેકાણે ગોઠવી પણ દીધી છે. હવે શું થાય ? હાલ તો હું મંજીરા વગાડતો ગાઉં છું કે :—

" ગુજરે જે શિરે તારે, જગતનો નાથ તે સહેજે ;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે. "



# આદર્શ કજોડું !

વેદના વારાની આ કથા છે; યયાતિ રાજાના વંશમાં બનેલી છેઃ શ્રીમદ્ ભાગવતમાં કથેલી છે.

સુરતની પાસે ભીમપોર નામક મહાનગરને વિષે જયામઘ નામનો રાજવી રાજ્ય કરતો હતો. કોઇ પૂછશો મા. કે અલ્યા ! વેદના વારામાં સુરત પણ ક્યાં હતું ? સુરત ન હતું તો સૂર્પારક તો હતું ને ? પછી એને સુરત કહો કે આજનું ' નાલાસોપારા ' કહો ! એ બધું એકનું એક જ !

જેણે આજનાં નાટક–સિનેમા જોયાં હશે, તે આવા ભયંકર પ્રશ્ન કદિ પણ પૂછશે નહિ !

જેણે આજનું વાર્તાસાહિત્ય વાચ્યું હશે, તે કદિ પણ આવા અગવડભર્યા સવાલ પૂછવાની હિમ્મત કરશે નહિ !

માટે એ પ્રશ્ન પૂછનારાઓ, તમને હું કહું ? શું કથું ? માત્ર એટલું જ ભાખું છું કે Silence Please–શાન્તિથી મૌનને સેવો !

ભીમપોરને આરે મહાસાગરની છોળો ઉછળતી; સુરતને આરે તાપી નદીની છોળો ઉછળે છે ત્યમ ! લોકો આનંદચૌદશને દિને *બીલ્લાંને રમકડે રમતા. રાજા સંસ્કૃતમાં બોલતા : રાણી સંસ્કૃત–

* બીલ્લું=એક જાતની ચકરડી જેવું રમકડું.

પ્રાકૃત બન્નેમાં અને પ્રજાજન પ્રાકૃત ભાષામાં-હાલના બીમપોરી-આઓ બોલે છે તેવી.

રાજા જયામઘ ઉદારચરિત્ અને સ્ત્રીપ્રત્યે બહુમાનની લાગણી-વાળો હતો. ઘણા પ્રાકૃતજનો આ સ્ત્રી-બહુમાનની લાગણીને રાજાના બાયલાપણાની નિશાની ગણતા; કિન્તુ તે બાયલો નહિ હતો-બહાદૂર હતો.

આવા 'સક્કરમી' રાજાને ત્યાં સંતતિના વાખા હતા. રાણીના દિવસો ઉદાસિનતામાં જતા. કારણ કુળી જઇ રાજરાજેશ્વર જયામઘે રાણીને પૂછયું : '**भो राज्ञी, किं ते मनसि वर्तते ?**'

કોણ જાણે કાળ ચોઘડીઉં હશે કે શુંય હશે, તે રાણી તો રાજાના આ નિર્દોષ પ્રશ્નથી છંછેડાઇ ગઇ-ક્ષ્રિકાના પ્રહારથી ક્રોધને પ્રાપ્ત થયલી સર્પિણીની જેયમ !

રાણી બોલી : '**मा पृच्छ, मा पृच्छ !**'

પણ જવા દોની ! રાજારાણી આમ સંસ્કૃત-પ્રાકૃતમાં હાકયાં જાય ને આપણને તો એમાં ધોળકા સૂધીનીય સમજ ન પડે; ત્યારે એમનું બોલેલુંય વૃથા અને આપણું સાંભળેલુંય વૃથા ! એટલે ભો, ભો, વાચકો ! એ રાજા-રાણીના સંસ્કૃત-પ્રાકૃત ભાષણનો તરજુમો તમારી આગળ રજુ થાય, એમાં જ આપણાં બન્નેનાં જડબાંની સલામતી છે ! સમજ્યા ?

રાજાએ પૂછયું : 'અયિ શૈબ્યે ! તેં મનને વિષે ઉદાસિનતા કયમ ધારણ કીધી છે? અર્થાત્ તું દિલગીર કેમ છે તે કહે. '

શૈબ્યા રાણીનું નામ હતું. તેણે કહ્યું : 'હવે તું મૂંગો મૂગો બેસી રે 'જે, હંકે ! કેવી વાત પૂછે છે, જાણે કાંઇ જાણતો નહિ હોય તેમ ! '

ચક્કર છાપના ઘાસલેટ જેવો રાણીનો મિજાજ ઉખડેલો જોઇ, રાજા મૂંગો બેઠો. તત્પશ્વાત્ તે ડાહ્યા રાજાએ રાણીની દાસી છીપકી પાસેથી રાણીની ઉદાસિનતાનું કારણ જાણી લીધું. પોતાને પણ લાગ્યું, કે સંતાન વિનાનું ઘર મરઘાં વિનાના ઉકરડા જેવું છે. સંતાન નથી હોતાં, તેનાં પિતૃઓ ભૂખને લીધે પોતાના જ માંસના પિંડ ખાય છે અને પોતાનાં જ આંસુઓનું પાણી પીએ છે; માટે રાણીની ઉદાસિનતા સ્થાને છે—અસ્થાને નથી ! આમ વિચારી તેણે બીજી રાણી કરવાનો વિચાર કીધો; પણ રાણી શૈબ્યાની સંમતિ વગર તેની તેમ કરવાની છાતી ચાલી નહિ. જેમતેમ હિમ્મત એકઠી કરી રાણીના ખુશમિજાજનો લાભ લઇ તેણે પૂછ્યું: 'રાણી ! રજા આપશો, પૂછવાની એક મહાપ્રશ્ન ?'

'પૂછ, પૂછ, એકને બદલે બે પૂછ.' રાણીએ કહ્યું.

આમ 'માર માર તલવાર, ઉભો જુએ છે શું ?'ના જેવો રાણીનો જવાબ સાંભળી રાજાનાં 'પોતીઆં' લેવાઇ ગયાં. એણે 'દ્વિદમ્' ને બદલે કંઇ ભળતું જ 'તૃતિયમ્' પૂછી માર્યું: 'રાણી ! દહીંવડાં ખાવાનો શોખ થયો છે ! કયારે હુકમ આપશો ભટ્ટાને બનાવવાનો ?'

'ઓ બાપલા રે ! રાજાછાબને તો રહી રહીને દહીંવડાં ખાવાનો છોખ થિયેલો દેહું ને ? છીપકી ! આમ આવતો ! પેલા છાણનો પોદળો લાવ તો ! રાજાછાબને દહીંવડાં ખવાડું !'

મહારાણી શૈબ્યાનાં આ ચીનીબોર જેવાં સુમધુર વચનો સાંભળી રાજરાજેશ્વર જયામઘ પાછલે પગે ભીંત કે કબાટ સાથે અફળાયા વગર સીધા શયનગૃહમાં પધાર્યા ! એમણે ધાર્યું હતું, કે આ દહીંવડાં બનાવવાના મહાપ્રશ્નમાં એ જો 'successful' કહેતાં ફળિભૂત થાય તો જ બીજી રાણી કરવાનો વિચાર 'આસ્તેકદમ' ઉકેલવો. પણ દૈવયોગે એનું દહીંવડાંનું કામ ફસકયું; એટલે રાજરાજેશ્વરનું

ગાલ્લું ત્યાં જ આગળ અટક્યું ! હશે; 'ધણીનો ધાર્યો મનસુબો હરખઘાથી ન ફરે,' ત્યારે આપણા રાજરાજેશ્વર શું કરે ?

રાજાની આ સ્ત્રી-બહુમાનની લાગણીને એનું કલૈબ્ય ગણવાની ભૂલ કોઈ કરશો મા ! વાંચી છે, પેલા પહેલવાનની કથા ? ઘરમાં સ્ત્રી દબાવે તે ડરથી સૂતો એ સિંહના પીંજરામાં ! અને આપણા આ રાજરાજેશ્વર પણ ઘરથી કંટાળી પડોશના રાજ્ય સાથે મહાયુદ્ધે ચ્હડયા, શત્રુને હરાવ્યો અને શત્રુરાજાની સુશીલ કન્યા નામે ભોજ્યાનું હરણ કરી લાવ્યા ! વિજયને બીજે દિવસે એ ભોળા રાજા 'રોલ્સરોઇસ' નામના મયદાનવે બનાવેલા પેટ્રોલ-રથમાં ભોજ્યાની સાથે બેસી કુમ્મસની ચોપાટીએ હવા ખાવા જતા હતા ; ત્યાં તો રાજપ્રાસાદની અગાસીએથી મહારાણી શૈબ્યાની દૃષ્ટિ રાણાના પેટ્રોલ-રથ પર પડી. એ દશ્ય જોતાં જ રાણીને લાગી હાડોહાડ !

રાજપ્રાસાદની અગાશીના સંગેમરમરના સોપાનપંથી ભમ્ ભમ્ ભુસકા મારી, એ ઠેઠ નીચે આવી ઓટલાપર ઉભી રહી અને ભીમપોરના દરિયામાંથી મળી આવેલો પૌંડ્ર નામનો મોટો શંખ એણે જોરથી ફૂંક્યો ! હાલ જેમ પોલિસ સારજંટો સીસોટી ફૂંકી રસ્તાનો વ્યવહાર નિયમિત કરે છે, તેમ તે વખતે-એટલે વેદના વારામાં-એ માટે શંખ ફુંકાતો ! શંખના ફુંકાવાથી પેટ્રોલ-રથ ચમકીને ઉભો રહી ગયો અને આંચકો આવવાથી હીઝ હાઇનેસ ધિ મહારાજા અને પ્રિન્સેસ ભોજ્યાનાં 'ડોચકાં' એકબીજા સાથે અફળાયાં ! 'શોફર' પણ ઉથલાઇને બહાર પડયો, એટલામાં તો મહારાણી શૈબ્યા, પોતાને ટેવ નહિ હતી, તોપણ પોતાનાં શેલે ગુલઝાર જેવા નાજુક ચરણોને દોડાવતાં દોડાવતાં પેટ્રોલ-રથની સમીપ આવી પહોંચ્યાં. 'થઇ ચૂક્યું ! કમબખ્તી ! ફસાયા !' રાણાએ વિચાર્યું.

'અરે કપટી ! આ સ્ત્રી કોણ છે ? અને ઇને મ્હારી ગાડીમાં કેમ બેહારેલી ?' રાણીએ હાંફતાં હાંફતાં પૂછ્યું.

રાજા ગભરાઇ ગયો. તેને પ્રત્યુત્તર દેવાનું ભાન રહ્યું નહિ. –Caught red-handed તેથી–એણે બાફ્યું: 'રાણી ! એ છે, આપણી પુત્રવધૂ ! તારા દીકરાની વહુ !'

પ્રત્યુત્તર સાંભળી રાણી ખડખડ હસી પડી, જાણે લાકડાના વખારમાં સોપારી ખખડયાં !

'અચ્છી કહી ! ભલી કહી ! અયલા મને તો પોરીઓય ન્હીં મળે ને પોરીય ન્હીં મળે ! આ વાત તું લાઇવો કી ક્યાંથી ? અને અયલા, તને તો મારી છોએક (શોક્ય) જેવી બીજી બઇરી ય ન્હીં મળે ! આ તું કે' હું ?' રાણીએ તો ટચાકડા ફોડી રાજાને ઉધડો લઇ નાખ્યો !

પણ રાજા જયામધ કંઇ ખાંડયો જાય એમ નહિ હતો. એ પણ 'ઇન્ટર'માં ફાઉલરની લૉજિક શીખ્યો હતો. એણે ગભરાટમાં બાફેલી બાજી પાછી આમ સુધારી મારી : 'અયિ કામાક્ષી ! એ તો તને હવે પછી થનારા પુત્રની વહુ છે, વહુ ! એ હું સાચું કહું છું. આપણા કોઠીલા કીશોર માટે આપણે એ રીઝર્વ્ડ રાખી મૂકીશું ! કેમ, ઠીક કે નહિ ?'

રાજાની આ ન્યાયપૂર્ણ વાત સાંભળી રાણીને ગાલે રતાશ ધાઇ આવી; શરમના શેરડાથી છવાયલું મુખ નીચું નમ્યું; કડાં પહેરેલાં પગનાં આંગળાંના નખથી તે જમીન ખોતરવા લાગી; જાણે રાજાએ કહ્યું, એટલે પુત્ર આવ્યો જ હોયને !

પણ ચમત્કાર થતા હતા, તે જમાનામાં ! આજેય કોઇ કોઇ સમય કોઇ કોઇ સ્થળે થાય છે તેમ ! આકાશના દેવતાઓ 'તથાસ્તુ ! અથાસ્તુ !' કરતા આકાશમાં વિચરે છે. ઓ પૃથ્વીના માનવો ! કદી પણ અપ્પટ વાણી બોલશો મા. શુભ વિચાર વિચારો; શુભ

વાણી ઓચરો. આકાશચારી દેવતાઓના 'તથાસ્તુ' એ શુભ વિચાર ને શુભ વાણી ઉપર ઉતરતાં તમારૂં સર્વ સ્થળે શુભ જ થશે.

ભોળા રાજા જયામઘની વાણી ઉચ્ચારાતી હતી, ત્યારે વિશ્વ-દેવતાઓ અને પિતરો આકાશમાં 'તથાસ્તુ ! તથાસ્તુ !' કરતા હતા.

* * *

પ્રજાજનો ! જયજયકાર ઉચ્ચારો ! આજે મહારાણી શૈબ્યાને ગર્ભ રહ્યો છે !

* * *

સેવકજનો ! થૈથૈકાર મચાવો ! આજે મહારાણી શૈબ્યાને પુત્ર પ્રસવ્યો છે ! જયરંગ શ્રીરંગ મહારાણા જયામઘની શુભ વાણીના !

જયરંગ શ્રીરંગ આકાશચારી દેવતાઓના 'તથાસ્તુ'ઓના !

ધનાશાળભદ્રની રિદ્ધિ હોજો ! કુબેરભંડારીના ભંડાર ભરપૂર હોજો ! આજે રાણીને પુત્ર પ્રસવ્યો છે ! પ્રિન્સેસ ભોજ્યાને પતિ સાંપડયો છે ! રાજકુમાર હતો, રૂપરૂપનો ભંડાર ! બીજો જેવો અશ્વિનિકુમાર !

જોષીઓએ જોષ જોયા: ફઇબાએ નામ પાડયું: મહારાણી શૈબ્યાએ તે વધાવ્યું. નામ હતું વિદર્ભકુમાર.

મહારાણા જયામઘ હતા, ટેકીલા ને સદ્‌ગુણી: એક વખત પુત્રવધૂ કહી, તેને એમણે પોતાની પુત્રી જ ગણી.

કુમારી ભોજ્યાએ વિદર્ભને હીંચકે હીંચોળી મોટો કીધો ! રાજા ટેકી હતો તો ભોજ્યાકુમારી પણ કયાં ઓછી ટેકી હતી જે ? એણે તો વિદર્ભને ગર્ભમાંથી જ પતિ માન્યો હતો ! કુમારની યોગ્ય વય થતાં એ એને જ પરણી !

વાચકો ! આ કજોડાપર હસશો મા. આ આત્મલગ્ન હતું: દેહલગ્ન નહિ : અને આત્મા તો **नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन** :આમ છે, એટલે આવાં દૈવે સાધેલાં આત્મલગ્નમાં ન હોય જોવાનાં ધન, રૂપ, વિદ્યા વા વય કે ન હોય જોવાનું કંઇ ! આવું આદર્શ કજોડું હતું, સુકન્યા–ચ્યવનનું–વયમાં આનાથી ઉલટું ! આત્મેઆત્માનાં લગ્નમાં કજોડાંપણું શું ? અને એનાં લગ્ન હોવાં તેય શું ? એ તો ભાષાનો વ્યર્થ ઘટાટોપ !

એમ ના માનશો, કે હું આવાં કજોડાંનો હિમાયતી છું, પણ એટલું તો હું કહીશ જ, કે આટલા અડગ ટેકથી જો આત્મલગ્ન સધાતાં હોય તો આવાં કજોડાંય શાં ખોટાં ?*



* શ્રીમદ ભાગવતની એક કથા ઉપરથી સૂચિત

# બાહુતી બાયડી !

'કુ|ંય સું છે? વરી પાછા કેમ આયા? એ? બોલોની, આમ ઘુસ્સાની કાની જોયા શું કરોચ?'

'જી—'

'જી બી કાંઇ નહિ; એ તમારૂં જી બી સાંભળવાની મને ફુરસદ નથી.'

'પણ—'

'પણ શું? ચાલો વેકો—જલદી કરો—ક્વીક—'

અને એ કમબખ્તનો સોરાબશા—મારા ધણી ઉર્ફે શેઠનો થતો—પહેલેથી જ એવો ખાઇ જતો, કે કાંઇ ચારેક વખત હું એની પાસે પગાર વધારવા સંબંધી વાત કરવા ગયો હઇશ, પણ એની પાસે જતાં જ મારી પોતલી ઢીલી થઇ જાય અને ગયો હઉં તેવો ધોએલા મૂળા જેવો કંઇક ભળતીજ વાત કરી પાછો આવી ઓફિસમાં બેઠકપર હું ઝીકાઇ જાઉં! બહુ વિચાર કર્યો, કે બે હાથે હિમ્મતને પકડી એના સાથે એ વાત કેમ ઉકેલવી! 'હીપનોટીઝમ'ના સિદ્ધાંત પ્રમાણે વાત કરવાથી કાંઇક ફાયદો થશે, એમ ધારી એક બે પુસ્તક 'એનીમલ મેગનેટીઝમ' અને 'હાઉ ટુ સકસીડ ઇન લાઇફ' આ મોંઘવારીમાં પણ પૈસા કડવા કરી લઇ આવ્યો. રાતના બે પૈસાનું ઘાસલેટ વધારે બાળી તે વાંચીય ગયો. અરીસા સામે ઉભા રહી દૃષ્ટિ સ્થિર કરવાની ક્રિયાનો અભ્યાસે કરી ચૂકયો; પણ એ

સોરાબશા! બ્લુકયાની લોહીનો સોરાબશા! પ્રાણવિનિમયના સિદ્ધાંત મુજબ જ્યાં હું એની બે પાંપણો વચ્ચે ભ્રકુટિક્ષેત્રમાં દ્રષ્ટિ સ્થાપી બોલવાનું શરૂ કરૂં, ત્યાં તો એ પારસીશેઠ એવો તડુકી ઉઠે કે મને પોતાનું જ ઢીલું ધોતીઉં ટાઇટ કરવાનો વખત આવે! પણ આ અનુભવ કાંઇ મારા એકલાનો જ નહીં હતો. બીજા કલાર્કોનો એવો અનુભવ જોઇ, હું તે લોકોની મશ્કરી કરતો અને કહેતો, કે એ લોકોને બદલે જો હું હઉં તો એમ બીનેલી બકરીની માફક નહીં, પણ એક શેરેમર્દની માફક સામી છાતીએ જઇ શેઠની પાસે પગાર વધારવાની વાત કરૂં! તે લોકોએ તો મારી આ વાત પકડી લીધી અને જો કે મને પગાર વધારવાની બહુ જરૂર નહીં હતી, તોયે કોઇ સેતાન ચોઘડીએ એ લોકોને માત્ર દાખલારૂપ થઇ પડવા તેમજ એ 'બકરીબાઇના બેટડાઓ' આગળ જવાંમર્દમાં ખપવા મેં શેઠ પાસે મારો પગાર વધારવા બાબત વાત કરવાનું છેવટનું બીડું ઝડપ્યું!

'કેમ, બચ્ચા! ઝાસમાડું ખાધું કે?' એક કલાર્કે કહ્યું.

'અલ્યા ફદીઆનું કે સવા ફદીઆનું?' બીજાએ પુછ્યુ!

'અરે, જોજોની સાલ્લાઓ! હું જ પગાર વધરાઉં અને તમે ઉલ્લુની માફક જોયા કરશો. એ તો આ વખત 'ગોધીઓ' કામમાં હતો, એથી વાત સાંભળી નહીં! બીજી વખત જોજોની! તમે બધા હાથ ઘસતા રહી જશો અને આ બંદો તો એક ઝપાટે પગાર વધરાવી આવશે! ના સમજતા મને, કોઇ તમારા જેવી પો–સ–મો–રી!'

આપણે તો 'ફીફ્થ ટાઇમ' ઝુકાવ્યું! માથાપરની ટોપી સરખી કરી, કોટનું છેલ્લું બટન ઉઘાડું હતું તે બંધ કરી, ઉપલું બટન બંધ હતું, છતાં તે કહાડી, વળી પાછું કાણામાં ખોસી, શર્ટનું કોલરબટન પકડી એક બે વાર ડોકીને આમ તેમ હલાવી, એકાદ

બે વાર ઉધરસ ખાઇ, ગળામાં ખોંખારા રૂપી સાવરણી ફેરવી, એ બહેરામદારૂના એક પુરા નબીરા સોરાબશા દાદા મોરીઆની ટેબલ આગળ આ સાથે પાંચમી વાર હું બે પગપર ખડો થઇ ગયો !

'કેમ બા, કેમ આયા ?' શેઠ 'લેજર' તપાસતા હતા તેમાંથી ડાચું બહાર કહાડી ચશમાને નાકની દાંડીપર જરા નીચા નમાવી નરી આંખે મારી સામે નજર નાખી બોલ્યા.

'જી; આપને ખબર તો હશે, કે હાલના વખતમાં બહુ સખત મોંઘવારી—'

'એ ભાસન મારે નહીં જોઇએ ! સીઢી વાત કરો, નહીં તો રસ્તો માપો. 'કવીક !—

'સખત મોંઘવારી અને તે સાથે સખત નાણાંભીડ'—

'હું જાનુંચ, જાનુંચ ! ને તેથી તો મેં આય મહિને એક બે અલફ્ઉ કલારકને રજા આપવાનો મકસદ કીધોચ ! થેંકયું ; બીજું કંઇ ?'

'જી, બીજું કુ–કુ—કાંઇ નહીં, પણ આપને લઇને છે તે કરીને મકુંજે અહ—'

'એ શું ભસોચ ?'

'જી, હું તો મારૂં કામ બરાબર કરૂં છું.'

'હું જાનુંચ, કે તમે હોંશીઆર છેવ, પન તમે કે'વા સું માંગોચ ?'

એક બે અલફાઉ કલાર્કને રજા આપવાની વાત સાંભળી, મારાં પોતીઆં લેવાયાં હતાં. મારે મન તો એ સાંભળી, લેને ગઇ

પૂત, ઓર ખો આઇ ખસમ, જેવું થયું; પણ શેઠે મારે મોઢે જ મારી હોંશીઆરીનું સરટીફીકેટ આપ્યું, તેથી મને કાંઇક હીમ્મત આવી.

'જી; હું બચરવાળ માણસ છું. પાંચ સાત છોકરાં—'

'પાંચ કે સાત ? બરાબર ' એકઝેટ ' નંબર કહેવ.'

'સાત.' મે ઠોકયું ! જ્યાં ગપ્પું જ મારવાનું હોય, ત્યાં ઓછું શું કામ ' હાંકવું ? બે વધારે ન કહીએ કે શેઠના મનપર સારી 'ઈમ્પ્રેશન' થાય અને પગાર દસ ને બદલે વીસ રૂપીઆ વધારી આપે !

'અને બઇરી બે ?' શેઠે પૂછયું.

'જી, બે નહીં—એક બઇરી ! વળી 'ઘરડાં લૂલાં આંધળાં ગરીબ મા ને બાપ' તો દેશમાં છે; તેમનેય દર મહિને દસ પંદર રૂપીઆ મોકલવા પડે છે.'

'દશ કે પંદર ?'

'જી, પંદર.'

'ઠીક; એમ છે તો બઇરી છોકરાંને પીએર કે તમારાં 'ઘરડાં લૂલાં આંધળાં ગરીબ માય ને બાપ' પાસે કાંય ઢકેલી નહીં આપતા ? શેઠે જરા ગેલમાં આવી પૂછયું.

'જી; વાત એમ છે, કે બઇરીને પીયરમાં કોઇ નથી. દેશમાં મોકલી આપું તો જમવા ખાવાની અડચણ પડે કેની ? અમે તો શુદ્ધ બ્રાહ્મણ પડયા, એટલે વીશીમાંનું અમને ન ખપે !'

'વારૂ; ત્યારે તો બયરાં છોકરાં સા હમનાં અહીંઆં જ હોસે ?

' જી, હાસ્તો. '

' ઠીક. જાઓ; ત્યારે હું તમારા માટે વિચાર કરસ ! '

' હું તો ખુશ ખુશ થઇ ગયો. નહિ તો એ ગોધીઓ ' વિચાર કરસ ' એટલુંય ક્યાં કહેતો હતો ?

' પન આમ જોવ. કાલે સક્કારમાં આઠ વાગે–પન વારૂ તમે અહીં રહોછ કહાં ? '

'જી; ભીમ શરાફની ચાલમાં, ભુલેશ્વર આગળ ફીરંગીના દેવળની પાછળ, જીવણલાલજી કે દાઉદજી મહારાજના મંદિરની બાજુના માળામાં પહેલે દાદરે. '

' ઠીક સાંભળો ત્યારે; કાલે સક્કારમાં આઠ વાગે હું જાતે ને પોતે એ તમારા ભુલેસરની ભીમજી સરાફની ચાલીમાં પહેલે દાદરે આવસ. તમારાં એ બદ્ધાં છોકરાંઓને હાજર રાખજો. એક–બે–ટન, એમ સાતે સાત છોકરાંઓ હું ગની જોવસ. એ બદ્ધું જોવસ, પછી તમારાં 'ઘરડાં લુલાં આંઢલાં ગરીબ માય ને બાપ' ઉપર તમારાં પગારમાંથી કાપી દસ–નહિ–પંદર રૂપિયાનો ' મનીઆદર ' હું જાતે ને પોતે કરી જોવસ. એ બદ્ધું જોવસ ને એ બદ્ધું તમે કહેવચ, તેમ હોસે તો પછી તમારા પગાર માટે હું વિચાર કરસ. સમજાયચ કે ? એક–બે–ટન, એમ સાટે સાટ ગની જોવસ. જાવ સીઢાવો, હવે કાલે આઠ વાગે હું આવસ. '

ઓત્તારી! હવે ? આ તો હોંશીઆરી મારવા જતાં ઉલટો ફસાયો ! મને તો બાયડી જ ન હતી, ત્યાં એક–બે–ટન એમ સાત છોકરાં હું ક્યાંથી લાવું ? એ ગોધીઓ ' સક્કારમાં ' આઠ વાગે ઘેર આવે અને એક–બે–ટન, એમ સાટે સાટ છોકરાં ગણી જોવા માગે, તે છોકરાં લાવું કીયા ચુલામાંથી ? પણ ગોધીઓ આવશે ખરો ?

હા, જરૂર આવશે. એક વાત મનપર લે, તો તે છોડે નહિ એવો છે. કમબખ્તી ! સાલાએ પહેલેથી જ બધા ચોકડા પડાવી લીધા, બાકી નહિ તો તોપ મારતે કે છોકરાંઓ મોસાળ ગયાં છે. હવે ? આ તો આવ બલા પકડ ગલા, જેવી વાત થઈ. જેમતેમ ટાંટીઆને સરખા રાખી ફીકરથી 'આહ' થતા જીગરે હું મારી બેઠક આગળ આવ્યો, ત્યાં તો પેલા સેતાનજાદાઓ મારી આસપાસ ફરી વળ્યા. એ હરામજાદાઓ મારી મશ્કરી નહિ ઉડાવે, તે ખાતર મેં દીવેલીઆ ડાચાને જરા હસતું કીધું.

'કેમ, દોસ! ભેંસ કે પાડો ?' એક કલાર્કે પૂછ્યું.

'ભેંસ પણ નહિ ને પાડોયે નહિ ! ગોધીઆએ પ્રોમીસ આપ્યું, કે વિચાર કરી જોવસ.' મેં કહ્યું.

'ચાલ, ત્યારે તો ફાવ્યો બચ્ચા ! લાપસીના થાય તો અમને ભુલતો નહિ, હંકે દીકરા !'

જેમતેમ 'ઉરાંગ ઉટાંગ' જવાબો આપી એ વાંદરાઓને મારી આગળથી વદાય કરી, 'હવે શું કરવું' તેના વિચારમાં હું પડયો. પાડોશમાંથી પાંચ સાત છોકરાંઓ તો ભેગાં કરી શકું એમ હતું, પણ બાયડી કયાંથી લાવું ? બે કલાક માટે કોઇ બાયડી ઉછીની આપે તો કામ થાય ! કોને પૂછું ? બાયડી ઉછીની આપવાનું કોને પૂછાય ? તેમાંય વળી હું વાંઢો ! કમબખ્તીના ભારા છે. મારો મિત્ર વિનોદ—હા; વિનોદને પૂછુ. એને ત્રણેક છોકરાં છે. ચારેક છોકરાં પાડોશમાંથી લાવીશું; એમ સાતનો આંકડો પુરો કરીશું. વળી વિનોદને પણ આવવાનું કહીશ; એટલે એનાં માંકડાં જેવાં છોકરાંય સરખાં રહેશે; નહિ તો શેઠ આવે અને એ છોકરાંઓ ગમે તેમ ભસે તો ફજેતીના ફાળકા થાય !

હા હા—એમ જ.

આમ વિચાર કરી ઑફિસની છુટ્ટીનો વખત થતાં માથે ટોપી દાબી હું ઉઠયો અને 'છતરૂં' ખભે ભેરવી વિનોદના ઘર તરફનો મેં રસ્તો લીધો. જો કામ સાંગોપાંગ ઉતરે તો હનુમાનજીને એક શેર તેલ ચડાવવાની, રસ્તે ચાલતાં બાધા લીધી. હવે તો પગાર વધ-રાવવાનોય સવાલ નહીં હતો; હવે તો નોકરીપર 'ટુબી કે નોટ ટુ બી' ( to be or not to be )નો જીવસટોસટનો સોદો હતો. સદ્‌ભાગ્યે વિનોદ રસ્તામાં જ મળી ગયો.

'ઠીક થયું, તું મળી ગયો તે !'

' કેમ, કાંઇ અગત્યનું કામ પડયું ? '

' અરે, અગત્યનું તે કેવું ? કાલે જો કામ ન થાય તો નોકરી-પરથી ઉખડી જવાનોએ વારો આવે ! '

' એવું તે શું છે ? '

મેં વિનોદને સર્વ વાત માંડીને કહી. ભાઇબંધ કલાર્કો આગળ મારી બડાશ હાંકતાં વાતનું વતેસર કેમ થઇ ગયું હતું, તે પણ વગર છુપાવે મેં એની આગળ કહી દીધું; કારણ મને બચાવવાનો એક રસ્તો એના હાથમાં હતો. ડૉકટર આગળ દરદીએ બધી વાત કહેવી જ જોઇએ, નહીં તો માર્યા જવાય.

' બાબત બધી આમ બની ગઇ છે. હવે મારે તને એક વિનંતિ કરવાની રહી. ' વાતનો છેડો આવતાં મેં કહ્યું.

' બોલની, દોસ ! સેવક હાજર છે ! ' વિનોદે વિવેક કીધો.

' આપણે–છે તે–તને હું એમ કહેતો હતો કે–અંહ એકાદ બે કલાકને સારૂ, તું તારાં 'વાઇફ'ને ઉછીનાં નહીં–આપે ? અહં -'

' ઓહો, એટલું જ ને ! તેમાં આટલો શરમાય છે શાનો ? લઇ જજેને, બેને બદલે ચાર કલાક ! તારૂં કામ થઇ રહે, એટલે પાછી

મોકલી આપજે.' જાણે સેવ વણવાની લાકડાની ઘોડી ઉછીની આપવાની હોયની, એટલી સ્વસ્થતાથી વિનોદે કહ્યું. મને તો ભારે નિરાંત થઇ.

'તારાં છોકરાંઓ અને તું સુદ્ધાં—'

'અરે હા, હા; તારી મરજી છે તો અમે બધાં આવીશું.'

'ત્યારે કાલે સવારના છ વાગે આવજો. ચ્હા પાણી આપણે ત્યાં જ પીજો. કેમ, આવશો કે તેડવા આવું ?'

'અરે ના; ના: તું કહેતો હોય તો આજની રાતથી જ તારે ત્યાં ધામો નાખીએ: પણ આમ જો, એક વાતની હું તને ચેતવણી આપી રાખું છું; છોકરાંઓ મારાં જરા ટીંખળી છે, માટે એમને બહુ છેડછેડ નહીં કરવાં અને તારાં ભાભી—ચાલ, કાંઇ નહીં.'

'કેમ અટકી ગયો ? મારાં ભાભીનું શું ?'

'હું કહીશ તો તને વળી ખોટું લાગશે.'

'ના, ના; મારા સમ, મને કહે. ખોટું નહિ લાગે.'

'લે, સાંભળ ત્યારે; એક દિવસ તારાં ભાભીને મેં મારી સાથે તારે ત્યાં આવવાનું કહ્યું, ત્યારે એ છછણી પડી ને બોલી, કે એ ખાલપાની અંધારી કોટડીએ તો હું નથી આવવાની; પણ આ વખત તો બાબત બધી આમ બની ગઇ છે; એટલે ગમે તેમ સમજાવીને હું લાવીશ: પણ તારે એની સાથે બહુ ભાષણનો પ્રસંગ નહીં રાખવો, નહિ તો તારો ફજેતો ઉડાવી દે એવી એ બાયડી છે.'

કોઇ બીજો પ્રસંગ હતે તો તો વિનોદને હું એ સંભળાવી દેતે, પણ આ વખતનો સંજોગ બહુ બારીક હતો; એટલે હું 'મસમઠો' પી ગયો. એ કમબખ્ત વિનોદનો એક રીત એવી ખરાબ હતી, કે

આપણે જ્યારે બરાબર સકંજામાં સપડાયલા હોઇએ, ત્યારે જ એવું તેવું કંઇ સંભળાવી દે. હશે, આજે એનો વખત છે. જેમતેમ મનને મારી, સવારના વહેલાં બધાં છોકરાં સાથે ઘેર આવવાની વિનોદને ફરી યાદ આપી, હું મારી પાંજરાપોળ ઉર્ફે ભીમશરાફની ચાલી તરફ વળ્યો.

૨

બીજે દિવસે સવારના પાસેના મંદિરના ઘંટાપર છ ટકોરા ઠોકાતાં જ **વિનોદ ફેમીલી આણી સન્સ લીમીટેડ**ની મુબારક આમદ 'મોરે મંદિરિયે' થઇ ગઇ. મારૂં કામ આટલી સરળતાથી પાર પડશે, એવી મને આશા થોડી જ હતી, એટલે વિનોદને પોતાના 'હાઉસન જાઉસન' સાથે મારી મદદે આવેલો જોઇ, મને સ્વાભાવિક આનંદ થયો. ખરેખર, **A friend in need is a friend indeed** !

'ઓહો; આવો, આવો; ભલે પધાર્યાં, ભાભી સાહેબ!–' મેં આવકાર આપવા માંડ્યો.

'સાહેબ તમારા હોય તે; અમે તો સાહેબે નથી અને મડમે નથી!' ભાભીનો ફર્સ્ટ બોમ્બાર્ડમેન્ટ છૂટ્યો!

મેં જીભ કચડી; વિનોદે પણ આંખના ઇશારાથી મને વધુ વધુ બોલતો અટકાવ્યો.

'વિનોદ–ભાઇ! આવો, બેસો; હું ચ્હા બનાવી દઉં: તમે જરા કપડાં બપડાં કહાડીને નિરાંતે આરામ લ્યો. સવારના વહેલા ઉઠીને આવતાં તકલીફ તો પડી હશે, પણ—'

'પણ શું? આ તમારા ભાઇ ગધેડા જેવા છે. તે કોઇની શીખામણ માને? મેં કહ્યું, કોઇને ત્યાં સવારના જઇએ નહિ,

ત્યારે મને એ કહે: 'આજે તો તમારે ત્યાં તમારા 'સાહેબ' આવવાના છે. તે પાર્ટી છે; માટે ' ગાંસડા પોટલાં ' સાથે ચાલો.' ભાભી તડુક્યાં. વળી પાછી વિનોદે આંખ મારી, મને જવાબ દેતાં અટકાવ્યો. ભાભીનો સ્વભાવ આવો ખટાશ મારી ગયલો હશે, એની મને ખબર જ નહિ, નહિ તો શું ઉપાડવા એને અહીં તેડતે ? હજી તો ' ગોધીઓ' આવતાં શું શું વીતશે, એનો વિચાર કરતાં જ મને તો આંકડી આવવા જેવું થયું. શેઠની આગળ મિસિસ વિનોદને મારી ' વાઇફ ' તરીકે ' ઇન્ટ્રાડ્યુસ ' (Introduce) કરતા પહેલાં તો મારી જ હુસ વેરાઇ જશે, એમ હવે મને લાગવા માંડયું. ભગવાન કરે તે ભલી ! વિનોદના ત્રણ માંકડાંઓએ અને એક વીંછણે તો મારી પાસે ત્રાહિ ત્રાહિ પુકરાવ્યા, કમબખ્ત વિનોદ પણ કોણ જાણે કેમ, આજે જાણે ચુપચુપ જે થાય તે જોયા કરવાનો સંકલ્પ કરીને આવેલો કે શું, તે ગમેતેમ થાય, તોપણ તે કાંઇ બોલેય નહીં અને ચાલેય નહીં. ઉલટો ગધેડાની માફક દાંત કહાડી ખી–ખી હસ્યા કરે ! પાડોશમાંથી ચાર છોકરાં નાના મોટા સટનાં હજી તો આવવાનાં બાકી હતાં. ભગવાન ! આવી ભાડુતી પીડા કોઇને માથે નહિ અફાળતો !

જેમતેમ એક કલાક કહાડી નાખ્યો, પણ એટલામાં તો ચાર રકાબી ફુટી, ત્રણ પ્યાલાનો ખુરદો થયો, એક જગ નીચે ટાંગેલી છબીની ' ફ્રેઇમ ' સ્વધામ પહોંચી અને બેન્ટવુડની ચીનાઇ ખુરસીનો એક પાયો ઢીલો થઇ જવાની ધાસ્તીમાં આવી પડયો. છેવટે કંટાળીને બહુ જ નમ્રભાવે મેં વિનોદને છોકરાંઓને જરા વારવા કહ્યું, ત્યારે એ કમબખ્ત એટલું જ બોલ્યો: ' હોય, એ તો ! આજે છોકરાં કોને ત્યાં છે ? '

' મેં નો'તું કહ્યું તમને, કે આપણાં આ હીરા જેવાં છોકરાંઓ પારકે ઘેર નાહક વગોવાશે ? આવડી જરા રકાબી ફુટી, તેમાં તો

છોકરો આંખમાં આવી ગયો. હોય બા ! આપણાં નસીબ જ વાંકાં કે આવા ધણી આપણે કપાળે ચોંટયા.' ભાભી રડવા જેવું મોઢું કરી બોલ્યાં.

મને તો કંઇ એવું થયું, કે હમણાં ને હમણાં એ સેતાનજાદાઓને 'સુકકું' પકડાવી દઉં; નોકરી જાય તો ભલે જાય, પણ નાહક ફજેતો કેમ ખમાય? આખરે જેમતેમ મનને મારી આટલો વખત ખમ્યું તો જરા વધારે, એમ સમજી હું ચુપ રહ્યો. થોડીવારે પાડોશ-માંથી પણ ચાર છોકરાં શણગારાઇને આવ્યાં. એક છોકરો નવ મહિનાનો હતો, તેને પાડોશી ભુખણદાસ મારા હાથમાં આપતાં બોલ્યા: 'છોકરો બહુ શાંત છે. કલાકોના કલાક બસ શાંતીથી પડી રહેશે ! તમારે એની જરા–ર–રાયે ફીકર નહીં કરવી !'

'થેંકયુ' !' કહી મેં છોકરાને લીધો અને નીચે સુવાડયો. એટલામાં વિનોદના એક ગોધાએ' 'ભેં–એં' કરીને ભેંકડો મૂકયો.

'અલ્યા હા ! ખરે ! એ તો હું ભુલી જ ગયો. આપણા કનુભાઇને આઠ વાગે તો ઘોડો પલાણવાની ટેવ છે, તેથી એણે રડવા માંડયું ! આપણે છે તે ભાઇ ! તું જરા ઘોડો થઇ જાતો !' વિનોદે આસ્તે રહીને કહ્યું.

'કોણ, હું ?' મેં જરા તરડાઇને પૂછયું.

'એટલે ભાઇ ! વાત એમ છે, કે આ મારા કનુને ઘોડે બેસવાનો બહુ શોખ છે. એના જન્માક્ષરમાં ગ્રહો પણ એવા ઉત્તમ ઠેકાણે પડયા છે, કે ઘોડે બેસવાવાળો થાય, એવો 'ફર્સ્ટ કલાસ' એને યોગ છે. મેં પણ એને મારી પીઠપર ઘોડો પલાણવાની ટેવ પાડી છે; એટલે હવે જો એને આજે એમ નહીં બેસવાનું મળશે તો રડી રડીને કલીઆણ કરી મુકશે.' વિનોદે ખુલાસો કીધો. કાંઇ એળીઓ પીધો હોય, એવું ડાચું કરી મેં વિનોદને કહ્યું: 'આ તો બહુ ભારે કહેવાય.'

'ભારે કે હલકું! આજે છોકરાં કોને ત્યાં છે? ચાલ ભાઇ, વાર ના કર! એમ જાણ કે તારા શેઠ આવશે અને મારો કનુ દીકરો જો રડવાપર ચડશે—'

ભાઇ વિનોદ વધુ ભાષણ કરે તે પહેલાં તો હું ઘોડો થઈ ગયો. વિનોદે એના 'કનુ દીકરા'ને મારી પીઠપર ધમ દેતો કે બેસાડયો. એ તો કહો કે હું મજબુત, એટલે જેમનેતેમ ટટાર રહ્યો; બાકી જો કોઇ બીજે 'ઘોડે' એ 'કનુ દીકરો' બેઠો હોત તો 'ઘોડાની છાતી' છેક જમીનને ભેટવા દોડી ગઇ હોત.

'બુચ બુચ, કચ કચ, એઇ ઘોડા! હાઇઓ યુ રાસ્કલ! ચાલ્ટો નહિ કે?' એમ કહી કનુ દીકરો તો મારા પેટમાં એના પગની એડી ઠોકવા મંડયો, તેવી જ મને તો કળ ચડી ગઇ. આખરે નહિ ખમી શકાવાથી હું ઓચિંતો ઉભો થઇ ગયો, એટલે કનુભાઇ ભમ કરતા કે ભોંયે ઝીકાયા.

'હાય હાય મા! આવા ફૂલ જેવા છોકરાપર આટલો સીતમ! તમેબી આમ ઉભા ઉભા ખી ખી શું કર્યા કરતા હશો? જુઓ તો ખરા, આ છોકરાને કંઇ વાગ્યુંબાગ્યું તો નથીને?' ભાભીશ્રીએ ત્રાડ પાડી. કનુભાઇ તો મુંગો જ હતો, પણ ભાભીનું લાડભરેલું બોલવું સાંભળી તે ભભુકી ઉઠયો. એને રડતો સાંભળી એના બીજા ભાઇઓએ પણ એ 'કોરસ' ઝીલી લીધો. આખી ઓરડી છોકરાંઓના ભસવાથી—નહિ—રડવાથી ગાજી ઉઠી! આસપાસના પાડોશીઓ પણ દોડી આવ્યા. ભુખણદાસ શેઠને તો મેં પહેલેથી જ બધી વાત માંડીને કહી હતી, એટલે એ તો હસતા હસતા આઘા ઉભા રહ્યા, પણ બીજાઓ તો કેમ જાણે ભારે અકસ્માત થઇ ગયો હોય એમ 'સીરીઆંઉસ' ડાચું કરી મદદ કરવાને ધાઇ વળ્યા.

' જુઓને આ મારો રતન જેવો છોકરો ! ધબ કરતો કે નીચે પડયો તોય કોઇને છે કાંઇ ? એ મરી ગયો હોત તો અમારો ગયો હોત, બીજાને તેની શી પડી છે ? ચાલો, મારા કનુડા ! ચાલ, મારા દીકરા ! છાનો રહે; એ તો તારા બાપને જ જ્યાં તારી નથી પડી, ત્યાં બીજાનો શો દોષ ? ઉં–ઉં–ઉં–ભોગ મારા નશીબના '—આટલું બોલી ભાભીશ્રીએ ઠુંઠવો મૂકયો. હું તો આભો જ બની ગયો હતો. કનુને કાંઇ જ વાગ્યું નહિ હતું, છતાં એની માએ તો બીમ-શરાફની ચાલી ગજાવી મૂકી.

' હાય હાય મા ! છોકરો આટલો અફળાયો, તોય કોઇએ જોયો જ નહિ ? હું તો ધબાકો સાંભળીને ગભરાયો કે માળીઓ તુટી પડયો કે શું ? ' પાડોશના લલ્લુકાકાએ દીલસોજી બતાવી !

આખરે આ ' શરસ ' નહિ ખમી શકાવાથી, હું વિનોદને આઘો લઇ ગયો અને મેં તેને કહ્યું: ' વિનોદ દોસ્ત ! તેં અત્રે આવીને મારાપર ભારે ઉપકાર કીધો છે ! હવે એક બીજો ઉપકાર નહિ કરે ? '

' બોલની, ખુશીથી ! સેવક તારી સેવામાં હાજર છે. '

' આ તારી વીંછ—નહિ—વહુને અને આ તારાં છોકરાંઓને જરા શાંત નહિ પાડે ? '

' શાંત ! તે કેવી રીતે ? છોકરાને તેં હાથે કરીને પાડી નાખ્યો, એ દેખીતું છે ! છોકરાને વાગે એટલે તે રડે, એ પણ તેટલું જ દેખીતું છે. એના ભાઇની દાઝ જાણી બીજાં છોકરાંઓ પણ સહાનુભૂતિ દર્શાવવા એની સાથે રડવામાં જોડાય, એ બી દેખીતું જ છે. તું શું એમ કહેવા માગે છે, કે એની માએ આ બધું શાંત રીતે બેઠાં બેઠાં જોયા કરવું ? અફસોસ ! મેં તારે માટે આમ નહોતું

ધાર્યું, કે તું છેક આમ નગુણો નીકળશે—અહીં બૈરાં છોકરાં સાથે આવવાની તકલીફ ઉઠાવી, તેની તું કંઇ જ કદર નહિ કરી શકે! અફસોસ! બેકદર દુનિયા! સદ્દહઝાર અફસોસ!'

હેમ્લેટના બાપની માફક છાતીપર ભમાભમ મૂક્કા મારી વિનોદને આમ ભાષણ ભસતો જોઇ હું તો દબાઇ જ ગયો! પણ મારી ઓરડીએ મંડાયલી આ કાંણુ કોઇપણ રીતે પતવી જ જોઇએ; નહિ તો મામલો વધારે ગંભીર થાય અને એટલામાં શેઠ આવી જાય તો જોઇ લો મઝા! એમ વિચારી મેં નમ્રતાથી વિનોદને કહ્યું: 'ભાઇ, બોલ્યું ચાલ્યું માફ કર, પણ હવે આ તોફાનને પતાવ, એટલે થયું. શેઠને પણ આવવાનો વખત થયો છે, માટે હવે તો મહેરબાની કર.'

'આમ સાલસાઇ વાપરે છે, ત્યારે કેવો ડાહ્યો લાગે છે? મારે તો મારો મિત્રધર્મ બજાવવો હતો, એટલે હું તો આ બધું ગોઠી-આરૂં તારા કહ્યા વિના જ અટકાવવાનો હતો; પણ 'ચોર કોટવાળને દંડે' તે મુજબ તું તો ઉલટો અમારો વાંક કહાડવા બેઠો. ત્યારે મારે એ બોલ કહેવા પડયા'—અને યા અજાયબી! વિનોદે ડોળા કહાડયા તે સાથે જ કનુ દીકરો મુંગો થઇ ગયો; એની વહુની થતી પણ શાંત થઇ ગઇ અને બીજાં છોકરાંઓ પણ ડાહ્યાં થઇ ગુપચુપ એક હારમાં ગોઠવાઈ બેસી ગયાં. આ ચમત્કારિક ફેરફાર જોઈ પાડો-શીઓ પણ વેરાઈ ગયા અને ભીમશરાફની ચાલીમાં પાછું શાંતિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું; પણ મારા નસીબમાં શાંતિ અનુભવવાનું સર્જાયલું નહીં હતું. આમ પાંચેક મિનિટ થઇ હશે, ત્યાં તો કોણ જાણે કયાંથી, મારી ઑફિસનો ભાઇબંધ કલાર્ક ભાનુશંકર ભોપલુ મારી ઓરડીએ ફુટી નીકળ્યો.

'તું દોસ ખરો! અમને કહ્યું નહીં ને કે શેઠને આજે તું પાર્ટી આપવાનો છે! એ તો શેઠે જ આખી ઑફિસને તારે ત્યાં પાર્ટીમાં

આવવાનું આમંત્રણ આપ્યું, નહીં તો અમે તો રખડયા જ હોત!'

એ બી ઠીક; પડ પડ તો કે સદાવડી.

'ત્યારે આપણા બીજા ભાઇઓ કયાં છે?' મેં ડાચાને બને તેટલું દીવેલીઉં થતું અટકાવીને પૂછ્યું.

'આવશે! એમ જાણ કે આવવા જોઇએ. લે, આપણી ઑફિસના પટાવાળા પાંડુ અને દાદુ નો આ આવ્યા'' ભાનુ ભસ્યો.

'વાહવા શેઠ, બરા કેલા! અમાલા સાંગીતલા અસતા તો આમી દઉન કલાક અગોદર યેઉન બસલા અસ્તા!' પાંડુએ આવતાની સાથે વિવેક કીધો.

'બરા, આતા શેઠ કુઠ્ઠાં યેતે!' મે પૂછ્યું.

'કોણા લા ડાઉક?'

'ઓટ્ટલો! ભાઇસાહેબ, અમને જ ભૂલ્યા કે?' એમ બોલતા ચકુ ચંદોળ અને કરમચંદ કાટપીટીઆ બાકી હતા, તે પણ ઉગી નીકળ્યા.

'ચાલો ભાઇઓ! તમે સૌ ભલે પધાર્યા. હવે આપણી ઑફિસનો કેશીઅર અને ઝાડુવાળો એ બે આવવાના બાકી રહ્યા.' રડતા જીગરને જેમનેમ શાંત રાખી હું બોલ્યો.

'કેશીઅર નંદલાલને તો શેઠ સાથે આવવાનું નક્કી થયું છે. ઝાડુવાળાને તો ખબર જ નથી પડી, નહીં તો તેય આવતે; છતાં તારો ભાવ હશે તો આજે સાંજના એનેય મોકલીશું.' મિ. ભોપલાએ બાફ્યું.

નાનાં મોટાં મળીને સાત છોકરાં, વિનોદ અને એની 'ફેમીલી,' હું પોતે અને મારી ઑફિસની આખી 'પાંજરાપોળ,' તેમજ

આમાં કાંઇ બાકી હશે, તે મારો રકાસ જોવાને મળેલા આસપાસના પાડોશીઓનું જામેલું જૂથ ! બાપ, બાપ, બાપ ! મારી સાત ફુટની ઓરડીમા અમે બધા ગુંગળાઇને એક પછી એક ટપોટપ સ્વધામ કેમ પહોંચી નહીં ગયા, એ જ મારી અજાયબી છે ! આ બધા ધમસાણુનો ફેંજ શો આવશે તે તો પ્રભુ જાણે.

'વિનોદભાઇ, જરા આમ આવો તો.' હું વિનોદને બહાર લઇ ગયો. મને લાગ્યું કે આ બધા ગોસમડળનો એ કંઇ નીવેડો લાવી શકશે, તેથી મેં એને પૂછ્યું : 'ભાઇ વિનોદ, તેં તો મારાપર એક નહીં, પણ બે ઉપકાર કીધા છે. હવે ત્રીજો નહીં કરે ?'

'હા હા બોલની; સેવક હાજર છે.'

'આ આફતમાંથી નહીં ઉગારે ?'

વિનોદ વિચારમાં પડી ગયો. પછી થોડીવારે તે બોલ્યો : 'કંઇ નહીં, દાસ ! ફીકર ના કર. જા જા, બજારમાં જઇ આપણે બધા ખાઇએ એટલી મીઠાઇ અને સેવગાંઠીઆ લઇ આવ. હું તારી ભાભીને ત્હા મૂકી દેવા કહું છું.'

'માનશે એ ?' મેં શંકાથી પૂછ્યું.

'તું તારે હું તને કહું તેમ કરની ! જો તો ખરો, મામલો કેવો પલટાવી દઇએ છીએ તે ! જા, જલ્દી જા, આઠ વાગવા આવ્યા છે; એમ જાણુ કે તારો ગોધીઓ આવી લાગશે.'

'Thank you ! દાસ' Thank you ! A friend in need is a friend indeed ! વિનોદ, મારી લાજ આજે તારે હાથ છે !' મેં ગળગળતા સાદે કહ્યું.

'ફીકર નહીં.' એમ કહી તે ભાભી પાસે ગયો અને કાનમાં કાંઇ કહ્યું. મેં ડગલો અને ટોપી પહેર્યાં અને 'બેસો સાહેબો, હું હમણાં આવ્યો.' એમ કહી હું મીઠાઇ લેવા નીકળી પડ્યો.

૩

ચકલા સમોવડ કુદતો કુદતો હું પહોંચ્યો જાણીતા મીઠાઇવાળા ગોવિંદજી વસનજીની દુકાને ! ત્યાં પહોંચતાં જ પાટીઆપર 'મ્હૈસુરી અગરબત્તા' વાચી મારા મોંમાં પાણી આવ્યાં. જેલમાંથી એ ભાઇ મ્હૈસુર જેવી કાઇ ફરમાસુ મીઠાઈ બનાવવાનું શીખી આવ્યા હશે, એમ ધારી મેં તો નવાઇની મીઠાઇ તરીકે પહેલો એનો જ ભાવ પુછ્યો:–

'મ્હૈસુરી અગરબત્તી કેમ શેર આપી ?'

'જી, ચૌદ આને.'

'બહુ મોંઘી !'

'અરે, શેઠ ! એવી ઉત્તમ પ્રકારની છે કે—'

'મોંમાં સ્વાદ રહી જાય ! કેમ, એમજ કેની ? લાવો, ચખાડો જરા જોઉં !'

થાણાની સેન્ટ્રલ જેલમાંથી નાસી આવેલો કોઇ દીવાનો તો હું નથી, એમ ધારી ગોવિંદજીનો મીઠાઇ વેચનાર માણસ મારી સામે ટગર ટગર જોઇ રહ્યો. બે મિનિટ એમ જોઇ રહ્યા પછી એની ખાત્રી થઇ, કે હું દીવાનો નથી પણ સ્યાણો છું; એટલે એ હસતાં હસતાં બોલ્યો: 'હ–હ–હ શેઠ, અગરબત્તી તે ચખાતી હશે?'

'ત્યારે એ—'

'ધુપસળી છે, ધુપસળી—સળગાવવાની સુગંધી !' માણસે હસતાં હસતાં અગરબત્તીનો તરજુમો કીધો.

અરે તેચી ! જાણે કાંઇ બન્યું જ નથી એમ કરી, મેં માણસને બધી જાતની પાંચશેર મીઠાઇ અને પાંચશેર સેવગાંઠીઆ તોળવા કહ્યું. પડીકાં બંધાઇ રહેતાં પૈસા ચુકાવી, હું પાછો આવ્યો હતો તેવો ઘેર પહોંચ્યો, એટલે આઠના ટકોરા ઠોકાયા.

'કેમ, વખતસર છું ની ?' મેં વિનોદને હાંફતાં હાંફતાં પૂછ્યું.

'હા, હજી તારા શેઠ આવ્યા નથી. કાલે તને શેઠે કેટલા વાગે આવવાનું કહ્યું હતું ?'

'બરાબર આઠ વાગે ! પણ વિનોદ, જરા આમ આવની.'

'કેમ, શું છે ?'

'આજનો દિવસ સાંગોપાંગ જશે કે ?'

'ઇશ્વર છે.'

'તે તો છે જ, પણ ભાભીનો ભરોંસો નથી રહેતો.'

વિનોદ કાંઇ જવાબ દે, તે પહેલાં તો કાસમ બેન્ડવાલો મીલીટરી ઢબે સલામ કરી ઉભો રહ્યો.

'સલામ સા'બ ! મિ. મહેતા આપકા નામ ?' તેણે પૂછ્યું.

'હા, કેમ શું છે ?' મેં કાંઇક આશ્ચર્ય પામી કહ્યું.

'આપકા આદમી આયાથા, ઉન્ને આપકા હેડ્રેસ દિયા, ઓર બોલા કે શેઠકે વહાં આજ પાર્ટી હે તો તુમકુ બોલાયા હય; આઠ આના એડવાન્સ બી દિયા. બોત 'ફ્સ કલાસ' બેન્ડ લેકર આયા હું. બજાના શરૂ કરે કયા ?' કાસમે પૂછ્યું.

'વિનોદ! જોની આ વળી નવું લફરૂં શું આવ્યું? મારો તો જીવ ફરી આવ્યો! એમ કહી ધબ કરતો કે હું તો ભોંયપર બેસી ગયો. વિનોદ બહાર આવી કાસમને જવાબ દે તે પહેલાં તો—

'સલામ સા'બ! ઇકતોરીઆ બેન્ડવાળા ફરનાનડીઝ અમીચ હૈ. મીસ્તુર મૈથા તુમોરાચ નૉમ, ક્યા?'

'હાં હાં. કયા કામ હય?' મેં ફાટેડોળે જવાબ દીધો.

'કુચ નૈ!' એમ કરતો કે એ તો દાદર આગળ દોડ્યો અને આખો માળો સાંભળે એમ એણે બુમ પાડી: 'પેડ્રો, પેડ્રો, કમ! અપ. ઇદરેસ ઇદોરકાચ હૈ!'

ધમાધમ દાદર ગજાવતા પેડ્રો, પડઘમવાળો અને બીજા ઉપર ચડી આવ્યા.

'અરે, પણ ભાઇસા'બ! હમકુ તો કોઇ બેન્ડ નહિ ચઇતા. કીન્ને ભેજા તુમકુ?' મેં કાસમ તેમજ ફરનાનડીઝ બન્નેને પૂછ્યું.

'કયા? નેઇ ચઇટા? તો એડવાન્સ ફઇસા કાયકુ દિયા, અયઁ?' વાંકાટીકા થતાં ફરનાનડીઝે કહ્યું.

'હાં! હમને તો હઝુન ફઝરકી નમાઝ બી નહિ પઢા! તુમ લોક હમેરા કામ પડતા હય, તબ દોડતે દોડતે આતે હય: 'કાસમ! ચાલો, ચાલો જલદી કરો,' કર કર હમકો પૂરી નમાજભી નહિ પઢને દેતે. હમ હઝાર કામ છોડકે આયા તો અભી તુમ બોલતા, 'નહિ ચઇતા!' વાહ! એ કુછ અચ્છે આદમીકી રીત હય? કીસ સાલેને અભીતક ચ્હા બી મુંમે ડાલી! મેરે મનમે કે શેઠકા કામ ઉતાવલકા—'

' અરે, ભાઇ! છોડની પંચાત ! સવારનો વખત છે; બે ગીત બજાવી લે તો શા વાંધો છે? જો, આઠ વાગી ગયા છે અને એમ જાણુ કે શેઠ આવતા હશે !' ભાનુશંકર ભોપલુ બોલી ઉઠયો:

' હા, હા; બજાવ બજાવ, અલ્યા ! ગરમી બહુ પડે છે, તે જરા ઠંડક થાય !' મિ. કાટપીટીઆએ કાસમ બેંડવાળાને આંખ મારી કહ્યું.

વિનોદ તો આ બધો તમાસો હસતો હસતો જોઇ રહ્યો હતો. વાજાંવાળા આવેલા જોઇ છોકરાંઓ પણ કુદતાં કુદતાં તાળી પાડવા લાગ્યાં. કનુએ કહ્યું: 'બજ્જા' બજ્જા !' ભૂખણકાકાના નથુએ કહ્યું: 'બજ્જા બજ્જા! અને છોકરાંઓની આખી ફોજે 'બજ્જા બજ્જા'ના ધડાકાથી શરાફના ભીમકાકાની ચાલી ગજાવી મૂકાવી. પાડોશીઓ એકવાર ફરીથી બહાર આવ્યા. નીચેના ભોંયતળીયાંના ભાડુતો પણ ઉપર ધસી આવ્યા.

' બજ્જા ! બજ્જા !' મિયાં કાસમને તો એટલું જ જોઇતું હતું.

' કરંજક રંજક ભોપ્પો પો, કરંજક–રંજક ભોપ્પો પો !' મિયાં કાસમનું બેન્ડ ગાજ્યું. ફરનાનડીઝ પણ કાંઇ રાંડીરાંડનો દીકરો નહિ હતો. પેડ્રો પડઘમવાળાની મદદ સાથે એ પણ માડીજાયો યુધ્ધે ચડયો !

' વિનોદ !' હું રડવા જેવો થઇ જઇ બોલ્યો.

' ભાઇ !'

' આ ધમસાણ— '

' મારી દીલસોઝી છે, તારા તરફ !'

' શું કપાળની દીલસોઝી ! એવી લુખ્ખી દીલસોઝી શા કામની ? કાંઇ રસ્તો બતાવ, કોઇ રસ્તો કહાડ: નહિ તો જરૂર માનજે કે

એકાદ એનાં આજે ખૂન થઇ જશે ?' મેં ગુસ્સાથી રાતાપીળા થઇ જતાં કહ્યું.

' કરંજક–રંજક ભોપ્પો પો, કરંજક રંજક ભોપ્પો પો.'

' એમ ગુસ્સે શું થાય છે ! બે ઘડી આ બેન્ડ તો સાંભળ !' મને ગુસ્સે થતો જોઇ વિનોદ બોલ્યો.

કરંજક રંજક ભોપ્પો પો–બેન્ડ વાગતું હતું. કાસમના દેશી અને ફરનાનડીઝના વિલાયતી ગીતનાં મિશ્રસ્વરથી આખું વાતાવરણ બેસૂરૂં થઇ ગયું.

'ભાઇ ! આપણે છે તે, આજે કાંઇ છે કે ? હેં–એ ! અમને જ ભૂલી ગયા કે ?' પાડોશના લલ્લુકાકાએ બળતામાં ઘી હોમ્યું. હું કોઇ એવા જ આદમીની શોધમાં હતો. એકાદ બોઘલાને બે ચાર થપ્પડ લગાવ્યા સિવાય, મારો ક્રોધ શાંત થાય એમ નહિ હતો. વિનોદ ચેતી ગયો અને આગ સળગે તે પહેલાં તે મને દૂર લઇ ગયો.

' અરરર ! ઓ ભા–ઇ–ઇ ! હું બહુ થઇ ગયો.' કનુએ કુદતાં કુદતાં બુમ પાડી.

' શું થઇ ગયો ?' મેં મોટેથી પૂછ્યું.

' છી કરવી છે.'

અને એમ છએ છોકરાં સાથે જ છી કરવાનાં થઇ ગયાં ! છોકરાંઓને એકકે સામટો લાગુ પડતો એ ચેપ બહુ જાણીતો છે.

' જા, ભાઇ ! લઇ જા એને.' વિનોદે કહ્યું.

' કોણ, હું ?'

'તું નહિ તો કોણ ?'

'હમણાં શેઠ આવશે તો ?

'હું સાચવી લઇશ.'

'અને આ વાજાંવાળા—'

'અરરર ભાઇ !' છોકરાઓએ ચીસ પાડી.

'ચાલો, સાલાઓ ! ચાલો. થાવ આગળ.' મેં વાજાંના ઘોંઘાટમાં બૂમ પાડી કહ્યું અને એ આખી 'છાવણી'ની હાજતને સંતોષ પમાડી, હું પાછો ઓરડીમાં આવ્યો, ત્યારે સ્થિતિ અસલ જેવી જ હતી. માત્ર વાજાં વાગતાં બંધ પડયાં હતાં.

'અરે, વીનુ ! દીઅર–જીઈ જરા તમારા ભાઇને અંદર મોકલજો.' રસોડાની ઓરડીમાંથી ભાભીનો અવાજ આવ્યો.

'અલ્યા ! જો તો, અંદર–ભાભી બોલાવે છે.' વિનોદ આંખ મારતાં કહ્યું. હું આખો ખેલ સમજી ગયો. ભાભીમાં થયલા જબરદસ્ત ફેરફારથી મને પણ એક જબરદસ્ત આંચકો લાગી ગયો ! ધડકતે જીગરે હું રસોડાની ઓરડીમાં ગયો. ભાભી ધીમેથી બોલ્યાં : ભાઇ! આ બીજા તપેલામાં જોઇતી ચ્હા નાખી, ઉપરથી ગરમ ઉકળતું પાણી રેડી ચ્હાને ઠારવા મૂકી છે. તમે પાડોશમાંથી લાવીને કે તમારા ઘરમાંથી કહાડી રકાબી પ્યાલા અહીં મૂકો. આ મીઠાઇને માટે થોડી રકાબી વધારે લાવજો : તેમાં હું મીઠાઇ પૂરી મુકીશ. આ દૂધ તો તમે લઈ રાખ્યું હશે, તે બરાબર છે. અહીં તો બધું તૈયાર છે, પણ તમારો સાહેબ કયાં ?

'જહન્નમમાં' હું કહેવા જતો હતો, પણ મગજપર કાબુ રાખી, હું પાડોશમાંથી પ્યાલા રકાબી વગેરે જોઈતી વસ્તુઓ લેવા ચાલ્યો ગયો.

'લ્યો આ. ભા—'

'અરે, ચુપ! ધીમેથી. તમારી ઑફિસના માણસો મને ભાભી કહેતાં સાંભળશે તો બધો ધાણ બગડી જશે.'

અલબત્ત, ભાભીનું કહેવું ખરૂં હતું: કારણ કે આખો ફારસ સફળતાથી ભજવવા મારે એમ કરવું જરૂરનું હતું. હું પ્યાલા રકાબી મૂકી બહારના ખંડમાં આવ્યો.

'વિનોદ! અંદર બધું તૈયાર છે; હવે શેઠ આવે એટલી ખોટી! સાડા આઠ તો થઇ ગયા. કોણ જાણે સાલા—'

આખું વાક્ય પુરૂં કરૂં તે પહેલાં તો '**આલા રે આલા, સોરાબશા શેઠ આ...લા!**'

શેઠનો ધોધારી ઘાંટો દાદર તરફથી આવતો સાંભળી, તે તરફ હું તેમજ વિનોદ, શેઠને લેવા દોડી ગયા. ઑફિસના બીજા માણસો પણ પાછળ આવ્યા. રાજેશ્રી ભોપલાએ કાસમને આંખ મારી, એટલે મિયાં કાસમે તો "આનંદ મંગળ ગાઓ, પરણાવી લઇશું લ્હાવો; મારી વેવાણ, રસીલી જોડી શોભશે."વાળું ગીત ઠોકવા માંડયું. ફરનાનડીઝના બેન્ડે પણ 'વલ કમ' (Well come) વાળું ગીત લલકાર્યું. એ વાજાંવાળાને અટકાવવાનો સમય પણ નહીં હતો, તેમ પ્રસંગ પણ નહીં હતો.

'અરે, અરે! મિ૦ મ્હેતા! મારે વરે આટલી તસ્દી? આય વાજાં સું, ને આય બધી ધાંધલ સું? જો, નંદલાલ! આ એવને તો આપરે બધાને શરમાવી નાખ્યા. હા–હા–હા!' કરતા શેઠ હસી પડયા અને મારી સાથે બહુ દાબીને 'શેકહેન્ડ' કીધી. શેઠને આટલા બધા સદ્‌ભાવથી મારી સાથે આ પહેલી જ વખત વર્તતા જોઇ મારૂં શેર લોહી ચઢયું. વાજાંને માટે વરદી આપનાર ભેદી માણસે એ મશ્કરી ભલે કરી!

'આય એવન શેઠ કોન?' શેઠે ખુરશીપર બેસતાં પૂછ્યું.

'જી, મારા મિત્ર વિનોદ !'

'Oh ! very glad to see you, Mr. Vinod!' કહી શેઠે વિનોદની સાથે હાથ મીલાવ્યા અને પછી મારા તરફ ફરી બોલ્યા: 'Excuse me Mr. Mehta આજે હુ લગભગ અર્ધો કલાક લેઈત થઇ ગયો, પન એમાં દોસ આપરા કેસીયરનો છે. બરાબર આઠ વાગે એ મને લેવા આવવાના ઉતા, પન એની કોઇ મમ્માઇ રાતના ગુજરી જવાથી એને સમસાન જવાનું થવાથી, એ સવારમાં લેઇત થઇ ગીઆ. એના આવીઆ વગર મને તમારો આય તબેલો મળતે નહીં. હી–હી–હી–ગરમી સખત પરેચ; પંખોબંખો રાખોચ કે?'

'જી, હા; આ રહ્યો.' કહી મેં શેઠને પંખો આપ્યો.

'વિનુ દીઅર–જીઇ ! જરા તમારા ભાઇને અંદર મોકલજો. આ ચ્હા તૈયાર થઇ છે.' અંદરથી ભાભીનો અવાજ આવ્યો. હું રસોડામાં ગયો.

'અરરર, મિ. મ્હેતા! મારે વરે આય બઢી ટસ્દી?'

'કંઇ નહીં, શેઠ! કંઈ નહીં. અમારા જેવા ગરીબને ત્યાં આપ જેવાનાં પગલાં કયાંથી?' શેઠના સામે એક સ્ટુલ ગોઠવી તેપર એક ટેબલકલૉથ પાથરી, ચ્હા તેમજ મીઠાઇની રકાબીઓ ગોઠવતાં હું બોલ્યો. છોકરાંઓ 'પારસીકાકા'ની ખુરસી આસપાસ ઘેરાઇ વળ્યા.

'એક–બે–ટન, આય છ અને આય નીચે સુતો છ, તે તમારૂં લેટેસ્ટ કેલેન્ડર કે મિ. મહેતા?' શેઠે હસતાં હસતાં પૂછ્યું.

'જી.' મેં પતાવ્યું.

'અને અંદર છે, તે તમારાં વાઇફ?'

'જી.'

શેઠ વિચારમાં પડી ગયા. 'નંદલાલ!'

'જી–ઇ.'

'કાંઇ નહીં; એ તો હું એમ કહેતો હતો, કે ચ્હા ઠંડી પરી જાયચ; પીવા માંડો, મિ. મ્હેતાની સલામતી!'

બીજાઓને માટે ચ્હા તથા મીઠાઇની રકાબીઓ નીચે ભોંયપર ગોઠવી હતી. શેઠે ચ્હાની રકાબી લીધી, એટલે બીજાઓએ પણ ચ્હાના 'ભુસકા' શરૂ કીધા. છોકરાઓની 'બાજ' રસોડામાં મંડાઇ હતી. એટલે એ બધાંને એક પછી એક રસોડામાં હડસેલી આપ્યાં હતાં.

૪

વાજાંની 'ઢાંઢલ'થી શેઠને લાગેલી 'ગીલી' જોયા પછી, શેઠના ગયા પહેલાં એ 'બુલબુલ'ને ઉરાડી મૂકવાની મારી ઇચ્છા કંઇક મોળી પડી હતી! કદાચ વાજાંને વદાય કરવાનું ધારૂં, તોય પૈસા ચુકવતી વખતે અઢારસો ને સતાવનના બળવાનું સ્મરણ કરાવ્યા સિવાય, મિયાં કાસમ ને ફરનાનડીઝ પતે એમ નહિ હતા. હવે તો જે થાય તે શેઠના ગયા પછી જ, એમ સમજી એ બાબતમાં હું મુંગો રહ્યો. આજે આતવાર હોવાને લીધે ઓફિસ બંધ હતી, એટલે અમે બધા ફુરસદમાં હતા; નહિ તો વરઘોડો જરૂર વહેલો પતાવવો પડતે!

મારે ત્યાં આવતાં ગોધીઓ જેવો ગેલમાં હતો, તેવો ચ્હા પીધા પછી નહિ રહ્યો હતો, એટલું હું જોઇ શકયો––કોઇ આદમીએ જબરદસ્ત મશ્કરી કરવા ધારી હોય, પણ તેને બદલે ઉલટો પોતે જ 'બસમની' જાય, તે વખતે એનો અવતાર જેવો થઇ રહે, તેવું જ કંઇક ગોધીઆની બાબતમાં બન્યું! અલબત્ત, એટલું ખરૂં, કે એ ફેરફાર બહાર જણાઇ નહિ જાય, એમ કરવા શેઠજી દરેક પ્રયત્ન કરતા હતા.

ચ્હા ખલાસ થતાં રકાબી સ્ટુલ ઉપર મુકી શેઠ બોલ્યા: ‘ નંદલાલ ! ’

‘ જી–ઇ. ’

‘ કંઇ નહિ, એ તો હું એમ કહેતો ઉતો, કે મિ૦ મ્હેતાનાં ‘ વાઇફ એજ્યુકેટેડ ’ લાગેચ, એમ હું આ ચ્હા ઉપરથી કહી સકુંચ ! શું તેસ્તમાં ચ્હા બનાવી છ ! તમારા હિંદુ લોક ઉકાળી ઉકાળીને ચ્હાનું ‘ દીકોકસન ’ કરી મૂકેચ, તેવી આ ચ્હા નથી, પન ‘ઇન્ફ્યુઝ’ કરીને ચ્હા બનાવેલી લાગેચ. I Sincerely congratulate you, Mr. Mehta ! May I crave to have a look at your wife ? ( મિ૦ મહેતા! હું તમુને મુબારકબાદી આપુંચ ! તમારાં વાઇફને જરા જોવા દેસો ? ) ’

‘ By all means ! ખુશીથી, વિનોદ ! જરા ભાભીને—’ હું બોલતો હતો, પણ વિનોદે તે સુધારી લઇ બહાર બેઠે બેઠે જ બુમ પાડી: ‘ અરે ! ભાભીઇ ! જરા બહાર આવો તો ! ’ મોટો ઘુમટો તાણીને નહિ, પણ સ્ત્રીજાતિને યોગ્યમ ચોંદામાં આવી ભાભી બારણા આગળ ઊભાં રહ્યાં. શેઠ તરત ઉભા થઇ ગયા. ‘ મેં આજે તમુને બહુ તસ્તી આપીચ. ’ તેમણે કહ્યું.

‘ જી, કાંઇ નહિ. અમ જેવા ગરીબને ત્યાં આપ જેવાનાં પગલાં કયાંથી ? ’ ભાભીએ કહ્યું.

ગરીબ ! શેઠ જેવા બેને ખીસામાં મૂકે એટલા ભાભીના પિતાશ્રી ધનવાન હતા ! અને વિનોદ પણ કાંઇ ગરીબ નહિ હતો ! પણ ભાભીનો જવાબ સાંભળી મને તો સાળુ મનમાં કંઇકંઇ થઇ ગયું ! અહમ્ !

‘ જી, ગ્રેજ્યુએટ હોસો ? ’ શેઠે પૂછ્યું.

'ના જી, ગુજરાતી સાત ચોપડી સુધી ભણી છું.' ભાભીએ કહ્યું.

'ઠીક, સિધાવો; હું તમુને જોઇને બહુ ખુસ થયો છું.' શેઠ બોલ્યા. ભાભી અંદર ગયાં, એટલે શેઠ પાછા ખુરસીપર બેઠા. શેઠની રહીસહી શંકા પણ નિર્મૂળ થઇ. રસોડામાં બૈરીને બદલે કોઇ મુછાળો તો બૈરીનો વેશ નથી ભજવતો, એમ ખાત્રી કરવા જ ચાલાક શેઠે ભાભીને જોવાની આમ ખુબીથી માગણી કીધી હશે, એમ મને લાગ્યું ! ગમેતેમ પણ ભાભીના અંદર ગયા પછી શેઠ ગંભીર વિચારમાં પડી ગયા. મૂછે હાથ ફેરવતા તે બોલ્યાઃ 'નંદલાલ !'

'જી–ઈ.' બદામના હલવાનો ડબુસો મારતાં અટકી જઈ નંદલાલે જવાબ દીધોઃ પણ એટલામાં અમારી ઓફિસનો પટાવાળો પાંડુ બહાર ચાલીમાંથી આવ્યો અને બોલ્યોઃ 'મ્હેથા શેઠ ! એ કોન માળી બાહેર આલા હાય, તે તુમાલા પ્રચારતે !'

'માળી ?' હું આશ્ચર્ય પામ્યો.

'હોય.'

હું બહાર જોવા જતો હતો, એટલામાં માળી જ હાર તુરા અને ફુલનાં બટનની છાબડી લઇને અંદર આવ્યો.

'હા તુમચા આરડરચા હારતુરા આણી બટન !' તેણે કહ્યું. હવે મેં હાર તુરાનો ઓર્ડર જ નહિ આપેલો ! આ 'ભુલાચુકા'ના મા–બાપને એકાદ સંભળાવવા જતો હતો, એટલામાં જ વિનોદ બોલી ઉઠયોઃ 'હોય, હોય ! ઠેવ ખાલી ! કીતી પૈસા હાય ત્યાચા ?'

'સાડેચાર રૂપાયા ! દોન રૂપાયાચા હાર રૂપાયાચા તુરા આણી દોન રૂપાયાચા બટન ! હી પાંચ રૂપાયા ઝાલા; ત્યાતુન તુમચ્યા આદમીની આઠ આણે એડવાન્સ દીલા હોતા, તે વજા હોઉન સાડે-ચાર રૂપાયા રાહલા.'

'બરા; ભાઇ! આને સાડાચાર રૂપીઆ આપી દે તો.' વિનોદે મને આંખ મારી કહ્યું. હું સમજી ગયો. ગુપચુપ કબાટમાંથી સાડા ચાર રૂપિયા કહાડી આપી મેં માળીને વદાય કીધો. માળીના ગયા પછી વધારે ગંભીર વિચારમાં પડી ગયલા શેઠ બોલ્યા : 'નંદલાલ !'

'જી–ઈ.'

'તારો રિપોર્ટ તદ્દન ખોતો લાગેચ ! '

'જી, હું પણ હવે એમ ધારૂં છું.'

'મિ. મહેતા !' શેઠ ખિસ્સામાંથી ઘડીઆળ કહાડી ટાઇમ જોતાં બોલ્યા.

'જી.'

'ઘની જ ગંભીર ભૂલ થઇ છ !'

'શી સાહેબ ?' મેં આતુરતાથી પૂછ્યું. મારા પેટમાં પોપટી રમવા માંડી !

'મને એમ ખબર મળી હતી, કે તમુને બઇરી જ નથી.'

'જી.'

'પન હવે હું જોઇ સકુંચ, કે તમુને બઇરીબી છે અને સાત સાત છોકરાં બી છે !'

'જી.'

'કદાચ તમે કહોચ તેમ તમારાં 'ઘરડાં લુલાં આંધળાં ગરીબ માય ને બાપ' પન દેશમાં હોસે ! એ હો કે નહિ હો, પન સાઠ રૂપીઆમાં આતલા મોતા ફેમીલીને હાલની સખ્ખત મોંઘવારીમાં નભાવવું

બહુ મુસકેલ છે. અસુરેથી તોય હું મારી ભૂલ સુધારૂંચ અને આજથી જ તમારો પગાર વધારી પોનોસોનો કરી આપુંચ.'

'અરે સાહેબ—'

'જાવ એંસી કરૂંચ; હવે બોલતા ના. આવતે વરસે સોનો ચાન્સ આપસ. નંદલાલ! Do you hear me? (સાંભલેચ કે?)'

'જી–ઇ.' આંખ ચોળતાં નંદલાલ બોલ્યો.

ચકુ ચંડોળ જરા ઉંચો નીચો થયો! કાટપીટીઆને છીંક આવી ગઈ! એમ ઑફિસના દરેક આદમીને કંઇ ને કંઇ થઇ રહ્યું.

'નંદલાલ! વખ્ખત બહુ થઇ ગીયો. હું હવે જવસ, મિ. મહેતા! મિ. વિનોદ! સાહેબજી.'

'સાહેબ! અહીં પધારી આપે મને ઘણાજ આભારી કીધો છે. વળી પગારમાં વધારાને માટે તો મારાથી આપનો ઉપકાર ભૂલાશે જ નહિ.' વિનોદે શેઠને હાર પહેરાવ્યો, મેં તુરો આપ્યો અને પાંડુએ બધાંને બટન વહેંચ્યાં.

'Thanks, many thanks!' શેઠે કહ્યું અને રસોડાના બારણા આગળ જઇ 'ભાભી'ને સંબોધી બોલ્યા: 'બાઇજી! હું રજા લેઉં છું. આજનો દિવસ હું નહિ ભૂલસ!'

'જી, સધાવો. આજનો દિવસ તો અમે પણ જીંદગીમાં નહિ ભૂલીએ!'

'સાહેબજી! ઓહો, મી. કાટપીટીઆ! તમેબી આયાચ શું? મેં તો તમુને જોયા જ નહિ!'

'હું આપની પાછળ જ બેઠો હતો. મિ. મહેતાએ ઑફિસમાં બધાને નોતરૂં આપ્યું હતું, કે આજે આવજો; એટલે અમે બધા

આવ્યા.' કોટના બટન–હોલમાં ફૂલનું બટન ખોસતાં કાટપીટીઓ બોલ્યો. હવે આ ચોખ્ખી તોપ જ હતી ! સા–લા–એ મને તો એથી ઉલટી જ વાત કરી હતી : શેઠના કહેવાથી એ લોકો આવ્યા છે એમ એ ભસ્યો હતો ! ખરો ! ' મામેરૂં' સાંગોપાંગ પત્યું, એટલે મને એ બાબતની શી કનવાર હતી ?

શેઠ હારતુરા સાથે બહાર નીકળ્યા, એટલે કાસમ ને ફરનાનડીઝ ઉંઘતા હતા. તેમને મેં ચીમટો દઈને ઉઠાડ્યા. એકદમ ઝબકી ઉઠી, મોઢામાં વાજું ખોસી બન્ને વાજાંએ સામટું ' ગોડ સેવ ધી કીંગ'નું ગાયન ઠોકી, આખી ચાલી ગજાવી મૂકી. હું તેમજ વિનોદ શેઠને નીચે ગાડી સુધી મૂકી આવ્યા. ઑફિસના બીજા માણસો પણ વિદાય થઇ ગયા. ઉપર આવી ભુખણકાકાને ઘણા ઘણા ઉપકાર સાથે એમની હાલતીચાલતી જંગમ 'મીલકતો' સોંપી આવ્યો અને પછી હું કાસમ તથા ફરનાનડીઝને લઇ બેઠો !

' અરે, સેઠ ! તુમને તો પંદરા રૂપયામેં હમારી ઠુસ નીકાલી ! ' કાસમે ધીમે ધીમે જાત બતાવવા માંડી !

' અરે પણ પંદરા રૂપયા ઠરાયા કીસ ગધ્ધેને, વો તો બતાવ ?' મેં પણ એને ઉધડો લેવા માંડયો.

આખરે હા ના કરતાં પાંચ રૂપીઆમાંથી એના કહેવા મુજબ એડવાન્સના આઠ આના બાદ જતાં સાડાચાર રૂપિયે એ પત્યો. ફરનાનડીઝને પતાવતાં વાર લાગી નહિ. એણે તો પહેલેથી જ કહી દીધું, કે સાત રૂપીઆ ઠરાવ્યા હતા; તેમાંથી આઠ આના એડવાન્સના જતાં સાડાછમાં એ પત્યો. આટલો ખર્ચ થતાંય આજનો દિવસ સફળ થયો, તેથી મારો જીવ આજે લહેરમાં હતો. બધું તો પત્યું, પણ વાજાં તેમજ હારતુરાની વરદી આપનાર ભેદી માણસ હજી પકડાયો નહિ હતો. ઓફિસના કલાર્કો ' તાપી માતાને ન્હોતરે '

ધોલીમાં આવી ગયા, એ પણ એક ભેદ હતો. શું આ કામ શેઠનું પોતાનું હતું કે ઑફીસના કોઈ એક અથવા વધારે કલાર્કનું હતું: કે–કે–પછી તે ખુદ વિનોદનું જ હતું? કોઈ સારો 'ડિટેક્ટીવ' આ ભેદનો 'ખોલાસો' કરી શકશે?

'ભાભી! તમારી અને વિનોદની કુનેહથી–શું કહું–આજે એક હડહડતા જુઠ્ઠાણાની ફત્તેહ થઈ!' મેં ઓરડીમાં દાખલ થતાં કહ્યું.

'જુઠ્ઠાણાની ફત્તેહ?' ભાભીએ આશ્ચર્ય પામી પૂછ્યું.

'નહિ તો બીજું શું? ધારો, કે આજે મેં આ જુઠ્ઠાણું નહિ ચલાવ્યું હોત તો મારો આટલો પગાર વધતે કે? શેઠ તો મારી રેવડી દાણાદાણ કરવા જ આવ્યા હતા. મારી બૈરી અને સાત છોકરાંની વાત એણે એક ગપ્પું જ માનેલું અને તેથી જ મારો ફજેતો કરી કદાચ નોકરીપરથી પેંડો આપવાનો નિશ્ચય કરી, મારે ત્યાં આવવાની તેણે તસ્દી લીધી હોય! ભાભી! સત્ય માનજો, કે પહેલાં તો મેં તમને–આપણે છે તે તમને લઈને—'

'વીંછણ કે એવી જ કોઈ ધારેલી, ખરૂંની?'

'હા એમજ!'

'એ બધા મારા વિનુ 'ડીઅર'ના પ્રતાપ! મને એણે શરૂઆતમાં એ જ વેપ ભજવવા કહેલું અને તમે જ્યારે મને શરૂઆતમાં વીંછણ જ ધારી, ત્યારે તો હું માનું છું, કે મેં મારો પાર્ટ બરાબર ભજવ્યો હતો, કેમ વિનુ?'

'ખરેખર! તેં મને પહેલાં ગધેડો કહ્યો, ત્યારે તો હું પણ જરા ગભરાયો હતો.' વિનોદ હસતાં હસતાં બોલ્યો.

'હીઅર–હીઅર!' હું પણ હસી પડયો.

'પણ ભાઈ ! પહેલાં તો તમને સજ્જડ બનાવી કહાડી, આ તમારી જુઠ્ઠાણું ચલાવવાની ખોડ જીંદગીભર ભૂલાવી દેવાની અને પછી તમને બચાવી લેવાની વાત નહીં હોત, તો હું એ નાટકમાં પાર્ટ લેવાની સાફ ના પાડતે.' ભાભીએ કહ્યું.

'મહેરબાની, ભાભી ! તમારી મહેરબાની. મારો ચામડી ઉતારી તેના જોડા તમારે માટે બનાવું, તોય તમારા ઉપકારનો બદલો નહીં વળે.'

'એ તો ઠીક, પણ હવે તમે અમારી આજની મહેનતનું ભાડું ચુકાવો, એટલે અમે જઇએ.' ભાભીએ કહ્યું.

'ભાડું ?' મેં પૂછ્યું.

'હા, ભાડું ! 'ભાડુતી બાયડી'ને ભાડું તો પહેલું !' ભાભીએ હસતાં હસતાં કહ્યું.

'ભાભી! તમેજ ભાડું ઠરાવો. મારાથી બની શકે એટલું હશે, તો તો હું બાપદાદાના વચનથી આપવા બધાઉં છું.'

'જોજો, ફરી ના જતા !'

'ના, ના; હું જુઠું નથી કહેતો.' મેં મક્કમતાથી કહ્યું.

'તમે હમણાં જ જુઠ્ઠાણાની ફત્તેહ ઉજવીને ?' ભાભીએ કટાક્ષ કીધો.

'હા, તમે પણ જોઇ ને ?'

'ખરૂં છે, પણ તે જોઇને હું બેસી રહી શકું એમ નથી. જુઠ્ઠાણાની ફત્તેહ ? કેવું વિચિત્ર ! કેટલું અકુદરતી ! કેટલું ધિ-ક્કા-ર-ના લાયક ! શરૂઆતમાં જુઠાણું ફાવેલું દેખાય, પણ ધારો કે પાંચ દિવસ રહીને શેઠને તમારી પોલ માલમ પડી-'

'તો શું વળી? લીલું નાળીએર ને સુક્કો ગોળ!' હું વચ્ચે જ બોલી ઉઠયો.

'અને વધારામાં બદનામીનું ફાટું ઢોલ!' વિનોદે પૂર્તિ કરી,

'હા, એ પણ ખરૂં. ત્યારે હવે મારે કરવું શું, તે સમજાવશો? ભાભી! તમે તો ભાડું ઠેરવતાં જુઠ્ઠાણાની ફીલસુફીપર ઉતરી પડયાં!' મે કહ્યું.

'એ ફીલસુફીમાં ઉતર્યા સિવાય ભાડું ઠરાવાય એમ નથી. તમારૂં આ 'જુઠ્ઠાણાની ફત્તેહ'વાળું સૂત્ર તો ફરવું જ જોઇએ!'

'તે કેમ? મારે શું શેઠ પાસે જઇને એમ કહેવું, કે આજે બનેલી ઘટના સાવ ઉભી કરેલી હતી? મને બાયડીએ નથી, તેમ છોકરાંય નથી: હું તો સાવ વાંઢો છું!'

'એમ જ; એ જ મારૂં ભાડું.'

'ભાભી—'

'કોઇ બીજી રીતે મારૂં ભાડું ચૂકવાય એમ નથી.'

'વિનોદ—'

'એ જ, ભાઇ! એ જ; તારી ભાભીનું ભાડું તો બહુ કપરૂં છે!'

'ના, ના; હિંમત હોય તો પ્રમાણમાં સહેલું છે. ચુકાવો અથવા ફરી જાઓ!' ભાભી બોલ્યાં.

'ના, ના; તે ચૂકવીશ. Come what may! ગમે તે થાઓ; મારા બાપદાદાનું વચન છે.' મેં મક્કમતાથી કહ્યું.

'ઇશ્વર તમને ફત્તેહ આપો, એવો મારો આશીર્વાદ છે. પ્રભુ-કૃપા હશે તો આપણે બધાં જોઇશું કે શરૂઆતમાં ગમેતેમ, પણ આખરે ફત્તેહ જુઠ્ઠાણાની નહિ, પણ સચ્ચાઇની છે.'

'અસ્તુ. ભાભી ! તમે આજે મને એ રીતે બચાવ્યો છે.'

'ઇશ્વરનો પા'ડ માનો. ચાલો, વિનોદ ! હવે ઘેર. છોકરાંઓ પણ અકળાયાં લાગે છે. આવજો, ભાઈ ' આજે આપણે ત્યાં જ જમજોના !'

'હા, જરૂર આવીશ. તમારી સૂચના તો હવે મારે મન આજ્ઞા છે. વિનોદ ! તું બહુ ભાગ્યશાળી છે. તારી હું અદેખાઇ કરૂં કે ?'

*                *                *

બીજે દિવસે ખુલતી ઓફિસે મેં શેઠ પાસે જઇ સર્વ વાતનો ખુલાસો કીધો. શેઠ પ્રથમ તો બહુ આશ્ચર્ય પામ્યા, પણ પછી ખુશ થઇને બોલ્યાઃ 'તમારા આ ભોપાલાની વાત મને જો બારો-બારથી મલી હોત તો નોકરીપરથી હું તમુને ઉખેરી નાંખતે; એટલું જ નહિ, પન બીજે કોઇ થેકાને તમુને મુંબઇમાં તો નોકરી નહિ જ મલે, તે પન હું જોતે. શુકરાંના કરો, કે તમુને સારી બુદ્ધી સુજી અને આમ પરમાણીકપને એકરાર કરવાને આજે તમે આયા. હવે જે થયું તે થયું. તમારી આજની વાતથી હું ઘનો જ ખુશ થયોછ અને જુઠ્ઠાણાંની નહિ, પણ આખરે સચ્ચાઇની જ બોલબાલા છે, તે દેખારી આપવા તમુને કબુલેલો પગાર તથા 'પ્રમોસન' હું કાયમ રાખુંછ! દાદાર હોરમઝ તમુને નેક બાસિયત બખસે, એમ દુવા ગુજારૂંચ અને આસા રાખુંછ, કે તમે હવે થોરા વખતમાં પન્ની જસો !' ખુશાલીથી ઉછળતા જીગરે મેં આ વાત ભાભીને કહી અને એ રીતે મેં એ 'ભાડુતી બાયડી'નું ભાડું ચૂકવ્યું !

આખર વાંચનાર વ્હાલા! તમારી રજા લેતાં હું કહી દઇશ, કે મારા ભલા શેઠની નેક સૂચના મુજબ ટુંક સમય પછી આ તમારો નમ્ર સેવક—'પન્ની ગીયોછ !'



# ડક્કા ઓવારે !

હોઠે આંગળી અડાડી ખરા બપોરે હું વિચારમાં ઉભો હોઉં, ત્યારે કદાચ કોઇને એમ લાગે કે હું દાતણ કરતો હઇશ: પણ ના, ના: હું દાતણ કરતો નથી, પરંતુ વિચાર કરૂં છું વિચાર, કે દુનિયામાં ખરા પ્યાર જેવી કોઇ ચીજ છે કે નહિ ? અફ્સોસ ! દશ હજાર અફ્સોસ ! હકીકત બધી આમ છે !

ઘણાં વર્ષની વાત છે, જ્યારે મારી જન્મભૂમિ સુરતમાં, હોળીના દિવસોમાં, ધર્મક્ષેત્ર એવા કુરૂક્ષેત્રરૂપ અમારા ફળીઆને નાકે સોટાયુદ્ધ જામતું. તે સમયે મહારથી એવો જે હું, હાથમાં હબકના રંગનાં પીપનું હાથાંવાળું ઢાંકણું કે ઘાસલેટના ડબ્બાનું ઉપલું પડ ઢાલ તરીકે રાખી, સમશેરની અવેજીમાં નક્કર સોટો તે ઉપર અફાળી કે માથે વીંઝી, બહુ તેલવાળું અથાણું ખાતાં ઘાંટો બેસી નહિ ગયો હોય તો સિંહ જેવી રાડ પાડી, મયદાને જંગમાં ઉભો રહેતો; ત્યારે શત્રુ સેનાનીઓના હાંઝા ગગડી જતા, ત્યારે આકાશમાં દેવતાઓ પણ સ્વર્ગમાંય દુર્લભ એવું સોટાયુદ્ધ નિહાળવા ઉતરી પડતા; ત્યારે કંઇક અપ્સરારૂપ યુવતિઓ પણ બારીએ આવી અમારૂં યુદ્ધ જોતી અને અવારનવાર હાસ્યછટાથી અમને પ્રોત્સાહિત કરતી ! હજામ, તબલચી, મોતીઓ, ગોપલો, ભાઉ, દેવલો અને હું ઉર્ફે તમારો નમ્ર સેવક, અમારી હોળી આગળ રોપેલી ધ્વજાના રક્ષા કરતા અને

શત્રુ ફળીઆના કોઇ યોદ્ધાઓ અમારા ફળીઆની હોળી ઓળંગી ન જાય તેની ખાસ તકેદારી રાખતા. યુદ્ધનો ખરો સમય શાળા છૂટયા પછીનો હતો; કારણ, હું તેમજ બીજા કંઇક સેનાનીઓ ગુજરાતી શાળામાં શીખતા હતા. યુદ્ધના વ્યૂહચક્રની યોજના, બપોરની છુટ્ટીના સમયે 'એકસ્ટ્રા સ્ટ્રૉંગ' પીપરમીટનો સ્વાદ લેતે લેતે ઘડાતી. શત્રુ ફળીઆના સેનાને કેમ હંફાવવી, તોબરૂં રંગાઇ જવાનો સમય આવે તો આપણા બહાદૂર બ્રિટિશોની માફક બહાદૂરીથી કેમ પાછા હઠવું, ઇત્યાદિ વિચારણા તમારા નમ્ર સેવકની સરદારી હેઠળ ચાલતી!

જુઓ રે ભાઇ! આવતી કાલે નિશાળમાં છુટ્ટી છે, એટલે ખરો રંગ આવતી કાલે જામશે. સવારે બાફેલાં વેંગણનું યુદ્ધ થશે, બપોરના દંડાબાજી અને સાંજના ઢેફાંબાજી ચાલશે; તેમાં જો કોઇને વાગી જાય તો તેણે રડી નહિ દેવું, પણ ઘેર જઇ હાથે કરીને ઠોકર ખાઇ પડી જવું અને પછી પોક મુકવી કે 'ઓ બાપ રે, મરી ગયો, ઉં-હું-હૂં-હૂં!' અમારી ટોળીના એકે કહ્યું.

'ના ભાઇ, આપણાથી તો એવું કાંઇ જુઠું બોલાશે નહિ.'

'જોજે રે ભાઇ, આ વાયડું 'વાલની દાળનું ઢેબરૂં' નહિ જોયું હોય તો! સાલા ઘાસલેટ! તારે લીધે અમારા બધાનું રમવાનું બંધ થશે! આ તો છાપાદાવ કે ચક્કભીલ્લુ રમવાને બહાને ઘરમાંથી રજા લઇ સટકી આવીએ છીએ, તે બધું સુઇ જશે અને નાહક હોળી જેવી હોળીના દિવસોમાં ઘરમાં ગોંધાઇ રહેવું પડશે.'

'તે ગમેતેમ હો, પણ આપણાથી તો ભાઇ જુઠું નહિ બોલાય.'

'છગન! એ ખરૂં કહે છે. આપણે લડાઇ કરવા નીકળ્યા અને બહાદૂર કહેવાઇએ, તો ગમે તે ભોગે જુઠી વાત તો નહિ

કરવી જોઈએ. વાગી જાય ત્યારે જેને ઘરના ડપકાની બીક હોય, તે ભલે કાલે લડાઈમાં ન ઉતરે, પણ વાગી જાય ત્યારે તું કહે તેવા ઢોંગધતુરા તો ન જ થાય.' હું વચ્ચે પડી બોલ્યો.

'ઓલરેટ સર! તમારા બધાની એમ મરજી છે તો મારી કંઇ તકરાર નથી. આ તો હું તમને એક દાવપેચ શીખવતો હતો.'

'ચાલ ચાલ, જોયો તારો દાવપેચ! હવેથી એવા બાયલાવેડા રહેવા દેજે, નહિ તો કાંઇ મારા હાથનો એક એઠો મસમપારો ખાઇ બેસશે.' ગોપલાએ કહ્યું.

વાત જરા રંગપર આવી જતે, પણ એટલામાં નિશાળનો ઘંટ ઠોકાતાં અમે સર્વ પોતપોતાના વર્ગમાં દોડયા.

બીજે દિવસે સવારે 'સૂરજ ઉગ્યો રે કેવડીઆની ફણસે, કે વ્હાણેરાં ભલે વાયા રે' એમ ઉગતા સૂર્યને અભિનંદન આપતા, નિત્યકર્મથી પરવારી અમે સર્વ અમારી હોળી આગળ એકઠા થયા. ડીચકાંવાળાં બેએક મણ રવૈયાં–વેંગણ હોળી માટે 'કાકા પૈસો' કરી ઉઘરાવેલા ફંડમાંથી આગલે દિવસ મંગાવી રાખેલાં, તેમાંથી અર્ધાં બાફવા મૂકી દીધાં અને બાકીનાં યુદ્ધની શરૂઆતને માટે રાખ્યાં. અર્ધોએક કલાક નહીં થયો હાય, ત્યાં તો તોપના ગોળાની માફક શત્રુસેના તરફથી 'લે–એ–એ, લ–એ–એ'ના અવાજો સાથે ધડાધડ વેંગણ ફેંકાવા લાગ્યાં. અમે પણ સાવધ થઇ ગયા અને વેંગણનો જવાબ વેંગણથી વાળવા મંડયા. અકાદ કલાક આ વેંગણ-યુદ્ધ ચાલ્યું હશે, પછી સૌ પોતપોતાને ત્યાં જમવા વેરાઇ ગયા.

અમારા આ હોળીના યુદ્ધની ખરી ખુબી તો એ હતી, કે યુદ્ધ દરમ્યાન વા યુદ્ધ પછી એકબીજાપ્રત્યે દ્વેષભાવ કદી પણ રહેતો

નહીં. ગમેતેવું વાગ્યું હોય, તોય મારનાર તરફ અંગતદ્વેષ રાખવામાં આવતો નહિ. એ વાત ખરી છે, કે કેટલાક ઉદ્ધત માણસોની ઉશ્કેરણીથી નાના નાના છોકરાઓ રસ્તે જતાં આવતાં શિષ્ટજનો પ્રત્યે અપમાનકારક વર્તન ચલાવતા, બિભત્સ વચનો બોલતા અને એ રીતે નાહક એક રંગીલા તહેવારની બદબોઇ થાય એવા પ્રસંગો આણતા. આવાં કારણોને લીધે, તોફાની મહોલ્લાની હોળી આગળ બેત્રણ દિવસ અગાઉથી પોલિસની એક નાની ફોજ હાજર રહેતી. આ પોલિસફોજ પણ કાંઇ ગંભીર કારણ સિવાય છોકરાઓના આનંદની આડે આવતી નહીં. કહેવાય છે, કે એક બે તોફાની મહોલ્લાના છોકરાઓએ એક બે પ્રસંગ બિચારા પોલિસની પણ ખબર લઇ નાખેલી! શેતાનફળીયું, નાણાવટ, પંડોળની પોળ તેમજ વૈષ્ણવમંદિરો આગળ આવેલા મહોલ્લાઓ 'એકસ્ટ્રીમિસ્ટ' ઉર્ફે છેક 'પવારે ગયલા' ગણાતા. મોટી વયના યુવાનો અને કેટલેક સ્થળે તો વૃદ્ધો પણ ફળીઆના નાના નાના છોકરાઓ પાસે ટીંખળ કરાવતા અને છોકરાને કોઇ ધમકાવવા જતું તો પોતે વચ્ચે પડતા અને પાછળથી પેલા બિચારાના 'રામ બોલો ભાઇ રામ' બોલાવતા. કોઇ કોઇ ઠેકાણે એકંદરે વૃદ્ધ પુરૂષો હોળીની ઘીસ યાને હોલૈયાના વરઘોડામાં નગારાં અને ઢોલ વગાડવા જવાને માટે ઢોલકના તાલ સાથે જુદીજુદી ચાલથી નગારાં વગાડવાની 'પ્રેકટીસ' કરતા અને કોઇ કોઇ છોકરાઓ ટોળે મળી 'રાધે ગોવિંદ રાધે, શીરાપુરી આજે; શીરાના તો ચાર છ, પુરી તો તૈયાર છે. શીરો તો કાદવનો છે, પુરી તો પત્થરની છે; બોલો બોલો, શ્રીરામ બોલો ભાઇ રામ.' ઇત્યાદિ ગીતો ગાઇ મહોલ્લો ગજાવી મુકતા. હોળીના દિવસોમાં અમારા મહોલ્લાનાં નેવ્યાસી વર્ષનાં વયોવૃદ્ધ ડોશી ધનકોરમાના બાર વગી જતા. ડોશીનાં બારણાં આગળ આવી 'ઓ–મા–રાં–ધનકોર મા–રે' કરી છોકરાઓ પોક મૂકતા અને ડોશીની ઠાઠડી કહાડી આખા

મહોલ્લામાં ફેરવતા ! પોક સાંભળી ડોશી બારીએ આવતાં અને આખો મહોલ્લો સાંભળે, એટલો ઘાંટો પાડી બોલતાં: ' મુ...વા પીટયાઓ ! તમારી મા બ્હેન નથી, કે મારા નામની પોક મુકો છો ? મુવાઓ, જાઓ છો કે શપાઇને બોલાવું ? ''

છોકરાઓ આ હસતાહસતા સાંભળી રહેતા; કારણ ડોશીમાની ગાળ ખાવાને તો આવું ટીંખળ કરતા. ડોશી જેમજેમ ચીડવાય તેમતેમ તેને વધારે ચીડવતા અને એ બોલતાં રહે, ત્યારે જ છોકરાઓ ત્યાંથી જતા. કોઇ ડાહ્યો માણસ ડોશીને શીખામણ આપતો, કે માજી તમે ચીડવાઓ છો, તેથી છોકરા વધારે ચીડવે છે. આટલી વૃદ્ધ વયે તે હવે વધારે જીવવાના અભખરા શા ? તમારા દીકરાના દીકરા જેવાની ખાંધે ચડવાનું તમારા ભાગ્યમાં કયાંથી ? આમ છતાં ડોશી તો ચીડવાતાં જ. પોતાના સાત સાત દીકરા તેમજ બીજા પરિવારને પોતાની નજર સામે મરતા દીઠા, તોય ડોશીને કોઇ મરવાનું કહે તો વાઘણની માફક તેના ઉપર ઉછળી પડતાં. મરવું કાંઇ રહેલું છે ? અને તેથી જ કદાચ મરણને પડકારી સામી છાતીએ ધસનારા શૂરવીરોપર સ્વર્ગની અપ્સરાઓ મોહિત થતી હશે ! અસ્તુ ! બહુ હોંશિયારી હાંકનારા કે એંટાઇ જનારા માણસના મગજની ગરમીનો પારો ઉતારવા છોકરાઓ ' ટ્વેન્ટી ફોર અવર 'ની ' નોટિસ ' આપી, પછી ગમેતેવી ચોકી ચૂકાવી તેના ઓટલા ઉપરનું બારણું, બારસાખ કે લાકડાની ગમે તે ચીજ કહાડી લાવી હોળીમાં ફુંકી મારતા. નમ્રતાથી હોળીનો કર આપનારને છોકરાઓ ભાગ્યે જ કનડતા. આ માત્ર હોળીના જ દિવસોમાં: પછી તો ધનંકાર-ડોશીના કે મિ. એંચાતાણીઆના એક બોલે છોકરાઓ સીધા થઇ જતા–કામ સોંપે તો તે હોંસેહોંસે કરી આપતા.

આવા હોળીના આનંદમાં પોલિસનું ' ઢગરૂં ' બિચારૂં વચ્ચે આવવાની હિંમત કેમ કરી શકે ? આખરે તે પણ માણસ છે.

આજે હોળીનો છેલ્લો દિવસ હોવાથી, સવારના વેંગણયુદ્ધ ખલાસ થતાં બપોરના સોટાબાજી ચાલી અને સાંજે ઢેફાંયુદ્ધ મંડાયું. આ યુદ્ધ બહુ ભયંકર હતું. ખડતલ, ચાલાક અને બહાદૂર યુવાન છોકરાઓ સિવાય આમાં કોઇ ભાગ લેતું નહિ. તોપના ગોળાની માફક એક-બીજા તરફ પત્થરનો વરસાદ વરસતો. ભીંત પાછળ છૂપાઇ જવામાં કે સામેથી આવતા પત્થરનો માર સમયસૂચકતા વાપરી ઢાલ ઉપર ઝીલી લેવામાં ગફલત કીધી, કે ડાચું સેકાઇ જવાનો કે કોઠું રંગાઈ જવાનો જ સોદો હતો. અમારી ટોળીમાંથી હું અને સામેની ટોળીમાંથી વિનોદ નામે અમારી જ જ્ઞાતિનો એક છોકરો ઉભય સમોવડીઆ હતા; તેથી યુદ્ધવિરામના થોડા સમય પહેલાં અમારા બેનું દ્વંદ્વયુદ્ધ જામતું અને તેટલો વખત બીજા સેનાનીઓ થંભી જઇ અમારૂં યુદ્ધ જોઇ રહેતા. સામી બારીએથી રૂકિમણી—અમારી જ જ્ઞાતિની 'રૂખમણી'—અમારૂં દ્વંદ્વયુદ્ધ નિહાળતી. આજે પણ એ જ પ્રસંગ હતો. પથરાબાજી બંધ રહી અને હું તેમજ વિનોદ સામસામે ઢાલ તેમજ સોટા સાથે ઉતરી પડયા. અમે બંનેએ સુરતના પ્રખ્યાત જમનાવેણીના અખાડામાં લાકડી, પટ્ટા તેમજ બનેટી ફેરવવાની તાલીમ લીધી હતી; એટલે એ બાબતમાં અમે એકબીજાના હાથવછોડ હતા. ફટકાપર ફટકા એકબીજાપર પડયા જતા હતા. સામી બાજુનો ફટકો ઢાલ ઉપર કે સોટા ઉપર ઝીલી સમયસૂચકતા વાપરી સામો ફટકો લગાવ્યે જતા હતા. એટલામાં વિનોદની લાકડી તૂટી, એટલે મેં પણ સોટો તેમજ ઢાલ એક બાજુએ ફેંકી દીધાં અને છાતી ઠોકી મલ્લયુદ્ધ—કુસ્તી—ને માટે તૈયાર ઉભો. વિનોદ પણ તૈયાર જ હતો. એકબીજાની સલામી લઇ અમે એકબીજા સાથે ભીડયા. ઘડીમાં હું અને ઘડીમાં વિનોદ ઉપર નીચે થઇ જતા અને એકબીજાને 'ચિત્ત' કરવા મથતા. આખરે મારો દાવ આવ્યો અને જ્યાં હું એના ગળામાં મારા ટાંટીઆની ચૂડ ભેરવી એને ચત્તો કરવા જાઉં છું, ત્યાં તો એ

એકાએક ઉછળ્યો, ઉભો થયો અને મને માથાપર તોળી નીચે પછાડયો. હું ચત્તો પડયો નહિ, પણ જમીન ઉપર એક મોટો ચીચો પત્થર પડયો હતો, તેની સાથે મારૂં કપાળ અફળાતાં કપાળમાંથી રૂધિર વહેવા લાગ્યું. કુસ્તી બંધ રહી અને છોકરાઓમાંથી કોઇ પાણી લેવા દોડયું તો કોઇ પાટાની શોધમાં ગયું. વિનોદ તેમજ બીજા એક બે છોકરાઓએ મારો હાથ પકડી મને એક ઓટલા ઉપર બેસાડયો : એટલામાં રૂકિમણી નીચે આવી અને પાણીથી મારા કપાળપરનું રૂધિર ધોઇ નાખી, બાળેલું રૂ તેણે ઘાપર લગાડયું. વિનોદે તે ઉપર કરોળીઆનું જાળું બઝાડયું. ઘા બહુ ઉંડો નહિ હતો, એટલે રૂધિર વહેતું તરત બંધ થયું. આવા પરોપકારી કામ માટે હું રૂકિમણીનું સુંદર મુખ આભારની લાગણી સાથે જોઇ રહ્યો અને આખરે 'બહુ તસ્દી આપી' કહી ઘેર ગયો. આજે પત્થર વાગવા માટે હું મને ભાગ્યશાળી ગણવા લાગ્યો; કારણ, એ ઘટના સિવાય સુંદર રૂકિમણીના કમળ જેવા હાથનો સ્પર્શ મેળવવા મારૂં કપાળ ભાગ્યે જ નસીબવંત નીવડયું હોત !

દિવસો પાણીના રેલાની જેમ વહી જતા હતા, પણ રૂકિમણીનું સત્કાર્ય કેમે કર્યું સ્મરણમાંથી સરી પડતું નહિ. હું એનો શી રીતે બદલો વાળું ? કૃષ્ણ ભગવાનના ઘા ઉપર પોતાનું લુગડું ચીરી પાટો બાંધનારી દ્રૌપદીનાં ચીર પૂરી, ભરી સભામાં શ્રીકૃષ્ણે તેની લાજ રાખી હતી, તેવું કાંઇ છુમંતર તો હું જાણતો નહિ હતો. ત્યારે-ત્યારે હું એની સાથે-પરણું ? હા. એમજ. તે સિવાય એના કૃત્યનો બદલો હું કેવી રીતે વાળી શકું ? પણ હિંદુનો સંસાર કાંઇ આપણા અંગ્રેજ કે પારસીભાઇઓ જેવો નથી.

'ઓહ ડીઅર, ડીઅર ! હું તુંને જીગરના પુલપાવરથી ચાહું છ ! કલેજાં ! જો જો આય દર્દ જીગરમાં નાહ્લો જેવો ઘા

પરીઓચ તે !' એમ કહી પ્યારમાં પડેલો ગુસ્તાદ ધામટ, છાતીનો પડદો તે જાણે ગોદરેજની તિજોરી હોય તેમ ખોલી બતાવવાની 'એકટીંગ' કરતો, પેરીનબાઇના પગ આગળ ઘુંટણમંડીએ કરગરતો હોય, તેવું કાંઇ આપણા હિંદુ સંસારમાં થઇ શકે એમ નહિ હતું. બરાબર આ જ વખતે મને લાગ્યું કે "બળ્યો એ હિંદુ સંસાર !" ત્યારે હવે શું કરવું ? પ્રણયપત્રિકા પાઠવું ? બરાબર, એમ જ. આઠ દશ કાગળો જુદી જુદી રીતે લખી તેમાંથી એક પસંદ કીધો—તે મોકલવો કોની સાથે ? હું જાતે આપી આવું ? ના, ના; વખતે ધૂતકારી કહાડે તો ? ત્યારે વિનોદ સાથે ? હા, એ વિશ્વાસપાત્ર ખરો: વળી મારો મિત્ર છે અને હોળીના દિવસની ઘટના એને બરાબર જાણીતી છે. આખરે "એકાંતમાં જ આપવો," "કોઇ જાણે નહિ તેમ આપવો" ઇત્યાદિ અનેક સૂચનાઓ. આઠ દશ વખત પાછો બોલાવી બોલાવી આપી, કાગળ વિનોદ સાથે મોકલી આપ્યો. વિનોદ ત્યાં કાગળ લઈ પહોંચ્યો હશે—કદાચ તે આપ્યો પણ હશે—તે જ વખતે મને એમ થઇ આવ્યું કે 'કાગળ નહિ મોકલ્યો હોત તો ઠીક થાત.' લાવ દોડી જઇ વિનોદને પાછો બોલાવું, પણ કેમે કર્યા પગ ઉપડે નહિ અને છાતી ધડકયા કરે. અર્ધાએક કલાકમાં વિનોદ જવાબ સાથે પાછો ફર્યો અને 'લે દોસ્ત ! ફતેહ !' કહીને મારા હાથમાં જવાબ મૂકયો. 'લવ લેટર' છે, એટલે વાંચનાર વ્હાલા આગળ તે ખુલ્લો કરી શકતો નથી, પણ તેનો સારાંશ કહી દઇશ. તે કાગળ મારા 'દર્દે ઝીગર 'માં પડેલા નાહ્વા સરખા ધાપર બરફના ઠંડા પાણીમાં ભીંજાવેલા પોતા જેવો હતો. મારો ઘા સીંગરની જાહેરખબરવાળી ફુટપટ્ટીથી માપતાં આશરે પોણાબે ઈંચનો હશે, તો રૂકિમણીના ઝીગરનો ઘા સાડાત્રણ ઈંચનો હોવો જોઇએ; કારણ, કાગળમાં એનો પ્યાર મારા કરતાં બેવડા જોશથી ઉભરાતો હતો. છેવટે 'વ્હાલા પ્રિતમ ! અંધારી રાતે રાણીના બાગ

આગળના ડક્કા ઓવારે આવતી કાલે જરૂર મળજો.' લખી પત્રની પૂર્ણાહુતિ કીધી હતી.

ડક્કા ઓવારો ! રાણીનો બાગ ! અંધારી રાત ! રંગ લાઇએ રે લહેરી !

'વિનોદ દોસ્ત, કાલે મારી સાથે ડક્કા ઓવારે આવશે કે ? પેલી ત્યાં આવવાની છે.' મેં ગેલમાં આવીને કહ્યું.

'કોણ, હું ? નારે ભાઇ, તમારા બેની વાતમાં હું શું સમજું ?' વિનોદે હસીને ના પાડી.

પીડા પતી ! વિનોદ જેવો ટીંખળી માણસ સાથે નહિ હોય તેમાં જ ફાયદો હતો. બીજા દિવસની હું વાઘને ડોળે—અરે નહિ—કાગને ડોળે વાટ જોવા લાગ્યો. પ્યારમાં પડી ગયલા માણસથી કાગને બદલે વાઘ બોલાઇ જાય, તે માટે અનુભવી વાચનાર ક્ષમા આપશે એમ આશા છે ! આવ્યો, આખરે બીજો દિવસ પણ આવ્યો ! રાત પણ પડી ! ચાયનાસિલ્કનો સુટ, કોલર, નેકટાઇ, ડબલ એન કવોલીટીની એકસ્ટ્રા સ્ટ્રોંગ—અરે—એકસ્ટ્રા સુપરફાઇન બેંગ્લોર ટોપી અને બોસ્ટોકના બુટ પહેરી હું ડક્કા ઓવારા તરફ રવાના થયો. 'ઇટાનીયા' રૂમાલમાં ઓટો ભેસ્તાન—આઇ મીન—પરસ્તાનનું સેન્ટ નાંખ્યું હતું; એટલે આખું શરીર લાગ લાગ થઇ રહ્યુ હતું. બનતી ઝડપે હું ડક્કા ઓવારે પહોંચ્યો. તાપી નદી જાણે નિદ્રા લેતી હોય, તેમ શાંત હતી. નિદ્રામાં અવારનવાર પાસું ફેરવતાં છાતીપરના સ્તન હાલતા હોય, તેમ કિનારે લાંગરેલાં વહાણ નદીનાં પાણી ઉપર આમતેમ હાલક ડોલક થતાં હતાં. વહાણમાં ખલાસીઓ ઘાસલેટની ધુમાડાવાળી ઝીણી બત્તીના અજવાળે

ભોજન પકાવતા હતા. તે સિવાય સ્થળ નિર્જન હતું. પાએક કલાક 'આની ગમસી તીનીગમ' ફર્યો હઇશ, એટલામાં દૂરથી કોઇ સ્ત્રી આવતી દેખાઇ.

'કોણ, વ્હાલી રૂકિમણી?' મેં અધીરા થઇ પૂછ્યું.

તે બાઇએ કાંઇ ઉત્તર આપ્યો નહિ, પણ મારી આગળ આવી ઉભી. રાત અંધારી હતી, તેમાં વળી રૂકિમણીએ ઘુમટો તાણેલો; એટલે હું અધીરો થઇ બોલ્યો : 'વ્હાલી! આ ઘુમટો શાને? શરમાવું કોનાથી? ઓહ! બોલ બોલ; કહે, કહે કે તું મને પૂર્ણ જીગરથી ચાહે છે!'

પણ જવાબ શાનો?

'વ્હાલી, કેમ બોલતી નથી? લે લે, આ હીરાની વીંટી અને આ સોનાનો છેડો મારા પ્રેમચિન્હ તરીકે તારી પાસે રાખ—પણ બોલ, એકવાર બોલ; હું તારે માટે શું કરૂં?' કાંઇપણ બોલ્યા વગર તેણે હીરાની વીંટી અને સોનાનો છેડો મારા હાથમાંથી લીધાં.

ઓહ! તું બોલ, બોલ: મારા તપેલા જીગરને શાંત પાડ અને આ ઘુંઘટ ખોલી એક ચુમ્મન—' પૂરૂં બોલ્યા વગર ઘૂંઘટનો છેડો ખેંચી જ્યાં હું 'બુઇચ' કરતો કે 'બોસ્સો' લેવા જાઉં છું, ત્યાં તો 'ઘુંઘટાવાળી' ટહુકી ઉઠી :

'હયેહ! તુને એ છું ઘેલું લાગેલું? મુવા! ઝાઝું કરહે કની તો તો ચીમટો દઇને ઘોંચાટીજ લાખા જો! હઉવે! તીઆર તીઆરની બોલતી નહિ, એટલે તો છછરીનો છેક ફાયટો. એ: તો હું જમની, નહિ જોઇ તારી ફુરતી ઘાંચણ!'

'જમની! રૂકિમણીની ચાકરડી!' હું બોલી ઉઠયો.

'હઉવે! મુવા, છેડાણીનું નામ દીધું કને તો જીભ કાપી લાખા. છેરે મને અહીંઆં તારો બોરકુટો જ કરી લાખવા મોકલેલી, હઉવે!'

અરરરર! એનું નખ્ખોદ જાય એનું! આ શો ઘોટાળો? રૂકિમણીના બાપના હાથમાં જરૂર કાગળ ગએલો હોવો જોઇએ અથવા વિનોદનું તો આ ટીંખળ નહિ હોય? 'શું હશે, શું નહિ'ની ભ્રમણામાં હું તો મુઠ્ઠીવાળીને દોડયો અને સીદ્ધો વિનોદને ત્યાં પહોંચ્યો. વિનોદ ઘરમાં નહિ હતો. 'હમણાં આવશે' કહી મને એની માતુશ્રીએ આગ્રહ કરી બેસાડયો. હીરાની વીંટી અને ઘડીઆળનો સોનાનો છેડો જમની પાસે રહી ગયાં; તેથી જીવ બહુ ચચણતો હતો, પણ માગેથી એ આપે એવી નહિ હતી. વળી વધારે હોંસાતોંસી કરતાં એ બાઇ માણસ ઘાંટા પાડી બૂમરાણ કરી મૂકે, તો અંધારી ગતે ખલાસીઓને હાથે પીટાઇ જવાનો સોદો હતો; એટલે એ બાબત મૌન જાળવવામાં જ માન હતું. હવે શું કરવું તેના વિચારમાં હતો, ત્યાં તો વિનોદ આવ્યો.

'કેમ, દોસ્ત! પાડો કે ભેંસ?' આવતાંની વાર તેણે પૂછયું. હું એને એક ખુણા આગળ લઇ ગયો અને બોલ્યો: 'પાડોય નહિ ને ભેંસે નહિ, પણ પહેલાં કહે કે પેલી ચિઠ્ઠી તેં કોને આપી હતી?'

'કોને વળી? રૂકિમણીને! કેમ?' તેણે આશ્ચર્યથી પૂછયું.

'બરાબર એને જ!' મેં પુછયું.

'હા; બરાબર એને જ અને તે પણ વળી હાથોહાથ! કેમ? શું થયું?' તેણે પૂછ્યું.

'પાછો જવાબ પણ એણે જ લખી આપ્યો?'

'હા, એણે જ. મારી રૂબરૂમાં! કેમ?'

'કાંઇ નહિ, એ તો સહજ.' એમ કહી એ કાંઇ વધુ બોલે તે પહેલાં તો હું દાદર ઉતરી પડયો અને ઘેર ગયો. બીજે દિવસે રૂકિમણીના વડીલનો મારા પિતાશ્રી ઉપર કાગળ હતો: 'આ સાથે

મોકલેલાં છેડો અને વીંટી અમારી ચાકરડી જમનીને ડક્કા ઓવારા-પરથી મળ્યાં છે. છેડાના લોકેટમાં તમારા ચીરંજીવીની છબી હોવાથી એ એમનાં જ હશે ધારી. પોલિસને સ્વાધીન નહિ કરતાં તમારાપર મોકલ્યાં છે, તે સંભાળી લેશો.'

'અલ્યા! આ વીંટી અને છેડો ડક્કા ઓવારે ક્યાંથી?' પિતાશ્રીએ આંખ કહાડી મને પૂછ્યું.

'ડક્કા ઓવારે? અરે હા; એ તો છે તે આપણે લઇને હી-હી-હી-ગયા કાલે--'

'આમ તોતડાય છે શાનો? જો હવે સંભાળ રાખજે. ડક્કા ઓવારાપર તો એવી કાંઇક ડાકણો આવે અને એમ બધા સાથે પ્યાર કરવા બેસીશ અને છેડો ને વીંટી આપતો ફરીશ તો બીજે દિવસ મને દેવાળું કડાવીશ, દેવાળું! જા તારૂં કાળું કર અહીંથી!'

હું શરમનો માર્યો નીચું જોઇ ચાલતો થયો. પિતાશ્રીને આ વાતની ક્યાંથી ખબર પડી હશે? નક્કી વિનોદનું જ કારસ્થાન!

આ વાતને આજે ઘણાં વર્ષ વીતી ગયાં છે. રૂક્મિણી પણ બીજા સાથે પરણી ગઇ છે, જ્યારે હું હજી કુંવારો જ છું. ઘણી કન્યાનાં માગાં છતાં મેં પરણવાની પિતાશ્રીને ચોખ્ખી ના પાડી દીધી છે. બધી વાતે કહ્યાગરો છતાં પરણવાની બાબતમાં હું કેમ હઠીલો થતો હઇશ, તેની કોઇને સમજ પડતી નથી.

કોઇ કોઇ વખત ખરા બપોરે હોઠે આંગળી અડાડી આ જ બાબતનો વિચાર કરતો હું ઉભો હઉં, ત્યારે કદાચ કોઇને એમ લાગે કે હું દાતણ કરતો હઇશ: પરંતુ ના, ના; હું દાતણ કરતો નથી, પણ વિચાર કરૂં છું વિચાર. કે દુનિયામાં ખરા પ્યાર જેવી કોઇ ચીજ છે કે નહિ!!!



# કર્મના પડછંદા

ઈશ્વરકૃપાએ મારા મિત્ર ચંદુભાઇ ન વહેલા ન મોડા, પણ વખતસર જ જન્મી પડયા છે! બાકી ખોદાનખાસ્ત એ જો પંદરમી સદીમાં અવતરી અસ્ત પામ્યા હોત, તો તે સમયના એના પારસી મિત્રો કંઈક એવા જ ભાવાર્થનું કહેત કે 'દીકરી ચંદા! અલ્લામિયાંએ તને બહુ ફાસ ટ્રેનમાં ધકેલી આપ્યોચ. બાકી જો કોઇ ગુડઝ ટ્રેનમાં તું આવિયો હોત તો જ બ્હેતર થઇ પડતે: કાં કે પાંચ સદ્દી પછી છેક વીસમીસદીમાં જ તું આપરા આ હિંદુસ્તાનના ઇસ્તેસને ઉતરવા પામ્યો હોત!' પંદરમી સદીમાં હિંદુ તે હિંદુ હતા અને પારસી તે પારસી હતા: વીસમીસદીમાં કેટલાક હિંદુઓ અને કેટલાક પારસીઓ કઇ જાતનાં જંતુઓ હશે, એનું વર્ગીકરણ કરવાનું મારા જેવાના 'સાયન્ટીફીક' ભેજાંને માટે પણ પાણીમાંથી માખણ કહાડવા જેટલું મુશ્કિલ છે! કપડાંએ અને આચારવિચાર તેમજ ભાષાએ વિલાયતી, પણ ચામડીએ, બાઇડીએ અને કમાઇએ બિલકુલ હિંદુસ્થાની જેવા ચંદુભાઇને તમે જુઓ, તો તમેય એમ જ કહો કે પંદરમીસદી કરતાં એ વીસમીસદીમાં જન્મ્યા એ જ યોગ્ય છે!

એક બાજુ મારાં કમલભાભી ઉર્ફે એમનાં વહુ ચોટલાચાંલ્લાથી પરવારી વેણીનો ઠઠેરો કરતાં હોય, બીજી બાજુ જળપ્રલય-સંકટ-નિવારણ-ફંડના ખાદીના થેલા જેવા લેંઘામાં ખોસેલા ટાંટીઆ ઇઝીચેરના લાંબા હાથાપર ટેકવી, તબલાંને થાપ આપતા હોય તેમ ઝાંગપર હાથ ઠોકી, લહેરે લહેરે 'કોઈ કહો એ કબુડીને

ગાયાં કરે!'નું ગીત લલકારતા ચંદુભાઇ ઇઝીચેરપર લોટતા હોય; ત્યારે એ દૃશ્યપર વારી જઇ આ રમણીય ગૃહસંસારની તમને જરૂર ઇર્ષ્યા થાય. એવો મારો નમ્ર મત છે. કમલભાભી મીઠું–મધુરૂં ગાતાં હતાં–બહુ સુંદર ગાતાં હતાં: પણ કોણ જાણે કેમ, એ ફુદડી ફરી, તાળી પાડી, 'મે–મા–નો હો! વહાલાં પુનઃ પધારજો'નો ગરબો ઉપાડી લેતાં, ત્યારે ચંદુભાઇના મુખારવિંદપર એરંડિયું છાઇ વળતું અને તરતની માંદગીમાંથી ઉઠેલા કોઇ ભાગ્યશાળી બુઢ્ઢાની જેમ એ બોલી ઉઠતા: 'કમુ ડીયર! વોટ રોટ? આ તે કંઇ ગાયન છે? એવાં એવાં નિર્માલ્ય ગીતો ગાઇને જ તું કોઇક દિવસ તારો અવાજ ખોઇ બેસવાની છે! કોઇ બીજું સારૂં ગીત આવડતું હોય તો ગા: બાકી આ તારા મે'માનોને તો બરાબરના ગરદન મારવા જોઇએ!'

હવે ખરી વાત એમ છે, કે ચંદુભાઇને મે'માનોની–ખાસ કરીને ઠાકોરજીની માલીકી ધરાવતા મે'માનોની–ભારે છીટ હતી. પોતે એમ. એ. હતા અને કોલેજમાંથી જ વિલાયતી એટીકેટનો એમણે ઉંડો અભ્યાસ કીધો હતો. **अतिथि देवो भव**ના 'જંગલી' હિંદુઓનાં પૂરાણા સૂત્ર ઉપર ભાષ્ય કરતાં એ કહેતા, કે અતિથિ વળી દેવ કીદા'ડાના? પૂરાણોના જંગલી જમાનામાં લૉજ કે હોટલ જેવું કંઇ નહિ હોય, એટલે સ્વાર્થી બામણાઓએ આ સંસ્કૃત સૂત્ર શાસ્ત્રમાં ઘુસાડી દીધું છે અને બોચીઆ જેવા બીજા હિંદુઓએ તે માની લીધું છે; વળી જુઓ તો! તિથિ–વાર સંજોગો કંઇપણ જોયા વગર આપણાપર ધસારો લઇ આવે તે અતિથિ! શી જંગલી ભાવના છે! ત્યારે હવે અંગ્રેજી રીત જુઓ: પરોણા માટે ખાવા પીવા કે રહેવાની સગવડ કરવાની હોય, તો તે પહેલાં આપણને પત્રદ્વારા જણાવે; પછી એ આવે એટલેય બારોબાર સ્ટેશનથી એને માટે જે લૉજ કે હોટલમાં વ્યવસ્થા કીધી હોય, ત્યાં લઇ જઇને એને ઝીકીએ કે કામ પત્યું!

વળી પાછો સધાવે. ત્યારે કેવું મીઠું 'થેંક્યુ'ય કરતો જાય! અને આપણો હિંદુ પરોણો આવવાનો હોય, ત્યારે રાણીના સાળા જેવો કાગળ લખે કે હું આવવાનો છું. માટે સ્ટેશને લેવા આવજો! એ તો જાણે ધુળ નાખી, પણ આવે તેય 'હાઉસન જાઉસન' સાથે! અમારૂં ઘર તે તો જાણે એના બાપે બંધાવી આપેલી વાડીસ્તો! કમબખત ઠાકોરજી કે દેવસેવા સાથે લઇને આવે, ત્યારે આભડછેટ પણ કેટલી! અને જાય ત્યારે 'થેંક્યું એંક્યું' તો રહ્યું, પણ રાણીનો ખટમલ તો આપણા ઉપર જાણે ઉપકાર કરવા આવતો હોય તેમ કહે: 'ભાઇ! તમે તો ભાગ્યશાળી છો. ઇશ્વરે આપ્યું છે અને મુંબઇ જેવા શહેરમાં આટલી જગ્યા રાખી છે. તો કામ પડે અમારા જેવાને તમારૂં ઘર વિશ્રામસ્થાન થઇ પડે છે! પરોણા આજે છે કોને ત્યાં? પાંચે આંગળીએ પરમેશ્વરને પૂજ્યા હોય તેને અતિથિસેવા સાંપડે!'

'ડફ્ફર્સ!'

ભગવાન સાથે શું—કોઇ પણ ચીજ સાથે—પ્રેમભાવે કે વેરભાવે તન્મયતા સાધો, એટલે એ ચીજ તમારી થાય જ. એ સિદ્ધાંત સૃજનજૂનો છે. વળી કોઇપણ કાર્યની સિદ્ધિમાં પ્રેમ કરતાં ક્રોધ વહેલો સફળ થાય છે, એનો તો આપણામાંથી ઘણાને અનુભવ હશે. જે વસ્તુ માટે આપણને ખાસ ચ્હીડ, તે જ વસ્તુ અનાયાસે આપણી સમક્ષ આવીને ઉભી જ રહે છે. આનું કારણ આપણી તે વસ્તુ સાથેની—ક્રોધભાવે તો ક્રોધભાવે—તન્મયતા છે. જે વસ્તુની કે સ્થિતિ-ની આપણને જરૂર નથી, તે વસ્તુ કે સ્થિતિ તદ્દન ભૂલી જવાથી જ આપણે તેને નિર્બીજ કરી શકીએ છીએ; અન્યથા નહિ. ચંદુભાઇ એમ. એ. ભલે થયા, પણ વ્યવહારમાં એ તદ્દન બુઠ્ઠા હતા. મારાં કમલભાભી જેવાં વ્યવહારદક્ષ ચતુર રમણી એમને નહિ મળ્યાં હોત, તો વિલાયતી રીલની દોરપર ચગાવેલો એમનો પતંગ ક્યારનોય કપાઇ ગયો હોત! 'મેંમાન' એટલો શબ્દ સાંભળતાં જ એમને

વિલાયતી સન્નિપાત થઇ આવતો. અધુરામાં પૂરા પોતે એમ. એ. થએલા એટલે અનેક માસિકો, સાપ્તાહિકો અને રોજીંદાંઓ એમના લેખો માટે અવરનવર માગણી કરતાં હોવાથી, એમને એ વ્યવસાયમાં પણ ગુંચવાયલા રહેવું પડતું. આવી વખતે કોઇ અગડબંબ જેવો પરોણો એમને માથે ઠોકાય, ત્યારે એમની આફતનું વર્ણન લખવા કરતાં વાચનારની કલ્પનાને સોંપવું વધારે ઠીક થઇ પડશે. ખીજવાટના માર્યા મે'માનને એ ન કહેવાનું કહેતા, તેનું અપમાન કરતા અને કોઈ કોઇ વખત તો સ્પષ્ટ ભાષામાં તેને પોતાને ત્યાંથી ઉઠાંગીરી કરવાનુંય સૂચવતા : આ બધા ઉપર કમલભાભીની મધુરતા પાણી ફેરવતી અને પરિણામે ચંદ્રભાઇના અપમાનથી નાખુશ થયલો પરોણો, કમલભાભીની મીઠાશથી ખુશ થઇ કામ પડયે પાછાં ચંદુભાઇને જ પોતાની મે'માનગીરીનો લાભ આપવાનો સંકલ્પ કરીને પોતાને સ્વદેશ સીધાવતો !

અમથાભાઇની સ્વારી ઉપડી ગયા પછી પેથાભાઇ આવ્યા ને ગયા. એનાપર સારેલાં આંસુઓ હજી સુકાયાં નથી, ત્યાં તો ચંદુભાઇને એની બાનો સુરતથી કાગળ મળ્યો:

' દીકરા ચંદુને માલમ થાય જે વઢવાણ કાંપવાળા પરમ ભગવદીય જન જેસંગભાઇને અત્રેના સાતસ્વરૂપના બાલકૃષ્ણલાલજીની ઝાંખી કરવાની હતી, તેમજ અશ્વિનિકુમારપર આવેલી શ્રી મહાપ્રભુજીનાં બેઠકનાં દર્શન કરવાનાં બાકી હતાં, તે કરી તેઓ કાલ બપોરની ફાસ્ટ ગાડીમાં બેસી તમારા તરફ આવનાર છે; તેમને ઉતારો આપણે ત્યાં આપજો. મુંબઇથી અજાણ્યા છે, માટે સ્ટેશને વખતસર લેવા જજો અને એમની સાથે જઇ એમને શ્રી લાલબાવા તેમજ મોટા મંદિર તેમજ શ્રી લાડીલી બેટીજી વગેરે મંદિરોએ દર્શન કરાવી આવજો. બહુ ભગવદીય જન છે. દ્વારકાની જાત્રાથી

પાછાં ફરતાં વઢવાણ કાંપમાં બહુ આગ્રહથી ઉતરી પડી, એમણે અમારી બહુ આગતાસ્વાગતા કીધી હતી. એમના જેવા ભગવદીય જનની સેવા આપણા પ્રારબ્ધમાં કયાંથી? વળી કમલવહુને માલમ થાય જે કંઇ કામને લીધે ચંદુભાઇથી બરાબર પરોણાગત ન થાય તો તમે તો સમજુ છો: માટે કંઇ કચાસ આવવા દેશો નહિ. જેસંગભાઇનાં વહુ ઉજમબ્હેન પણ બહુ ભગવદીય છે. એમની સાથે એમનાં પાંચ છોકરાંઓ છે, એટલે દિવસ રંગેચંગે પસાર થશે અને તમેય મુંબઇમાં એકલાં રહી રહીને કંટાળ્યાં હશો, તે તમનેય ગમશે. એ જ. મેથમ્બો તૈયાર થયે મોકલી આપીશ. બધાંને મારા જેશ્રીકૃષ્ણ કહેજો ને તબીયતની જાળવણી રાખજો, વગેરે વગેરે.'

ગુજરાતના છેલ્લા જળપ્રલયના સમાચાર સાંભળી માન્યવર વિઠ્ઠલભાઇ પટેલ રડી પડયા હતા: એ દશ્ય જોવાનું સદ્ભાગ્ય જેને પ્રાપ્ત થયું હશે, તેને આ કાગળ વાંચ્યા પછી ચંદુભાઇની શી સ્થિતિ થઇ હશે, તેનો સહેજે ખ્યાલ આવી રહેશે. જેણે એ દશ્ય નહિ જોયું હોય, તેને માટે એટલું જ કહેવું બસ થશે કે કાગળ વાંચી— છેક તો નહિ, પણ લગભગ—રડી પડયા જેવા ચંદુભાઇ થઇ ગયા હતા!

'આ તે કંઇ બા છે! કમુ ડીઅર! કંઇ એવું થઇ જાય છે કે બાને તો હું શુંનું શું લખી નાખું!—પણ નહિ; આવવા દો જે આવે તેને! Come one, come all! એમ. એ. ની પરીક્ષા મેં ફોકટમાં પાસ નથી કીધી! આ ભુટ્ટાચોરોને એક વખત તો એવા સમજાવી દઉં, કે ફરીથી કોઇને ત્યાં પરોણા થવાનું ભૂલી જાય! કમુ ડીઅર રેલવે ગાઇડમાં જો તો, 'એરાઇવલ ટાઇમ!' મારે એ લોકોને તેડવા જવું છે!'

આમ બોલી ચંદુભાઇ હસ્યા! એ હાસ્યમાં કમલભાભીને બહુ ભયંકરતા લાગી. એમણે સાવધ રહેવાનો તે જ વખતે નિશ્ચય કીધો.

રાત પડતાં વખતસર મે'માનોને લેવા ચંદુભાઇ સ્ટેશને પહોં-ચ્યા ગાડી યથાસમય આવી પહોંચતાં, તેમણે 'જેસંગભાઇ, જેસંગ-ભાઇ!' કરીને બૂમ પાડવા માંડી એક ડબ્બા આગળ 'બા, બા! જો. આ કોઇ બાપુને બરકે! એ સાંભળી ચંદુભાઈ તે ડબ્બા આગળ ગયા અને એક કાઠીઆવાડી ફેંટો બાંધેલા ગૃહસ્થને પૂછયું: 'આપનું નામ જેસંગભાઈ કે?'

'ઓ હો હો! ભાઈસાબ! કો દિ તમોને ભાળેલા નહિ, તે ઓળખ નહિ પડી! ઇ સે તે ચંદુભાઈ તમે જ ના? અમારી કમળી-બ્હેનના ધોકાભાઈ!' જેસંગભાઇએ ઓછા ઓછા થઇ જતાં પૂછયું.

'હું પોતે જ!' એમ કહી ચંદુભાઈએ પોતાના એક જાણીતા પોર્ટરને કહ્યું: 'સદુ' સામાન કહાડુન આપલી મોટરમદી તે ઠેવા!'

સદુએ ચપોચપ ડબ્બામાંથી જેસંગભાઈનાં પોટલાં, બીસ્તરા ને જૂની ફાશીનના કંતાનના થેલા બહાર કહાડયા અને જેસંગભાઇએ પોટલાં અને ઉજમબ્હેને ઘુમટામાંથી છોકરાંઓ ગણી લીધાં, એટલે સદુએ બીજા હેલકરીની મદદ સાથે પોટલાં ઉપાડી ચાલવા માંડયું. ટીકીટ આપી સ્ટેશનની બહાર નીકળ્યા, એટલે આગળથી ઠરાવી રાખેલી એક ટેક્સીમાં ચંદુભાઇએ જેસીંગભાઈ તથા એમની ફેમીલી સાથે પોટલાંઓને બરાબર ગોઠવી શોફરને કહ્યું: 'સોરાબ! આય લોકોને મેં તને ઠેકાણું બતાવ્યું છે, ત્યાં લઇ આવ!'

'અને તમે ચંદુભાઈ?' જેસંગભાઇએ પૂછયું.

'હું તમારી પાછળ આવી પહોંચું છું! ગાડીમાં ધારા કરતાં વધારે માણસ બેઠા હોય તો મુંબઇની પોલીસ તે પકડે.' ચંદુ-ભાઇએ કહ્યું.

'ઇ તો હું સમજ્યો, ભાઈસાબ! પણ અમ લોકોએ મુંબઇ દીઠું નથી, તે આ મોટરવાળો કાંક અમને બીજે ના ભરાવી મારે!' જેસંગભાઇ બોલ્યા.

'ફીકર ના કરો મોટરવાળો મારો જાણીતો માણસ છે: અમારા ઘરવાળાંને પણ જાણે છે: કારણ કે અવરનવર અમે એની મોટરમાં જ ફરવા જઇએ છીએ સોરાબ! ચાલ હાંક!' ચંદુભાઇનો હુકમ થતાં શોફરે મોટરનું 'સ્ટીરીંગ વીલ' ફેરવી હોર્ન વગાડતાં વગાડતાં મોટરને મારી મૂકી.

પાંચથી સાત મિનિટમાં મોટર ફોકલેંડરોડના રસ્તે એક અજાણ્યા ઘર આગળ ઉભી રહી; તેની પાછળ જ આવેલી બીજી ટેક્સીમાંથી એક બાઈ તરત જ નીચે ઉતરી, પહેલી ટેક્સી આગળ આવી બોલી: 'સોરાબ! કેમ અહીં?'

'શેઠનો હુકમ છે!'

'ખબરદાર! જો કોઇ અજાણ્યાને ત્યાં આ લોકોને ચડાવી દીધા છે તો! ચાલ, ઘર તરફ હાંક! હું તને કહું છું!'

'જેવી બાઈની મરજી!' કહી શોફર પાછો મોટરમાં ચડી બેઠો અને તે પાછી ફેરવી.

જેસંગભાઈ બિચારા 'કાં, આમ કાં?' કરતા બેસી રહ્યા. સી. પી. ટેંકરોડ નજદીક હમણાં જ બંધાયલા 'કીશોરભુવન' આગળ ટેકસી ઉભી રહી, એટલે પાછળની ટેકસીમાંથી કમલભાભીએ આવી તેનું બારણું ખોલ્યું અને બોલ્યાં: 'પધારો! આ આપણું ઘર આવ્યું.'

'તમે જ બાઈ આ મોટર પાછી ફેરવી'તીના?' જેસંગભાઇએ બેઠા બેઠા પૂછયું

'હા, હા; મેં જ. મોટરવાળો અજાણ્યો હતો તે તમને–'

'ના–આ! ચંદુભાઇ તો કે'તા'તા કે મારો બહુ જાણીતો માણહ છે!' જેસીંગભાઇને શંકા પડી.

'એમ નથી; એ તો તમને સ્વસ્થ કરવા કહ્યું હતું. તમારી

પાછળની ગાડીમાં અમે હતાં. 'એ' રસ્તામાં અધવચ્ચે ઉતરી પડી ઓફિસના કામે ગયા અને મને તમને લોકોને બરાબર ઉતારવાનું સોંપતા ગયા ! સાસુજીનો કાલે જ કાગળ હતો: તેમાં ઉજમબેન અને છોકરાંઓ પણ આવવાનાં છે, એમ લખ્યું હતું; તેથી હુંય એમની સાથે સ્ટેશને તમને લેવા આવી હતી. ' કમલભાભીએ કહ્યું.

કાગળની અને ઉજમબેનની વાત સાંભળી જેસંગભાઇનો જીવ હેઠે બેઠો અને એમની શંકા નિવૃત્ત થઈ. એ પોતે, ઉજમબેન તથા છોકરાંઓ ઉતર્યાં, એટલે ઘાટી ગનુએ ટેકસીમાંથી પોટલાં કહાડયાં.

' મને શું દેવાનું છે બાઇ ? ' જેસંગભાઇએ અંગરખામાંથી કોથળી કહાડી ટેકસીવાળાને પૈસા આપવા માટે પૂછ્યું. ' કાંઈ નહિ: તમે અને છોકરાઓ આ ઘાટી સાથે ઉપર સીધાવો. '

બહુ રકઝક પછી જેસીંગભાઇએ પૈસાની કોથળી ખીસ્સામાં પાછી મૂકી ગનુ સાથે ચાલવા માંડયું. એ ગયા એટલે કમલભાભીએ ટેકસીવાળાને પૈસા ચુકવી કહ્યું: ' સોરાબ ! જાણીતો માણસ થઇને આવું કરે છે ? '

' બાઇ ! શેઠનો એવો જ હુકમ હતો ! હું શું કરૂં એમાં ? '

' શેઠ ક્યાં ગયા ? '

' મને ખબર નથી. '

' ઠીક. ' એમ કહી કમલભાભી ઉપર આવ્યાં. સૌ કપડાં કહાડી સ્વસ્થ થઈ જેને ન્હાવું હતું, તે ન્હાઇધોઈ જમવા માટે ચંદુભાઈની વાટ જોતા બેઠા હતા: એટલામાં તેય હાંફળા હાંફળા આવી પહોંચ્યા. આવતાંની સાથે જ એમને જેસંગભાઇએ વધાવી લીધા: ' ચીકુભાઇ ! આ તમારો મોટરવાળો તો ભારે દાવ ખેલ્યો ! ક્યાંના ક્યાં ભટકાવી દેતો હતો ! એ તો ભલું થયું કે તમારાં વહુએ બચાવી લીધા; નહિ તો રાત્ય વખત હુતું હુ થઇ જાતે ! હજી

દિ હતે તો કંઇ ને કંઇ ભાળ મળતે, પણ આ તો માળી મુંબઇની રાત્ય !'

આ મે'માનોની બલા પોતાના ભગીરથ પ્રયત્ન છતાં વળાગી રહેલી જોઇને, ચંદુભાઇનું મોઢું લેવાઇ તો ગયું હતું; તોપણ કમલભાભી તરફ જોઇ જરા ફીકકું હસતાં એ બોલ્યા : 'ચાલો, ઠીક થયું: મને એ જ ફીકર હતી !'

ગળે ગાંઠ અને મોંડે ડુચો મારી ચંદુભાઇએ મે'માનોને એ દિવસ તો સાંખી લીધા. ખરૂં પૂછો તો એમાં કમલભાભીની ચતુરાઇ જ હતી. વિશાળ જગ્યા અને ઘરમાં ભટચાકરની સોઇને લીધે કમલભાભી બનતા સુધી મે'માનોને ચંદુભાઇની નજરે ભાગ્યે જ ચડવા દેતાં. પોતાના સૌજન્યને લીધે એમણે જેસંગભાઇ તથા ઉજમબ્હેન અને છોકરાંઓને બે દિવસમાં તો પોતાનાં કરી લીધાં હતાં. ઉજમબ્હેને પણ ઘુમટો કંઇક આઘો કીધો. છોકરાંઓને બરાબર નવડાવવાં ધોવડાવવાં ખવડાવવાં વગેરે કામ કમલભાભીને હાથ થતું હોવાને લીધે, તેઓમાં પણ મુંબઇની વીજળીક ચમક આવી ગઇ. આમ છતાં ચંદુભાઇની અતડાઇ મે'માનોની નજરે નહિ ચડી એમ નહિ ! બીચારા જેસીંગભાઇ ચંદુભાઇ સાથે વાતો કરવાનું તેમજ બેસવા ઉઠવાનું બહુ બહુ મન કરતા; પણ ચંદુભાઇ તો તેમને કોઇને કોઇ બ્હાને કાટું આપવાના અખાડા જ કરતા. કમલભાભીનું હૃદય આ જોઇ ચોરાઇ જતું હતું, પણ એ બિચારાં શું કરે ? અધુરામાં પૂરૂં પોતાની ભટ્ઠી બગાડી નાખવા માટે કમલભાભીથી એમનું મન કંઇક ઉંચું પણ થયું હતું. સવારસાંજ દર્શનમાં અને મુંબઇ જોવામાં ચાર દિવસ તો કંઇપણ બનાવ વગર પસાર થયા. જેસંગભાઇએ ચંદુ-ભાઇની બા ઉપર કાગળ લખ્યો હતો; તેમાં કમલભાભીનાં બારોભાર વખાણ કીધાં હતાં અને એમને લીધે મુંબઇના દિવસો બહુ આનંદમાં પસાર થાય છે એમ જણાવ્યું હતું; પણ પાંચમે દિવસે એક અવનવો

બનાવ બન્યો: નિયમસર ન્હાઇધોઇ ઘંટા વગાડી ઠાકોરજીની સેવા માટે જેસંગભાઈ ઝાંપી લેવા જાય છે, તો ત્યાં ઝાંપી ન મળે! બૈરાં, છોકરાં, માણસ ચાકર, બધાં આખું ઘર શોધી વળ્યાં, પણ એનો કંઇ પત્તો લાગ્યો નહિ! બિચારા જેસંગભાઇની આંખમાં આંસુ આવી ગયાં. ઉજમબ્હેન પણ રડી પડયાં અને એ બેને રડતાં જોઇ છોકરાંઓએ પણ ભેંકડો મૂકયો. કમલભાભી તો બિચારાં ડઘાઇ જ ગયાં. એમને ચંદુભાઇ ઉપર શક ગયો. આટલુંઆટલું સાચવ્યું, છતાં ચંદુભાઇની આ ચોટ એ ચુકવી ન શકયાં, તે માટે એમને ઘણું લાગ્યું! રોકકળ સાંભળી ચંદુભાઇ પોતાની રૂમમાંથી બહાર આવ્યા અને કંઇક ગરમીથી પૂછ્યું: 'જેસંગભાઈ! હું તો તમને બહુ ડાહ્યા માણસ ધારતો હતો! પારકે ઘેર આ શું માડયું છે?'

'ભાઈસાબ! ઠાકોરજી તો અમારૂં સરવસ્વ! અમથી કાંક ભૂલ થી હશે, તે આજ અમથી એ રીહાણાં લાગસ; તેથી જરા રોવાઇ ગ્યું! છોકરાંઓ! છાનાં રહો તો ભઇલાં!'

'પણ એમાં રડવાનું શું? લ્યોની હું તમને બીજા ઠાકોરજી આપું! પીત્તળના બાળકૃષ્ણ મારા ટેબલપર પડયા છે, તે જોઇએ તો લઇ લો! વળી હું કોઇ બીજું 'પેપરવેટ' લાવીશ! હજી તો ગઇ કાલે જ બ્રાસો મેટલ પોલીશથી ચકચકીત બનાવ્યા છે!' ચંદુભાઇએ હસતાં હસતાં કહ્યું.

જેસંગભાઇનાં આંસુ સુકાઇ ગયાં. રોષથી લેવાઇ ગયલે મોઢે એ બોલ્યા: 'ભાઇસાબ! તમને ટીંખળ હુજે છે અને અમારો જીવ હાલ્યો જાય છે. એ ભાવે તો એ ભાવે, ભલે તમે બાલકૃષ્ણનું સમરણ પામો: બાકી રાજાને રાજાનો ટીડલો થયા વના જેમ પરજા ઇને રાજા માનતી નથી, તેમ ભાવિકો, દેવની પ્રાણ-પરતિષ્ઠા વના અને ઠાકોરજીને પુષ્ટાવ્યા વના મૂર્તિને દેવ કે ઠાકોરજી માનતા નથી, હમજ્યા? બાકી તમે તો વિદ્વાન છો. તમ સાથે બીજો શો વાદ કરીએ?'

ચંદુભાઇ નિષ્ઠૂર મને હસતા હસતા ચાલ્યા ગયા. કમલભાભીની ઘણી સમજાવટ છતાં, જેસંગભાઇ અને ઉજમબ્હેને તે દિવસે કશું ખાધું નહિ. છોકરાંઓ જમ્યાં. આખરે કમલભાભીએ ઘણા સોગંદ ખાધા, ત્યારે છેક રાતના પોતાને ડૂમો ભરાતો હતો તોય, કમલ-ભાભીના શુકનને ખાતર તે બન્ને જણાંએ કંઇક ફળાહાર કીધો. ફળાહાર કીધા પછી જેસીંગભાઇએ પોટલાં બાંધવા માંડયાં અને કમલભાભીની ગમે તેવી સમજાવટ છતાં, એમણે બીજે દિવસે સવારની ગાડીમાં સ્વદેશ જવાનો નિશ્ચય કીધો. શરમના માર્યા ચંદુભાઇ એ લોકોને સ્ટેશને મૂકવા જવા તૈયાર થયા એટલે જેસીંગભાઇ બોલ્યા : ‘ તકલીફ મ લ્યો ! અમારાં કમલીબ્હેન સ્ટેશને આવશે, એટલે થયું! તમ જેવા અંગરેજી ભણેલા માણહની અમથી કંઇએ મરજાદ હચવાણી નથ, તેના ગનાહનો બદલો મારા વાલુડાએ અમથી રીહાઇ જઇને આલ્યો ! હવે વધુ તકલીફ તે તમને શેં દેવાય ? લ્યો બેહો ? અમે જઇશું. અમહરખાં કામ સેવા જરૂર ફરમાવજો. ’ જેસીંગભાઇનો આ માર્મિક કટાક્ષ ચંદુભાઇએ હસી કહાડયો, પણ કમલભાભીની આંખ તે સાંભળી કંઇક ભીની થઈ.

‘ આવજો, જાઇયે છીએ’ ના શોરબકોર વચ્ચે સવારની ફાસ્ટ ગાડી દષ્ટિમર્યાદાથી અદશ્ય થઈ, એટલે કમલભાભી ઘેર પાછાં ફર્યાં અને એક ઓરડામાં જઇ તે અંદરથી બંધ કરી, છૂટે મોંયે જયારે તે રડયાં, ત્યારે જ કેટલાય દિવસનો એમના હૃદયે ચ્હડી બેઠેલો ડૂમો હેઠે બેઠો. કમલભાભીની ભારે સમજાવટથી બીજે દિને ચંદુભાઇએ પોતે જ ઉઠાવેલી ઠાકોરજીની ઝાંખી વઢવાણ કાંપ જેસીંગભાઇને શિરનામે પાર્સલથી મોકલી આપી અને તેની રસીદ સાથે કાગળ લખી બીડયો કે: ‘ તમારાથી રીસાયલા ઠાકોરજી આખરે મનાયા છે; તે પાર્સલથી આજ રોજ તમારાપર ચ્હડાવી દીધા છે ! સોંગોપાંગ મળી ગયે જવાબ લખજો. તમારા ગયા પછી અમને કોઇને મુંબઇમાં

ગમતું નથી. વળી પાછા કયારે આવી દર્શનનો લાભ આપશો, તે જણાવશો. એ જ.'

આ વાતપર ત્રણ ચોમાસાં વરસી ગયાં. ઘરમાં સુશીલ પત્ની હોવા છતાં નવીન વિચારના મિત્રો સાથે બહાર રેસ્ટોરાં, કલબ, હોટેલ, વગેરે સ્થળે ગમે તેવી રીતે ખાધાપીધાથી, તેમજ નાટક સીનેમા વગેરે તમાશાઓનો બેમર્યાદ આસ્વાદ લેવાથી, ચંદુભાઈની તન્દુરસ્તી બોરવાઇ અને એમને જીર્ણ જવર લાગુ પડયો. દાક્તરોએ એમને કહ્યું કે તબીયતની જાળવણી નહિ રાખવામાં આવે તો એમને ક્ષય લાગુ પડી જશે કમલભાભીનો જીવ આ સાંભળી ઉંચો થયો. સાસુજીને એમણે કંઇ હળવી રીતે આ બીના લખી જણાવી. એટલે તે પણ મુંબઇ આવ્યાં. થોડા દિવસ રહી દાક્તરની સલાહથી તે સર્વે દેવલાલી, માથેરાન, તીથલ, ડુમસ, હજીરા, વગેરે સ્થળે હવાફેર માટે જઇ આવ્યાં. ચંદુભાઇને થોડા દિવસ તો તેથી આરામ જણાયો; પણ મુંબઇ આવ્યા એટલે પાછા 'એ ભગવાન એના એ!' ત્યારપછી કોઇએ વઢવાણ કાંપની સુક્કી હવા અજમાવવા જણાવ્યું. આ વિચાર ચંદુભાઇનાં માતુશ્રીને તથા એમનાં વહુને, ત્યાં પોતાના ઓળખીતા જેસંગભાઇ હોવાથી, બહુ ગમ્યો; પણ ચંદુભાઇનું મન કાંઇ માન્યું નહિ. આખરે દાક્તરના જ આગ્રહને લીધે એમણે એક જુદા ઘરમાં રહેવાની શરતે ત્યાં જવા માટે કબૂલ્યું. જેસંગભાઇ ઉપર આ બાબતનો કાગળ લખી શુભ દિવસ જોઇ વઢવાણ કાંપ તરફ સર્વે રવાના થઇ ગયાં.

જેસંગભાઇએ બે દિવસ તો મે'માનોને પોતાને ત્યાં જ રાખ્યાં. ત્રીજે દિવસે બહુ ડડરતે જીવે એમણે ત્યાંની સીવીલ હોસ્પિટલ આગળ પોતાનો બંગલો હતો, ત્યાં એ લોકોને રહેવાની ગોઠવણ કરી આપી. વળી જયાંસુધી મે'માનો રહ્યા, ત્યાંસુધી ખાધાપીધાથી માંડીને વાહન સૂધીનો સર્વ ખર્ચ, મે'માનોની ગમે તેવી આનાકાની છતાં, જેસંગભાઇ પોતે જ કરતા હતા. ચંદુભાઇને તો જેસંગભાઇએ

' ડાબા જ ' કરી રાખ્યા હતા. જાણી જોઇને એ ચંદુભાઇ સાથે બોલતા નહિ; એમને કાંઇ પૂછવું હોય, તોય એ કમલભાભી સામે જ જોઇને પૂછતા ! ચંદુભાઇની અકડાઇને આથી આઘાત તો પહોંચતો; પણ જાય ક્યાં ? વઢવાણકાંપની સુક્કી હવાથી અને જેસંગભાઇની ભારે કાળજીભરી માવજતથી બે માસમાં તો ચંદુભાઇ પાછા રાતા રાયણ જેવા થઇ ગયા. કમલભાભીની ચામડીએ પણ ફીકાશ તજી રતાશ પકડી. પોતાના આવ્યાનું સાર્થક થયું સમજી, માતુશ્રીનું ઘરડું વાન પણ કંઇક વળ્યું. ત્યારપછી જેસંગભાઇની આગ્રહભરી માગણીને વશ થઇ સર્વ પંદર દિવસ વધુ રોકાયા, પણ એ પંદર દિવસોએ મનગમતા 'સીનેમા શો'ની માફક ક્યાંના ક્યાં વહી ગયા. આખરે જવાનો દિવસ આવ્યો, તેને આગલે દિવસે સર્વેએ સામાન બાંધવા માંડયો. 'કાંપ'ની હવાથી સાંઢ જેવા બનેલા ભટચાકરોએ પણ પોતાના બીસ્તરા સંકેલવા માંડયા. આ વખતે જેસંગભાઇ તેમ ઉજમબ્હેન પણ સામાન બાંધવામાં મદદે આવ્યાં હતાં. સર્વ સામાન બંધાઇ રહેતાં કમલભાભીએ પૂછયું : 'આપણા દાગીના તેમજ પૈસાની બેગ કયાં ?'

' બેગ કયાં ? ' ચંદુભાઇએ પડઘો પાડયો.

' કવીક માર્ચ ' કરતા પાયદળને ' હોલ્ટ 'નો હુકમ મળતાંની સાથે જ આખી ટુકડી જેમ થંભી જાય, તેમ ' બેગ ક્યાં ? ' એ સાંભળતાં જ સર્વ જણ કામ કરતાં થોભી ગયાં ! અને પછી 'ફાયર'-નો હુકમ છૂટતાં જ ધડાધડ ગોળીઓ છૂટે તેમ ઘરનાં બધાંય માણસો ફડાફડ બેગની શોધમાં નીકળી પડયા. ' એ બેગમાં તો આપણું સર્વસ્વ હતું. ' ચંદુભાઇ કંઇક રડવા જેવા થઇ જઇ બોલ્યા.

' એમ ગભરાણા છો શું ? અહીંથી એ જાય કયાં ? ' જેસંગભાઇએ હિમ્મત આપી; પણ ઘણું ઘણું શોધવા છતાંય બેગનો પત્તો ન મળ્યો, તે ન જ મળ્યો. સર્વના જીવ ઉદાસ થઇ ગયા. ચંદુભાઇને તો તે દિવસે ખાવુંય ભાવ્યું નહિ. એમનો જીવ 'કાંપ'માંથી ઉઠી ગયો. માતુશ્રીને તેમજ કમલભાભીને લાગ્યું કે આ વાતની

જો ચંદુભાઇને બહુ અસર થશે, તો એમની આવી મળેલી તબીઅત પાછી ચાલી જશે; એ ધાસ્તીથી તેમજ જેસંગભાઇએ બેગ પાછી જરૂર મળશે, એમ આપ્યા કરેલી ધીરજથી તેઓ બને તેટલાં આનંદી રહેવા પ્રયત્ન કરવા લાગ્યાં. આખરે એક દિવસ વધારે થોભી, ચોરીની વિગત પોલિસમાં નોંધાવવાનું જેસંગભાઇને સોંપી, થોડા રૂપિયા એમની પાસેથી ઉછીના લઇ, ચંદુભાઇ સહકુટુંબ મુંબઇ તરફ પ્રયાણ કરી ગયા. એ મુંબઇ આવ્યા, તે જ દિવસે એક વીમો ઉતરાવેલું બેંગી પોસ્ટપાર્સલ એમને મળ્યું. સાથે જેસંગભાઇનો કાગળ પણ હતોઃ

'તમારાથી રીસાયલાં લક્ષ્મીજી આખરે મનાયાં છે, તે પાર્સલથી આજરોજ તમારાપર ચડાવી દીધાં છે. સાંગોપાંગ મળી ગયે જવાબ લખજો. તમારા ગયા પછી અમને કોઇને 'કાંપ'માં ગમતું નથી. વળી પાછા કયારે આવી દર્શનનો લાભ આપશો, તે જણાવશો. એ જ '

કાગળ વાંચી હસતા હસતા ચંદુભાઇએ કબલભાભીને પૂછ્યું: 'ઓલિયાગપાટ જેવા લાગતા જેસંગભાઇને ચાર વર્ષપર મેં લખેલા કાગળનો આ કાગળ અક્ષરશઃ અનુવાદ નથી શું ? '

કબલભાભીએ પણ હસતાં હસતાં જવાબ દીધો : 'છે જ! ફેર માત્ર એટલો જ કે તેમાં ઠાકોરજી હતા; ત્યારે આમાં લક્ષ્મીજી છે!'

કર્મના પડછંદા એવા જ હોય! ધારીએ તો એ નિર્જીવ જેવા લાગતા પડઘાઓમાંથીય આપણે ઘણું ઘણું શીખી શકીએ!'

અને ચંદુભાઇ આ બનાવમાંથી ઘણું ઘણું શીખ્યા: કારણ, આ પછી એમની મહેમાનોથી ગભરાઇ ઉઠવાની આદત સદંતર છૂટી ગઇ; એટલું જ નહિ, પણ હવે તો એમનાં 'કબુ ડીયર' એમની પોતાની અસલ માન્યતા મુજબ અવાઝ ખોઇ બેસવાની ધાસ્તી વિના છૂટથી ગાઇ શકે છે કેઃ—

'આવો આવો પધારો મોંઘેરા મહેમાન, અંતરને વહાલે વધાવીએ!'



# પાટલા ઘો

હિન્દુસંસારમાં સાઢુનું સગપણ બહુ ઉત્કૃષ્ટ સ્થાન ભોગવે છે. આજના જમાનામાં તો લાડુનું જમણ ઘણાને પ્રિય નથી, એટલે એ માટે ગુજરાતીમાં જે એક કહેવત પ્રચલિત છે, તેની બહુ અસર નહિ થાય; પણ આજેય જેણે લાડુપરનો પ્રેમ જાળવી રાખ્યો છે, તેના મુખમાંથી, એ કહેવત વાંચી, જઠરરસ ઝર્યા વગર રહેશે નહિ ! કહ્યું છે કે 'જમણમાં લાડુ ને સગપણમાં સાઢુ'–કહેવતનો ઘડનારોય જબરો લાડુભટ્ટ હોવો જોઇએ !

જેમ તમને કે બીજાને હશે, તેમ મારે નસીબેય જમણમાં લાડુ જેવા એક સાઢુભાઇ ચોંટયા હતા. એમનું નામ હતું છોટુ–છોટીઓ, અરે ના ના–છોટાલાલજી ! એક વખત 'વાઇફ'ની આગળ વાત નીકળતાં એ ધનપાળશા ઘોડીના દીકરાને 'છોટીઓ' કરીને ભૂલથી કહેવાઇ ગયલું—

'જોની ! સાંભળ્યું ? આ તારી પેલી બહેનનો વર છોટીઓ'—

એટલે તો ધરતીકંપનો એક સખત આંચકો, પછી જ્વાળામુખીનું ફાટવું અને છેવટે લાવાના ધગધગતા રસનું ઝરવું–જોઇ લ્યો મઝા !

'હા, હા; સાંભળ્યું ! મુંબઇની ગટરો સુધરી હશે, પણ હજી આ ભાયડો નહિ સુધર્યો ! હા, હા; મારી બહેનનો વર છોટીઓ ! મુંબઇના ગ્રેજ્યુએટ નહિ જોયા હોય તો જોજો ! શો

વિવેક શીખ્યા છે ! છો–ટી–ઓ ! એ બિચારા કાંઈ તમારે ત્યાં ખાવા નથી આવતા કે તમારી કાંઇ પરવાય રાખતા નથી, સમજ્યા કની ? એવા એવાય મારી બહેનને નશીબે એ જીવતા રહે ! તમારા કરતાં તો એ લાખ ડાહ્યા છે ! ઝાડુ કાઢે, પાણી ભરે અને મારી બેન બિચારી માંદી, થાકીપાકી બે જણની રસોઇ કરી રહે, ત્યાં તો એ વાસણ પણ માંજી નાખે ! સમજ્યા કેની ? આવા ભલા માણસને નીચે નામે બોલાવી પોતીકા જ થઇને છેક ઉતારી નહિ પાડીએ ! છો–ટી–ઓ ! જરા લજાઓ–લજાઓ !' સુ–ઉ–! કરીને 'વાઇફે' એન્જીનના પીસ્વા જેવો, બોલતાં હાંફી જવાથી એક ધીમો સુસવાટો નાખ્યો.

આટલું ભાષણ સાંભળ્યા પછી મારી તો શું--ખુદ લોર્ડ રીડીંગ-નીય મકદૂર નથી, કે પોતીકી 'સિસ્ટર ઇન લૉ'ના 'હસ્બંડ'ને 'હેન્સ ફોરવર્ડ' છોટીઆ જેવા નીચા નામે બોલાવી શકે ! એમ તો હું 'વાઇફ'ને લચકો દાળ જેવો ઢીલો ઢીલોય જવાબ દઇ શકતો હતો; પણ એ પારકી પંચાત ઘરમાં ઘાલી મારા આધ્યાત્મિક જીવનને, છેક ઘાંચી ગોલાના અતિભૌતિક જીવનની સપાટીએ ઘસડી લાવવા નહિ માગતો હોવાથી હું ચૂપ રહ્યો, બલકે મેં મૌન સાધ્યું !

પણ છોટાલાલજી પોતે તો હતા વેદાન્તી ! મારાથી અતિરિક્ત બીજાઓ એમને છૂટથી છોટુ કે છોટીઓ કહીને બોલાવતા, તેની એ 'ગીતાશ્રેલા'ને શી હતી પરવા ? કોઇપણ જાતનું અપમાન આવા **सम लोष्टास्म कांचन :** થી માંડીને તે ઠેઠ **तथा मानपमानयो :** સુધીના અભ્યાસકની શાંતિને હચમચાવવા અસમર્થ હતું.

એ નોકરી ધંધા વગરના હતા ! મારી સાળીની ભલામણથી હું એને મારી ઓફિસમાં કામકાજ શીખવા બેસવા દેતો; પણ એ

ભલા માણસનું ફરજંદ કામકાજ તો શું શીખે, પણ ઑફિસમાં મારા કરતાંય વિશેષ શેઠાઇ ભોગવતા એ થઇ ગયા હતા! ઘેર ઑફિસ જવાને નામે બાયડીને રસોઇની ઉતાવળ કરાવી, એ ભાઇસાહેબ ધામધૂમ કરતા ઘેરથી અગિયાર વાગે નીકળી પડે અને રખડતા રઝળતા અને બીડી ફૂંકતા, બપોરે એને સુમારે થતી ચહાના સમયે ઑફિસે આવે! મારે માટે રાખેલી 'ઇઝીચેર'પર સિગાર ફુંકતા લંબાય અને ચહા પીધી કે તરત 'ક્રોનીકલ' કે 'ટાઇમ્સ' કોઇને પૂછ્યા ગાછ્યા વગર લઇ વાંચવા માંડે! એમની આ ટેવ મને તો ધીમે ધીમે એવી અસહ્ય થઇ પડી, કે મારી સાળીને કે મારી 'વાઇફ'ને ખોટું લાગે નહિ, એવી કોઇ તદબીરથી આ 'અમથાલાલ'ને ઑફિસમાંથી ખસેડવો, એવી મારી ઇચ્છા થઇ! ઑફિસના માણસો પણ એનાથી નારાજ હતા! એક વખત અમારી ઑફિસના એક ખાતેદાર મેસર્સ સીંગાપોરિયા એન્ડ કું.ના હિસાબમાં કાંઇ ભૂલ હશે, તે હું એનું ખાતું કાઢી 'ટોટલ' તપાસતો હતો. એના હિસાબની છપ્પન રકમોમાંથી છવ્વીસ રકમો સુધી હું 'ટોટલ' ગણતો આવ્યો હઇશ, ત્યાં કેમ જાણે લોર્ડ બર્કનહેડે હિંદને સ્વરાજ આપવાનો ઢંઢેરો બહાર પાડયો, તે સંબંધી પહેલી જ ખબર વાંચી મને તે કહેતા હોય તેમ એ ઉત્સાહથી બોલી ઉઠયા :

'અરે, ભાઇ! આ સાંભળ્યું કે?' 'ટાઇમ્સ'માંથી માથું કાઢી, ચશ્માને છેક નાકની દાંડી ઉપર ધસાવી દઇ, મારી સામે જોઇ છોટાલાલજીએ પૂછ્યું. મેં રકમપર આંગળી રાખી ઉંચું જોયું, પણ ટોટલ ભૂલી ગયો; એટલે આખો ટોટલ ફરીથી ગણવો પડશે એમ ધારી, રકમપરથી આંગળી લઇ હું બોલ્યો : 'છોટાલલજી! શું કહ્યું તમે?'

'એ તો ભાઇ! હું એમ કહેતો હતો, કે આજે ઘેરથી ઑફિસ આવતાં એક 'તાજી બાતમી' છાપાવાળો છોકરો પુકારતો

હતો, કે '**सोनारची बायको पळाली**'! મારી પાસે તો તે વખત પૈસો છૂટો નહિ. એટલે મેં છાપું ન લીધું; નહિ તો તમને બતાવવાને તે લેતે! પણ સાળુ 'ટાઇમ્સ!' હું ખૂણેખૂણો જોઇ ગયો, પણ 'ઇલોપમેન્ટ ઓફ્ આ ગોલ્ડસ્મીથ્સ વાઇફ્'ની કોઈ ઠેકાણે ખબર જ ન મળે ને! હમણાં હમણાં 'ટાઇમ્સ' પણ કચરો થતું જાય છે! સબસ્ક્રીપ્શન બંધ કીધું હોય તો ભાઇ?'

છોટાલાલજીની 'તાજી બાતમી' સાંભળી, મિજાજ તો કમાનમાંથી એવો છટકી ગએલો, કે મેં એમને એકાદ બે 'ફ્સ ક્લાસ' ટોમેટો જમાડયા હોત; પણ જવા દે જીવ! એ પારકી પંચાત ઘરમાં ઘૂસી જાય, એ બીકે મેં ખામોશ ખાધી અને એને કાંઇપણ જવાબ દીધા વગર પાછો હું ટોટલે વળગ્યો!

પણ આ પાટલા ઘોની જમાતના સાઢુભાઇને, શાલમાં લપેટીને ઝાડુ માર્યા વિના મારૂં ઓફિસજીવન સુખમય થાય, એમ મને લાગતું ન હતું. ભારે મુંઝવણ પછી મારા એક પરોપકારી મિત્રે ઓફિસમાંથી એ પાટલા ઘોને ખસેડવાનો એક ઉપાય સૂચવ્યો.

'મુઓ તું ગ્રેજ્યુએટનો થતો! જો, સાંભળ: હું તને એનો એક રામબાણ ઉપાય સૂચવું છું! કાલે જ અજમાવ ને પરમ દહાડે એને ઓફિસમાંથી છૂ: થઇ ગયેલો જો! જપાનીઓ તો ચોર પ્રત્યે પણ કેવા વિવેકી હોય છે, તેની તને ખબર છે ને? બસ, એવી જ જપાનીઝ સભ્યતાથી તું એને કહે: છોટાલાલભાઇજી! કમબખ્ત ઇથુ આજે બહાર ગયો છે. આપ જરા આ ઓફિસનું ઝાડુ કાઢી નાખવાની તસ્દી લેશો? આ પ્રયોગ પણ નિષ્ફળ નીવડે અને એ સજાતનો દિકરો ઝાડુ કાઢે કે તકાદો કરી એમને એમ બેઠો રહે, તો પછી એને ચિઠ્ઠી આપી ખંડેરાવ લેનના તારા ઘરાકને ત્યાં મોકલ; ત્યાંથી નવા નાગપાડા ધકેલી આપ; માલની ડીલીવરી આપવા ગાલ્લા સાથે ખરી બપોરે ચીંચપોકલી હડસેલી મૂક ને આમ છતાંય એ શયતાન-

જાદો—તારા સાડુભાઇનો થતો—જો વિદાયગીરી નહિ લે, તો કહેજે મને—હું મારી ડાબી મુછ બોડાવી નાખીશ." મારા મિત્ર ડાહ્યાભાઇએ મને ઉપર મુજબ સલાહ આપી. મને લાગ્યું કે આખરે આ પાટલા ઘોને ખસેડવાનો ચિંતામણી હાથ લાગ્યો ખરો ! સલાહે લાખ રૂપિયાની અને સલાહનો આપનારોય સવા લાખ રૂપિયાનો : એટલે મેં તો એ સલાહનો ઉપયોગ બીજે જ દિને કરવાનો નિશ્ચય કીધો. ઓફિસના નોકરો ઇથુ, પાંડુને કોઇ કામ નિમિત્તે બહાર મોકલી, વાત કેમ ઉકેલવી, તેનો વિચાર કરતો હું બેઠો હઇશ, ત્યાં તો સાડુભાઇની સવારી આવી પહોંચીઃ ' ભાઇ! કંઇ સાંભળ્યું કે ? પેલા તે દિવસે **सोनारची बायको पळाली** હતી ને, તે આજે પાછી **मिळाली** છે કે ! સા—ળા કંઇ છાપાવાળા છે ? તે દિવસે તો ધાસ્તીથી મારી છાતી બેસી ગઇ કે આ સાળા મુસલ્લાઓ હિંદુ બૈરાંઓને નસાડી જાય છે, તે હિંદુઓનું થશે શું ? પણ આજે **मिळाली**ની ખબર સાંભળીને જીવમાં જીવ આવ્યો ! હો હિંદુસમાજ ! તારૂં શું થવા બેઠું છે ? ઉફ ! ' એમ ' દર્દભરી ' ભાષામાં ચીસ પાડી ઓથેલોની અદાથી એ ઇઝીચેરમાં લંબાવ્યા અને ' ટાઇમ્સ 'માં 'ગૂમ થઇ ગયા ! ' થોડીવારે મેં જ એમને વાંચનમાંથી જાગ્રત કીધા : ' આપણે છે તે છોટાલાલજી ! આજે ઇથુ નથી, પાંડુ પણ નથી; તમે જરા ઓફિસનું ઝાડુ કાઢવાની તકલીફ ઉઠાવી શકશો ?'

' તકલીફ ! વાહ ભાઇ! આવું બોલો છો ? એમાં તકલીફ જેવું છે શું ?' કહી છોટાલાલજી છાપું ફેંકી ધડાક કરતા કે ઉઠયા ને ઝાડુ લઇ એમણે ઓફિસ વાળી નાખી ! બધા કલાર્કો આ જોઇ રહ્યા ! ઓત્તારી! હું તો ઠંડો જ થઇ ગયો ! આવા ગાંધીજી જેવા નમ્ર અને વિવેકી માણસને હું તો શું—ખુદ બ્રિટીશ સરકારે ખસેડી મૂકવા શક્તિમાન નથી, એમ મને લાગ્યું; પણ ' કરતાં જાળ કરોળિયો, ભોંય પડી ગભરાય 'વાળી કવિતા યાદ આવી જવાથી, મેં હિમ્મત રાખી અને

ઓફિસમાં ઝાડુ કાઢતો, ખુદ એની 'વાઇફ'જ એને જુએ અને શરમનો માર્યો એ બીજે દિવસથી ઓફિસમાંથી છૂ: થઇ જાય, એવો ઘાટ ઘડવાનો મેં નિશ્ચય કર્યો. મિસિસને કોઇકોઇવાર કોટમાં 'શૉપિંગ' કરવાની હોય, ત્યારે મારી ઓફિસમાં ચઢી આવવાનો એને મહાવરો હતો. એની સાથે એ એની મોટી બહેનને પણ, સાંજના ઓફિસનું બીજીવારનું ઝાડુ કાઢવાની વખતે લઇને ઓફિસમાં બીજે દિને આવે, એમ મેં યુક્તિથી ગોઠવણ કીધી! વહુજીને એનું આશ્ચર્ય થયું, તોપણ એ મને 'વિચિત્ર પૂતળું' માનતી હોવાને લીધે, એ બાબત એણે વધુ પડપૂછ કીધી નહિ. બીજે દિવસે ઓફિસમાં કંઇ નવો જ રંગ જામ્યો: 'શેઠ! ગઇ કાલ સંધ્યાકાળી સોટાલાલશેઠને ઓફિસ મદી ઝાડુ કહાડલા હોતા, કાય?' ઇથુએ મને પૂછ્યું. 'હોય! હોય! તુમ્હી ન્હવતા તર! કાય ઝાલા?' મેં પૂછ્યું.

'ચાર આણાચા ઝાડુ સઘળા નાહિંસા કેલા!' ઇથુએ કહ્યું અને એણે છોટાલાલજી તરફ એવી કરડી નજરે જોયું કે જાણે એને ત્યાં ને ત્યાં બાળીને ભસ્મ કરી નાખશે; પરન્તુ આખરે પણ એ શેઠનો સાઢુભાઇ કેનો ? 'એ તો ભાઇના હુકમથી મેં ઝાડુ કાઢ્યું હતું, સમજ્યોની!' છોટાલાલજીએ કહ્યું.

'ઝગડો નહિ જોઇએ!' કહી મેં એ વાત ટુંકાવી. બપોર થઈ કે પાછા ઇથુ પાંડુને કોઇ નિમિત્તે બહાર મોકલી આપી, મિસિસના આવવાના સમયે જ મેં ગઇ કાલની સભ્યતાથી છોટાલાલજીને ઓફિસ ઝાડવાનું કહ્યું. થોડીક વારમાં તો અમારી મોટરનું શીંગડું ફૂંકાયું અને બે મિનિટમાં તો મિસિસ ને મારી સાળી ઓફિસમાં આવી પહોંચ્યાં.

'આપણે છે તે લે તો, જરા આટલું વાળી નાખ તો! ભાઇએ

કહ્યું છે. તું ઉભે હું ઝાડુ કાઢું એ ઠીક નહિ.' છોટાલાલજીએ એમનાં વહુને ઑફિસમાં પગ મૂકતાં જ ઝાડુ પકડાવ્યું.

' ના, ના; મોટીબહેન, રહેવા દે તું ! હું નાની જોયા કરૂં ને તું મોટી થઈને ઝાડુ કાઢે ? ' એમ કહી મિસિસે મારી સાળી પાસેથી ઝાડુ ખુંચવી લીધું ! મહામુશીબતે મેં એના હાથમાંથી ઝાડુ મૂકાવી દીધું, ત્યારે જ વહુજી ઑફિસ વાળતાં રહ્યાં ! તે દિવસે રાતના કેટલા જોરથી જ્વાળામુખી ફાટયો હશે, તેની કલ્પના તો વાંચક, તમે જ કરી લેજો ! રામ ! રામ ! આ ઉપાય પણ નિષ્ફળ ગયો, છતાં હું છેક નિરાશ થયો ન હતો.

બીજે દિવસે ચહાના સમયે મેં છોટાલાલજીને ટીકીટનો આનો આપી પોસ્ટ ઑફિસમાં કાગળ નાખવા મોકલ્યા. બે કલાકે એ ભાઈ-સાહેબ પાછા આવી બોલ્યાઃ ' ભાઈ ! એક ભૂલ થઈ છે, માફ કરશો? '

' બોલોની, શું થયું ? '

' વાત નજીવી છે. ચહા પીધા વગર હું કાગળ નાખવા ગયો, એટલે અર્ધે રસ્તે તો મને ચક્કર આવવા મંડયાં. આખરે વિશ્રાંતિ-ગૃહમાંથી સ્ટાંપના આનાની ચહા પીધી, ત્યારે જ જીવ હેઠો પડયો. કાગળ ટીકીટ વગર જ નાખ્યો—એમ સમજીને કે ટીકીટ વગર કાગળ તો પહોંચશે જ, પણ ચહા વગર મારા ગયલા પ્રાણ પાછા નથી આવવાના ! અરે ભાઈ ! કહો, કહો, કે તમે મારી આ સ્વાભાવિક ભૂલ માફ કરશો જ ! Ah ! To err is human ' એ કહેવત કેટલી બધી ખરી છે ! '

અલબત્ત, મારે આ બાબત ઉપર કાંઈ વિવેચન કરવાનું હતું જ નહિ, એટલે શ્રી રામનું પવિત્ર નામ લઈ હું તો કામે વળગ્યો ! પણ જેમજેમ મારા પ્રયોગો નિષ્ફળ થતા ગયા, તેમતેમ એને ઑફિસમાંથી ખસેડવાનું મને વધારે શૂર છૂટયું ! બીજે દિવસે બારે

બપોરે સખત તાપમાં મેં એને માલની ડીલીવરી આપવા ભાયખલે ધક્કેલ્યો ! ત્યાંથી એ પાછો ફર્યો, એટલે હિપતુલ્લાભાઇની ચિઠ્ઠી આપવા મેં એને ખાખા બજાર મોકલી આપ્યો. હું સમજ્યો કે આ વખત તો એ અકળાઇને ના પાડશે, પણ ના ! એણે તો પૂર્ણ વિવેકથી કહ્યું: 'ભાઇ! આવુંઆવું લાંબી પાટીનું કામ સોંપો છો, તે મને કેવું સારૂં લાગે છે ! ખાધેલુંય પચે ને જીવ આનંદમાં જાય ! નવરા બેઠે શું વળે ? એમ બે ત્રણ દિવસ તો કામ ચાલ્યું. મેં પણ વિચાર કીધો, કે આમ જો છોટાલાલજી ઈથુ પાંડુનું કામ કરી શકતા હોય તો 'why ?' ઓફિસમાંથી એક માણસને રજા કેમ ન આપવી ? આમ વિચાર કરૂં છું, ત્યાં તો હિપતુલ્લાશેઠ રાતાપીળા થતા આવ્યા: 'સેટ ! આખરે બી વાનીઆ જ કેની ? તમારાસી વાત કીધી, ત્યારે તમે ભાવો હરીફ વેપારીને જનાવી દીધાના ?'

પહેલાં તો મને આની કંઈ સમજ પડી નહિ, પણ ખુલાસો થતાં વાત નક્કી થઇ કે છોટાલાલજીએ હીપતુલ્લાશેઠના ભાવનો કાગળ, પ્રમાદથી એમના એક કટ્ટા હરીફ તુસાજીને ત્યાં આપ્યો હતો ! માણસની ગફલતીથી આમ થવા પામ્યું છે, એમ બહુબહુ સમજાવી હિપતુલ્લાશેઠને ટાઢા તો પાડયા, પણ એમના જીગરમાં મારે માટે વહેમ પેઠો, તે લાંબો વખત સુધી નીકળ્યો તો નહિ જ ! એ ગયા એટલે ભાયખલાવાળા વેપારીનો કાગળ આવ્યો: 'આપેલા ઓર્ડર મુજબ માલની ડીલીવરી હજીસુધી અમને મળી નથી, એ બહુ દિલગીરી ભર્યું છે. ચોવીસ કલાકમાં અમારો ઓર્ડર 'એક્ઝીકયુટ' નહિ થાય, તો અમારો ઓર્ડર 'કેન્સલ' સમજવો અને બીજેથી માલ લેતાં અમને જે કાંઈ નુકસાની જશે, તે તમારે શીર છે, તેની નોંધ લેશોજી.'

ઉપરની નોટિસ વાંચી મેં છોટાલાલને બોલાવ્યા અને એને વિકટોરિયામાં નાંખી, હું એની સાથે ભાયખલે ગયો. કોઇને બદલે

કોઇ ભળતી દુકાને જ એ માલ આપી આવેલા ! માલની ખોટી ‘ ડીલીવરી ’ લેનારને ખૂબ ધમકાવી, ફોજદારીમાં ઘસડવાની ધમકી આપી, મેં એની પાસેથી માલ કઢાવ્યો અને તે જાતોજાત ભાયખલા-વાળા અમારા ગ્રાહકને પહોંચાડયો અને થયલી ભૂલનો તેને ખુલાસો કીધો. ઓફિસ આવ્યો, ત્યાં તો છોટાલાલજીની બીજી બે ત્રણ કાંણો પડેલી હતી !

‘ ઓ પ્રભુ ! આ શું ? ’ મેં ચાચવાઇને કહ્યું.

‘ ભાઇ ! મારા ગ્રહ જ વાંકા છે, ત્યાં તમે શું કરો ? જેની ગાય લેવા જઇએ, તેની ભેંસ–નાહ–જેના છાસ લેવા જઇએ, તેની ગાય મરી જાય, એવું નશીબ વાંકુ છે. કોઇ પારકો હોય તો એમ પણ કહે કે ‘ મફત કામ કરાવવાં હોય, તે તો એમ જ થાય ! ’ પણ હું તો તમારો સાઢુ ! મારાથી એવો નફફટ જવાબ કેમ દેવાય ? અરે ઇશ્વર ! હવે તો મને સાજોસમો ઉપાડી લે તો સારૂ ! ’ એમ કહી મારા સાઢુભાઇના થતાંએ એક લાંબો નિસાસો નાખ્યો ! અને મેં પણ એના જેટલો જ લાંબો રેચક છોડયો; કારણ એને ખસેડવાના મારા બધા જ પ્રયોગો હવે નિષ્ફળ ગયા હતા ! મેં મારા પરમપ્રિય મિત્ર ડાહ્યાભાઇને આ વાત કહી, ત્યારપછી એણે પોતાની ડાબી મૂછ બોડાવી કે નહિ, તેની મને ખાત્રી નથી; પણ ભારે વજ-નની ગોદરેજની ત્રિજોરીના જેવી પાટલા ઘો હજીસુધી મારી ઓફિસ-માંથી ખસી નથી, તેની તો હું વાંચકને ખાત્રી આપીશ. હા–આ–ટ–છીં !



# ધમસાણ—તેલનાં ને ઘીનાં

હજી તો ગઇ કાલ જ હું ઇન્સોલ્વન્સી યુનિવર્સીટીની પરીક્ષામાંથી માનભેર પસાર થયો, ત્યાં તો જ્ઞાતિના શેઠીઆઓએ રામનવમીનો ઓચ્છવ મારા કપાળે ચોંટાડયો ! ખરૂં પૂછાવો તો એમાં મારા કપાળનો—નહિ નસીબનો—દોષ વધારે હતો. આજકાલ કરતાં સાત સાત વર્ષનાં વ્હાણાં વાયાં તોય, જ્યારેજ્યારે ઓચ્છવની ચિઠ્ઠીમાં મારૂં મુબારક નામ મૂકવાનું સુચવવામાં આવતું, ત્યારેત્યારે 'ભાઇ-સાહેબો ! હું વાંઢો છું; મારે ત્યાં કોઈ કરનાર કારવનાર નથી; માટે મારાથી ઓચ્છવ થઇ શકશે નહિ,' ઇત્યાદિ બહાનાં કાઢી 'રીચર્ડ કુર ડી લાયન'ની મક્કમતાથી ઓચ્છવને માટે હું ના પાડતો ! દયાની લાગણીથી પ્રેરાઇને કહો કે મારી ચોખ્ખી ચાનાઈ ચાંદી જેવી 'બીલકુલ સાફ' દાનતને લીધે કહોઃ જ્ઞાતિના ગૃહસ્થો મારૂં એ બહાનું સ્વીકારતા અને ઓચ્છવને માટે ઝાઝો આગ્રહ કરવાનું માંડી વાળતા ! પણ હવે ઓચ્છવ કરવામાં હું અને લલ્લુભાઇ ઓળીઆ-કેરી જ બાકી રહ્યા હતા. વળી ઇશ્વરની કૃપાથી અને 'ઘરડાંવરડાનાં પુન'યો, સાહેબ તમને સલામત રાખે, મને 'મિસિસ'ની પણ પ્રાપ્તિ થઇ હતી; 'એટલે હું વાંઢો છું,' એમ કહેવાપણું હવે રહ્યું નહિ હતું. જ્ઞાતિના સાજનામાંથી 'પુટીશ' મરાય, એમ પણ નહિ હતું; કારણ જ્ઞાતમાં મારા 'હિતેચ્છુઓ' એટલા બધા હતા, કે કદાચ હું છુઃ થઈ જાઉં, તોય ખુદ યમરાજાના દરબારમાં પણ મારી પુંઠ પકડી, મને પાછો સાજનાની વચ્ચે ઘસડી લાવવાનું બીડું ઝડપવાની તૂટાતૂટ થઇ પડે એમ હતું ! અસ્તુ !

કાલે રામનવમી હતી. તે નિમિત્તે ઓચ્છવ કરવા બાબત વિચાર ચલાવવા, જ્ઞાતિનું સાજનું મળવાનાં નોતરાં જ્ઞાતિગોર માર-ફત ફરી વળ્યાં હતાં. મમ્માદેવીની પાળપર જ્ઞાતિના ગૃહસ્થો ધીમે ધીમે રાત્રિના દસ બજે ભેગા થયા અને ઓચ્છવ કરવામાં બાકી રહેલા ગૃહસ્થોનાં નામની ચિઠ્ઠી મૂકવાની સુચના મૂકાઇ. હું જણાવી ગયો છું તેમ, આ વર્ષે ઓચ્છવ કરવામાં હું તેમજ રાજેશ્રી બોળીઆ-કેરી જ બાકી હતા; એટલે અમારાં નામની ચિઠ્ઠી મૂકાઇ અને 'શ્રીરામ-ચંદ્રજીની જે' બોલાવી ચિઠ્ઠી ગોર મહારાજે ઉપાડી તો–યા તોક્કલ! નામ સેવકનું નહિ, પણ રાજેશ્રી બોળીઆકેરીનું નીકળ્યું! 'સ–સ–સાહેબને ક–ક–કહું, જે હું ઘનો જ ખુશીની સ–સ–સાઠે ઓચ્છવ ક–ક–કડતે, પન હી–હી–હી–અમાડી ઘ–ઘ–ઘડવાડીનો હાઠ ચ–ચ ચોખ્ખો નઠી; ટેઠી મ–મ–મહેડબાની કડી આ વખટનો ઓચ્છવ આપડા આ શ–શ–શેઠને આપો.' હા–ના કરતાં અને ભારે હો–હાનો વચ્ચે ઓચ્છવ મારે નામે ઠોકાયો: જો કે મેં તો ઠેઠના ઠેઠ સુધી ઓચ્છવને માટે ના જ પાડયા કીધી હતી. બે કલાકની રીકઝીક પછી ઓચ્છવ કોણે કરવો, એ કંઘકચરૂં નક્કી થયું; એટલે ઓચ્છવમાં શું જમણ કરવું, એ વાત નીકળી:

'શીડા–પુડી–બીડંજ ને દૂઢ બનાવા.' મિ. બોળીઆકેરીએ સૂચવ્યું.

'હા–આસ્ટો; શીડા, પુડી, બીડંજ ને દૂઢ બનાવો! જો વાત લાવ્યા છે તે? પારકા છોકરાને જતી કરવા તો ઠીક નીકળ્યા છો! માથાદીઠ રૂપિયો આપો છો, તેનાપર આટલી બધી 'ટેસપીસ' કે? અરે, ખાલી 'છાશ રોટલા' કરીએ, તોય ગાંઠમાંથી દોઢસો બસો રૂપિયા ઉમેરવા પડે છે! સમજ્યા મહેરબાન?' મેં મિ. બોળીઆ-કેરીને ઉધડા લીધા. ઓચ્છવનો ટોપલો એ ભાઇસાહેબને માથેથી ઉતર્યો, એટલે એને બીજાની શી પડી છે? કોઇએ ધારી દૂધપાક તો કોઇએ મગજ દૂધપાક, કોઇએ શીરો પુરી તો કોઇએ

કેળાં પોળી ને છૂટાં ઘી, કોઇએ બાસુદી તો કોઇએ શીખંડ ! એમ જુદાં જુદાં જમણો એક પછી એક સુચવ્યાં. આખરે ત્રણ કલાકની ભારે ઝૂંબેશ પછી સવારના ચાર વાગે શીખંડપુરી ને સેકટાની શીંગનું જમણ નક્કી કરી ‘ શ્રી રામચંદ્રની જે ’ બોલાવી સાજનું બરખાસ્ત થયું. કમબખ્ત પ્હો જરા વહેલો ફાટયો, નહિ તો હજીય શેકટાની શીંગ ઉપર કલાક દોઢ કલાક પારાયણ ચાલતે. આખી રાતના ઉજાગરાને લીધે “ ટગમગ પગ ટગતો નહિ, ” તોય જેમ તેમ પીધેલાની માફક લથડીઆં ખાતા, રસ્તામાં ઓચ્છવના જમણ માટે મોટેથી વાદવિવાદ કરતા અમે સૌ ઘેર ભેગા થઇ ગયા.

‘ સા–લો કંઇ મપટ બપટ ખવરાવાનોચ ! સાલાને પાતલદીત ગારાના પૈરા જેવો રૂપિયો આપીએચ ! ’

‘ હવે ભાઇસાહેબ ! પાતળાદીઠ રૂપીઓ આપ્યો, તેમાં શું વળ્યું ? આ સાલી મોંઘવારી કૈં ઓછી છે ? પણ અલ્યા ! હું એમ પૂછું છું, કે એ સાળો ઓચ્છવ ઠીક ઠીક કરશે કે ‘ ઇદનાં ભજીયાં ? ’

આમ જ્ઞાતિના સદ્‌ગૃહસ્થો વચ્ચે ચિત્રવિચિત્ર ચકચાર ચાલી રહી હતી. રાત્રિના ઉજાગરાને લીધે ઓચ્છવ નોમને બદલે દશમને દિવસે કરવાનો હતો; પણ પૈસા વગર ઓચ્છવની સામગ્રી લાવું કીઆ ચુલામાંથી ? ગોર મારફતે ન્યાતના શેઠ પાસેથી રૂપીઆ મંગાવી લીધા અને જ્ઞાતિભોજનને માટે હવા, ઉજાસ અને ચોકૂખાઇના અવતારરૂપ હરગોવિંદ દેસાઇની વાડી નોંધાવી ! વાડીનું નક્કી કરી હું રાજેશ્રી બોળીઆકેરીને ઘેર પહોંચ્યો. એ ભાઇ-સાહેબ કઇ ચીજ કયાં સારી મળશે, શાકમાં તેલ કેટલું જોઇએ અને પૂરીમાં ઘી કયું વાપરવું, એના ભારે જાણકાર હતા. વિવાહમાં કે વરસીમાં જ્ઞાતિભાઇઓ એની એવી બાબતમાં ખાસ સલાહ પૂછવા જતા અને એ ભલા માણસનું ફરજંદ, જેને જોઇએ તેને એ બાબતની મફત સલાહ આપતું. કોઇ એંટી માણસ એની સલાહ

લેવા ન આવે તો પોતે આખાને આખા તેને ત્યાં પહોંચી જતા અને પોતાની કીંમતી સલાહ તેને આપતા. એમના શ્રીમુખે જ્ઞાતિનું જમણ વખણાય તો સમજવું કે બેડો પાર; નહિ તો મહેનત બરબાદ! જમણના કામમાં એ એક સત્તા સમાન હતા. આત્મપ્રશંસાના એ એટલા બધા શોકીન હતા, કે થોડી ઘણી ખુશામત, ચ્હાનું એક પ્યાલું અને એક સીગારેટ એમને અર્પણ થાય, તો શેઠજી એવા ચડે કે આપણું આખું કામ હોંસે હોંસે એ જ ઉકેલી આપે! શેઠજી પૈસા ટકે સુખી હતા, એટલે કમાવા કરવાની ફીકર નહિ હતી. બીલકુલ ફુરસદીઆ હતા, તોય ગામના કાજી થઈ, હોળીનું નાળીએર થઇ પારકી પીડા પોતે વ્હોરી લાવતા હોવાને લીધે, જ્યારે જુઓ ત્યારે કામમાં ને કામમાં દેખાતા! મારા જેવાને તો એ બહુ ઉપયોગી માણસ હતા, એટલે સ્વાભાવિક રીતે હું એમને ત્યાં પહોંચ્યો. ઘરમાં કાકીની સાથે ધમાધમી ચાલતી હતી, તે હું ગયો એટલે બંધ થઈ ગઇ:

'ઓહો! આવો, આ–વો; આજ કંઈ અ–મારું ક–ક–કામ પડ્યું?' શેઠ ડુમ હલાવી હસતા હસતા બોલ્યા.

'અરે, લલ્લુભાઇશેઠ! તમારા વગર તે કાંઇ ચાલે? ઓચ્છવ માથે આવ્યો, એટલે શું કરીએ? અમે તે કયે દિવસે ન્યાત જમાડેલી કે અમને એ વિષે ખબર હોય? આ તમારે હાથે તો કંઇક ન્યાતો ઉકલી ગએલી, તે હું સમજ્યો કે 'ચાલો લલ્લુભાઇશેઠ સારી સલાહ આપશે:' કરી હું તમારે ત્યાં આવ્યો. આ કામ તમારું જ છે, એમ સમજીને કરવાનું છે'

'ફીકડ નહિ, આઈવા ટો ભડે આઈવા: બ–બ–બોલો, શ–શ–શો હુકમ છે?'

'અરે, શેઠ! એમ શું બોલો છો? તમને તે કાંઇ હુકમ હોય? જુઓ, ઓચ્છવ તો શીખંડપૂરીનો ઠર્યો છે, પણ મેં વિચાર્યું કે

આટલે વર્ષે આપણે ત્યાં કારજ આવે તો જરા બાપદાદાની આબરૂ રહે એમ ઠીકઠીક કરવું; તેથી મેં તો તમારી સલાહ મુજબ શીખંડ-પુરીને બદલે શીરોપુરી બીરંજ ને દૂધનો વિચાર રાખ્યો છે!'

'વાહ, બ–બ–એ–ટ્રે–એ! વિચાડ ટો લાખ ડુપિયાનો છે. ઝોકાવો ટાડે!'

'હા, હા; ઝૂકાવવાને તો તમારે ત્યાં આવ્યો છું. ચાલો મારી સાથે અને તમારા જાણીતા મોદી–ગાંધી–પરતાકિયા વગેરેને ત્યાંથી સોદોસલુક અપાવો.'

'આપડે કી' હાડે ના છે?'

ડુંટી નીચે આવી ગયેલા ઢીલા પંચિયાને ટાઇટ કરી, અસલ 'ફાશીન'નાં બદન ને અંગરખું ઓળવી લલ્લુભાઇ તૈયાર થઇ મારી સાથે નીકળ્યા. કંઇક જમણવારો એમને હાથે ઉકલેલી, એટલે મોદી ગાંધી વગેરે એમની સીકલ જોતાં જ એમને બોલાવવા મંડી પડયા. આખું ભુલેશ્વર 'લલ્લુભાઇશેઠ' 'લલવા શેઠ'ના અવાજથી ગાજી રહ્યું. આખરે એમના માનીતા ગાંધી–મોદીને ત્યાંથી જોઇતો સામાન લખાવી, તે યોગ્ય સમયે પહોંચાડવાની વરદી આપી, અમે ગુલાબદાસ બરફીવાળાને ત્યાં દૂધ–દહીં વગેરે નોંધાવવા ગયા. સોદોસલુક પડવાનું કામ લલ્લુભાઇશેઠ જાતે જ કરતા હોવાથી, સર્વ સામાન એમને નામે જ નોંધાયો, એ કહેવાની જરૂર નથી. બીરંજને માટે ખાસ દિલ્હીના ચોખા, શાક તરકારી વગેરે અણીથી પણી સુધીનો સર્વ સામાન લાવવાનું કામ એમણે પાર પાડયું.

આજે ઓચ્છવ હતો સવારના વ્હેલા આવી વાડીમાં રસોઇનું તેમજ શાક સમારવાનું કામ એમણે હારે પડાવી દીધું, જાણે એમનો પોતાનો જ ઓચ્છવ હોયની તેમ. 'અહીં તહીં ને સઘળે' લલ્લુ-ભાઈ પહોંચી વળ્યા. રાત્રિના આઠ વાગે બૈરાં–મરદની ભેગી પંક્તિ જમવા બેઠી. રંગોળી ને સાથીઆનાં ખાનાં કરી તેમાં કેળની બાજ મૂકી દીધી હતી. ઉંચી જાતની મૈસુરી અગરબત્તીથી આખી વાડી

બ્હેક બ્હેક થઇ રહી હતી. પાણી, વાળા તેમજ એલચીનાં છોડાંથી સુવાસિત કરી બરફથી ઠંડુ કીધું હતું. બૈરાંને ગજરા, મરદને કલગી અને છોકરાંઓને ફુલના હાર આપવામાં આવ્યા. જ્ઞાતિગોર મરદોને ચંદન લગાડી રહ્યા અને કોઇ આવવાનું બાકી નથી રહ્યું, એની ખાતરી કરી રહ્યા, એટલે પીરસવું શરૂ થયું. જાતજાતની ચટણી, રાયતાં, અથાણાં, સેવ, પાપડ, પાપડી તેમજ તેલથી લદબદતાં અને કોપરૂં કોથમીરથી છવાયલાં અનેક જાતનાં શાકથી આખી પત્રાવલિ ભરાઇ ગઇ હતી. ઘીથી તરબતર બીરંજ, સફેદ ચાંદની જેવો રવો પડતો શીરો તથા કુમળી પૂરી અને એલચી, પીસ્તાં, બદામથી મઘમઘતું કેસરીઆ દૂધ વગેરે પીરસાઇ રહેતાં, ગોરે 'શ્રીરામચંદ્રની જે' બોલાવી જ્ઞાતિને જમવાનું શરૂ કરવાની આજ્ઞા આપી. ઠેરઠેર બીરંજ, શીરો, શાક વગેરેના 'ભુસકા' શરૂ થઇ ગયા. જમણ તો જેનું નામ! સર્વ સ્થળે વાહવાહ થઇ ગઇ. ખુદ જ્ઞાતિના શેઠે મને અભિનંદન આપ્યું: 'અમે આવું નહિ ધારેલું!'

મેં કહ્યું: 'આ બધો પ્રતાપ આપણા આ લલ્લુભાઇનો! પોતાનો જ ઓચ્છવ હોય, એટલી હોંસથી એમણે કામ કર્યું છે. આ ઓચ્છવ તો લલ્લુભાઇ શેઠનો જ સમજવાનો!' લલ્લુભાઇની છાતી તો આ સાંભળી ગજગજ ઉછળે! છાતી કહાડી 'બીડંજ ટ–મા ડે–એ' કરતા નીકળે અને અવારનવાર જેને તેને પૂછતા જાય: 'કેમ, શેઠ! જમણમાં કાંઇ ખામી હોય તો કહી દેજો!'

જમણ બહુ વખણાયું. વાહવાહ કરી લોકો જમી પરવારી ઘેર ગયા. હું ખુશી થયો, મારાં 'મિસિસ' ખુશી થયાં અને બીજે દિવસે મારા શેઠને ત્યાંથી ત્રણ મહિનાની આગળથી લઇ રાખેલી રજા ભોગવવા 'કોઈ નહિ જણાયલા ઠેકાણે' અમે 'હાઉસન જાઉસન' સાથે ઉપડી ગયાં.

ગામડે ગામ નદી કિનારે હવા ખાવા જતાં હું કલ્પી શકતો હતો, કે ચાર પાંચ દિવસ રહીને લલ્લુભાઇને ત્યાં મોદી, ગાંધી વગેરેની

ઉઘરાણી શરૂ થઇ ગઇ હશે અને લલ્લુભાઇએ એ બોજાને મારે ત્યાં ધકેલી આપ્યા હશે મારો કાંઇ પત્તો ન લાગતો હોવાથી, તેમજ સોદો પોતાને નામે હોવાથી, મારા નામની શેષ ભરી એમણે ગાંધી, કણીઆ, વગેરેના આંકડા ચુકવી આપ્યા હશે ! આ તેમજ આવું બીજું ઘણું હું કલ્પી શકું છું. રજા પૂરી થતાં, ત્રણ મહિના પછી હું મુંબઇ પાછો ફર્યો, ત્યારે મને ખબર પડી કે મારી આ સર્વ કલ્પના સત્ય હતી. હજી આજેય લલ્લુભાઇ શેઠ ઓચ્છવના પૈસાની મારી પાસે ઉઘરાણી કરે છે, ત્યારે હું તો એમને ચોખ્ખું પરખાવી દઉં છું, કે ઓચ્છવની ચીઠી એમના નામની નીકળી હતી, એટલે ખરી રીતે ઓચ્છવ એમને કરવાનો હતો. જશ બધો એમને મળ્યો, સોદોસલુક બધો એમને નામે નોંધાયો: પછી મારે શા માટે પૈસા આપવાના, તે કોઇ કહેશે ? હા, એટલું ખરૂં કે ન્યાતના શેઠ પાસેથી ઓચ્છવના રૂપીઆ મેં મંગાવી લીધા હતા, પણ તે તો પરચુરણ રોકડેથી સામાન લાવવામાં વપરાઇ ગયા હતા. કદાચ પાંચ દસ વધ્યા હોય તો–' દસકા લેના કયા, ઓર પાંચકા દેના કયા ?'

આ ઓચ્છવનો કિસ્સો બની ગયા પછી લલ્લુભાઇએ વિવાહ-વરસીના જમણમાં આગળ પડતો ભાગ લેવાનું છોડી દીધું છે. જ્ઞાતિના કોઇ સજ્જન મારે માટે એલફેલ બોલ્યા હશે: ખુદ લલ્લુ-ભાઇએ દીવાની ને ફોજદારીમાં મને ઘસડવાની ધમકી આપી હતી ! આ બધી વાત–સાર વગરની વાતો–આ અસાર સંસારમાં બન્યા જ કરે છે, એટલે એ વિષે હું વાંચનાર વ્હાલાનો વધુ વખત લઇશ નહિ: પણ આ વાત ખતમ કરતાં હું એટલું તો કહીશ, કે જ્ઞાતિ-ભોજનની આટલી બધી ચીજોમાં ઘી અને તેલનો બગાડ જોતાં, એ જમણ નથી, પણ એ છે: ' ઘમસાણ તેલનાં ને ઘીનાં !'



# માંહગીના ઢોંગ

'અરે, મકુંજે સાંભળો છો કે ?' મારી સોભાગપાંચમે પૂછ્યું.

'હા–આ !' મેં મોઢું ફાડી જવાબ આપ્યો.

': જાણે વાત એમ છે, કે આજે પેલી લખમીને ત્યાં પાથરણું છે, ત્યાં મારે છેડો વાળવા જવાનું છે: ત્યાંથી શેનનાં દર્શન કરીને આવતાં મને મોડું થાય તો—'

'સમજ્યો !'

'શું સમજ્યા ? કપાળ મારૂં ? કહો જોઉં, શું સમજ્યા ?'

'આપણે છે તે, હું એમ સમજ્યો કે તને જો ઘર તરફ વળતાં મોડું થાય તો તેટલો વખત આપણા ગગાને મારે સાચવી લેવો: રડે તો દૂધ પાવું કે હીંચકો નાખવો: બહુ રડે તો—'

'બારીએથી નીચે ગટરમાં પધરાવી દેવો ! લ્યોની હું જ તમને પૂરૂં કરી આપું ! સમજે નહિ કંઇ ને હું વરની મા ! એવી તમારી વાત છે ! જ્યારે ને ત્યારે ગગો જ તમારી આંખમાં ખુંચી રહ્યો છે, તે હું બધું સમજું છું; તેથી તો હું મુઇ એને એની માસીને ત્યાં ઝીકીને જાઉં છું, કે તમને ઉજમાળા જેવાને કશી વાતની તકલીફ ના પડે ! હું ધારતી જ હતી કે આવી આવીને વાત બધી આપણા ગગાપર આવશે ! પણ ગગાને તો હું એની માસીને ત્યાં મૂકતી જવાની છું. એટલો બધો રોફ આપણા ગગા ઉપર ના કરતા, હં કે !

જોયું ને ! વાતનું વતેસર થયું ને ! હું એક અક્ષર તો ગગાની 'અગેઇન્સ્ટ'માં બોલ્યો નથી, છતાં મિસિસનું પારાયણ તો

જુઓ! હવે એને કહેવુંય શું? જો હું કંઇ પણ બોલ્યો નહિ હોત તો હું સોગંદથી જણાવું છું, કે એણે આબાદ મારા જ બોલવાનો પડઘો પાડયો હોત! એણે ગગાને સાચવવાનું કહ્યું હોત, દૂધ પાવાનું કહ્યું હોત, રડે તો હીંચકો નાખવાનું કહ્યું હોત, 'કુ' કરી ભીનો થાય તો બાળોતિયું બદલવાનું કહ્યું હોત અને ઓ ભગવાન! શું નહિ?

'કેમ બોબડી બંધ થઇ ગઇ? બોલોની તો! સમજુનાં પૂછડાં છો, ત્યારે બોલતા કેમ નથી? શાનું બોલે?'

હું કાંઇ બોલ્યો જ નહિ. એમ નહિ બોલવામાં જ મેં મારો સંસાર ઘણી વખત સુધારી માર્યો હતો. હજી મિસિસને જવાની ત્રણ કલાકની વાર હતી, તે પહેલાં જ મારે. એ મને શું કહેવા માગતી હતી, તે જાણવાની ઉતાવળ કરવાની કંઇ આવશ્યકતા નહિ હતી અને થયું પણ એમ જ. મારા સદ્‌ભાગ્યે પાડોશનાં જડાવબેન લીલી ચા ને ફુદનો લેવા આવ્યાં, એટલે વાત ત્યાંથી જ અટકી.

પણ વખત ને ઉકરડો, એ બેને ભરાઇ જતાં વાર નથી લાગતી. જોતજોતામાં તો વખત ભરાઇ ગયો અને મિસિસે છેડો વાળવા જવાનું લુગડું પહેરી ગગાને કેડે લીધો.

'પેલો પાઘડી ઘાલ્યો કેવળીઓ આવે, તેની સાથે તમે બહાર બસે સીધાવજો: પણ નળ હમણાં હમણાં વહેલા ચાલ્યા જાય છે અને ઘરમાં પાણીનું ટીપું—'

'આ દેગ્રડા તો બધા ભરેલા છે!' મેં બીતે બીતે મિસિસની ભૂલ સુધારી!

'હા, હા; ભરેલા છે, તેનું છે શું? ખાલી હોત તો જાણે તમે જ ભરીને ધાડ મારી નાખવાના હોત. કેમ? મારે તો બાઇ છેડોય વાળવો નથી અને ફેડોય વાળવો નથી. લ્યો, હું તો આ બેઠી! લોકો પીંખી ખાય, ત્યારે હું તો મારે કહીશ, કે ઘરમાં આવા

ઢંગધડા વગરના માણસ નશીબે ચોંટયા હોય, ત્યાં શું જઇએ ને શું આવીએ ? હજી તો મેં મુઇએ પાણી ભરવાની તો વાત કહાડી નથી, ત્યાં તો આ સમજુના પૂંછડાં બોલી ઉઠયા, કે દે...ધ...ડા...તો...ભ...રે...લા છે! શું માણસ છે!' આમ બોલી મિસિસે તો એવું જબરદસ્ત ડચકું ખાધું, કે એવણ લખમીબેનના ઘરને બદલે અહીંજ છેડો વાળવાની શરૂઆત કરશે, એમ મને લાગ્યું; પણ અમારા જેવાનાં નશીબ મોટાં હોય છે! 'અનાથ કે નાથ' આવી ઘડીએ 'ગુરૂડે ચડી' આવ્યા વગર રહેતા નથી! પાડોશનાં જડાવબેનને પણ લખમીબેનને ત્યાં જવાનું હતું, એટલે એ આવ્યાં ને બોલ્યાં :

'અલી, તું તો આ બેઠી! તે જઇશું કયારે ને આવીશું કયારે ? આમ વર-વર કરી રહી છે, તે તને એકલીને છે કે કોઇ બીજાનેય હશે ?'

'ના...આરે ! હું તો તૈયાર જ છું. એ તો હું એમને જરા કહેતી હતી, કે મને આવતાં મોડું થાય તો આટલા જરા વટાણા ફોલી રાખે અને બીજું હું શું કહેતી'તી ? અહમ્, આ પાણી તો સવારે નળ આવે ભરી લઇશું, પણ દૂધવાળો આવે તો દૂધ લઇ રાખજો અને સઘડી પેટાવી તેપર ગરમ કરવા મૂકી દેજો, કે હું આવું એટલામાં સઘડી પેટી ગઇ હોય તો વટાણા ઝટ ચુલે ચડાવી દેવાય ! જો સ્ટવ નહિ પેટાવતા! શું કહું છું ? (જડાવબેન તરફ ફરીને) શું કહું, જડાવબેન ! તે દિવસે ભાઇસાહેબે સ્ટવ પેટાવી દૂધ મૂકયું. અહીંઆં દૂધ ઉભરાય ને ત્યાં પોતે 'મારા મનમાં ભર્યો છે, ઠર્યો છે'નું ગાયન ગાય' હું મુઇ આવીને જોઉં છું તો દૂધ બધું બળી ગયલું અને તપેલી કાળી ઠીકરા જેવી ! એ તો બાઇ હું જ વેઠી રહી છું; કોઇ બીજી માથાની મળી હોત તો ખબર પડતે !' મિસિસે વળી પાછો મારા નામનો એક ધપકારો લીધો ! આખરે ચાર વખત વટાણા ફોલવાનો, પાંચ વખત દૂધ લેવાનો, છ વખત સઘડી પેટાવી, તે ગરમ કરી રાખવાનો ઓર્ડર આપી, મિસિસ 'સીધાવ્યાં જી રણ-

વાટ !' એને ગયાને અર્ધો કલાક નહિ થયો હોય, એટલામાં મારો લંગોટીઓ મિત્ર પ્રોફેસર કેવળરામ આવી પહોંચ્યો. થોડીક ઇધર-ઉધરની વાતો કરી. એલ્ફીન્સ્ટન કોલેજના છેલ્લા સોશિયલ ગેધરિંગમાં ભજવાયલા નાટકપર લાંબી સરેહ કરી, હિંદુ ઍર ઓની ઈડીઅસી ઉપર એક લાંબો નિબંધ ભસી હમણાં હમણા ઉજવાતાં સાક્ષરોનાં 'ઉઠમણાં'નું હાસ્યરસિક રેખાચિત્ર પોતાની શૈલીમાં દોરી, પ્રોફેસરના થતા કેવળરામ બોલ્યા: 'ચાલો, હવે જઇશું ?'

'કયાં ?' મેં પૂછ્યું.

'જ્યાં જવાય ત્યાં.' પ્રોફેસરે તત્વજ્ઞાનભર્યો જવાબ આપ્યો.

'હા ! ઠીક ચાલો, હું તૈયાર છું; પણ હા ! અરે ! અરરર !'

'કેમ, શું થયું ? કંઇ જીવ એકાએક બગડી આવ્યો શું ?'

'ના રે ના ! પણ હજી વટાણા તો ફોલવાના બાકી છે, દૂધ લીધું, તે ગરમ કરવાનું છે અને ઓ બાપ ! એમ જાણ કે એ તો આવી !'

'એ તે કોણ ? ભાભી ? વટાણા, દૂધ, એ બધું છે શું ?'

'એ બધી કમબખ્તી ! દોસ્ત ! હજી તું જવાતીઓ છે, તેમાં જ મઝાહ છે ! વાત એમ છે, કે એ જરા બહાર ગઇ છે અને મને દૂધ ગરમ કરવાનું તથા વટાણા ફોલી રાખવાનું કહેતી ગઇ છે. હવે—'

'ઓત્તારીના ! ત્યારે બોલતો શે નથી ! આવા સંજોગોમાં અનુભવેલો, સૌથી ખાતરીનો અને કદિ પણ અફળ નહિ જાય એવો એક ઉપાય—'

'શો ? બતાવની દોસ !'

'ઉપાય બહુ જ સહેલો છે ! ટ્રેનમાં, ઘરમાં, બહાર, આકાશમાં, પાતાળમાં, અરે જ્યાં જાઓ, ત્યાં એ ઉપાય સત્તર આના ને એ પૈ જેવો નીવડયો છે !'

'પણ એમ પીછોડીમાં પત્થર માર્યા કરે, તે કંઈ વળે? ઉપાય કંઇ સુચવે તો ખ્યાલ આવે. તને તો સારી પેઠે ખબર છે, કે મિસિસના ઓર્ડર મુજબ કંઇ કામ ન થયું તો એ બાબતનું પારાયણ કેટલા લાંબો વખત ચાલ છે!'

'ખબર છે મને! બોલ ત્યારે. ભાભીને આવતાં કેટલી વાર છે હજી?'

'એમ જાણ કે એ આવ્યા!'

'ઠીક ત્યારે; એનાં પગલાં હું ઓળખું છું. હાલ તો તું 'પસમથારી' પાથર. એ આવે, એટલે તું ઓઢીને 'ઉંહ ઉંહ' કરતો સુઇ રહેજે. હું તારી નાડ તપાસીશ, માથું તપાસીશ અને ભાભી પૂછશે, એટલે ગંભીર ડાચે કહીશ: 'ઓહો સીક! વેરી સીક! તું ધીમે ધીમે કણંજ્યા કરજે, એટલે પત્યું! સમજ્યો?'

'ના, બીલકુલ નહિ! એ માંદા પડવાની કળા મને નથી આવડતી. તું જાણે છે, કે ઘણું કરતા છતાંય હું મારા ડાચામાં માંદગીની છટા લાવી શકતો નથી! માંદગીના ફારસની અધવચ્ચે જ મારાથી હસી પડાય તો? તેનો કાંઇ ઉપાય છે?'

'હા, ઉપાય છે; તે તને ગીતામાંથી જડશે. સાંભળ: અર્જુનને પણ એમ જ થયું હતું, કે આ મન એટલું બધું વેવલું છે, કે તેને વશ કરવાનું કામ બહુ કઠણ છે: ત્યારે ભગવાને શું કહ્યું હતું? હે અર્જુન! **अभ्यासेनतु वैराग्येण** અર્થાત્ અભ્યાસ અને વૈરાગ્યથી એમ થઇ શકે છે! જરા જરા વારમાં એકદમ રડમસ ચહેરો કરી, મારા મનમાં છે તે ટીકાકારના જેવું 'ઓથરીઉં' ડાચું લઇ ફર્યા કરવું, તેનું નામ અભ્યાસ: અને આવી રીતે માંદા પડી ગયા હોઇએ, ત્યારે કોઇવાર કોઇને ત્યાંથી મિષ્ટાન્ન કે ફરસાણનું ઢાંકયું આવી જાય, ત્યારે મોંમાં ગમે તેટલું પાણી છૂટે, તોય 'ઉં ઉં' કરતા મરી રહેવું, તેનું નામ વૈરાગ્ય! આજથી જ—આ ઘડીથી જ—આ અભ્યાસ અને વૈરાગ્યનું સેવન રાખવાનું શરૂ કર અને જો કે તને

સુખ અને શાંતિ મળે છે કે નહિ? કારણ, ભાભીનાં પગલાં હું આ ઘડીએ જ સાંભળું છું!'

એની વાત ખરી હતી. વિચાર કરવાનો કે સામા સવાલ જવાબ કરવાનો વખત હવે નહિ રહ્યો હતો; કારણ સોભાગપાંચમનાં સાંકળાંનો અવાજ મને પણ સંભળાતો હતો! અર્જુનની માફક મેં પણ **करिष्ये वचनं तव** કહેતાં કે પથારી કરવાનો વખત નહિ રહેવાથી ગાદી પર જ ધોતીઉં ઓઢી 'લંબાવ્યું!' પ્રોફેસર કેવળરામ માથે હાથ ફેરવવા મંડ્યા! મેં 'ઉં ઉં' કરવું શરૂ કીધું!

'કેમ, શું થયું? એકાએક!' મિસિસને ફાળ પડી.

'આ જુઓને, ભાભી! કંઇ સમજ પડતી નથી. તમે ગયાં ને હું આવ્યો, ત્યારનો એ આંખો ચડાવે છે, હાથ પછાડે છે, માથું અફાળે છે: મને તો લાગે છે કે કંઇ ન્યુમોનીઆ—'

અહીં મને હસવાનો અભખરો થઇ આવવાથી મેં ધોતીઆમાં મોંઢું છૂપાવી બે ચાર બાપના વારાની ઉધરસ ખાધી. શ્વાસ પણ જોરથી ધમાવવા લાગ્યો. જાણે ચોખ્ખો ન્યુમોનીઆસ્તો!

'ફીકર નહિ, હમણાં સંચો પેટાવી, તવી ગરમ કરી, એમના પાંસળાંપર શેક કરૂં છું, એટલે લાગલો જ ફેર પડી જશે!'

જો એ સંચો પેટાવી પાંસળાં શેકવા માંડશે તો કમબખ્તી! એમ વિચારી મેં શ્વાસ કંઇક નરમ પાડ્યો અને કેવળરામને એક ચુંટી ખણી!

'અરે ભાભી! કંઇ નહિ રે! આજની રાત એ ખાલી પેટે કહાડી નાખશે, એટલે સવારમાં એ તો 'ઓલરાઇટ' થઇ જશે. એટલું બધું ધાસ્તી જેવું કાંઇ નથી! એમ હતે તો હું જ એને ડૉકટર ફરનાનડોપોને ત્યાં નહીં લઇ જતે?'

'તમારે વડે તો ભાઈ! અમને બહુ નિરાંત છે. જરા તમારા ભાઇની પાસે બે કલાક બેસજો, હં કે! હમણાં તમારે ત્યાં હું કહે-

વડાવી દઉં છું, કે તમારી જમવાની વાટ ના જુએ. આજે તો જમવાનું અહીં જ રાખજો.'

'અરે ના, ના; એ તસ્દી ના લેશો. આજ તો મારેય જમવાનો વિચાર મોળો છે.' પ્રોફેસરે ભાવ ખાધો.

'મારા મનમાં એમ કે મારા ભાઇને પણ આજે અહીં જમવાનું કહેતી આવી છું, તે આ વટાણાના ઘુઘરા ને આપણે છે તે અહમ્, જરા શીરા ને પુરી કરીશું; તે તમેય જરા લેશો! વારૂ; જમો નહિ ભલે, પણ ચ્હા લીધા વગર તો તમારો છૂટકો જ નથી; શું કહું છું?'

શીરો, પુરી ને વટાણાના ઘુઘરા અને હું માંદો? વલ્લાહ! કંઇ એવું થાય છે, કે મને માંદા પડી જવાની સલાહ આપનાર પ્રોફેસરના થતા કેવળરામનો ટોટો પીસી નાખું! પણ હવે તો 'માથે પડી વિશ્વદેવા' કીધા વગર છૂટકો નહિ હતો.

'ભાભી! આજે કંઇ છે?' કેવળરામ પણ ભાવ ખાવા જતાં લેવાઇ ગયા હતા, એટલે કંઇક રડમસ ચ્હેરે બોલ્યા.

'ના રે ના; છે તો કંઇ નહી: પણ આજે મારી બાને ઘેર ગઇ હતી, તે એમ થયું કે લાવ આજે મારા ભાઇને જમવાનું કહેતી આવું! મારા મનમાં કે વટાણાની શીંગ છે, તે એમણે ફોલી રાખી હશે, તેના ઘુઘરા બનાવીશું ને આજે કેટલે દિવસે બધા સાથે બેસીને જમીશું; પણ નસીબમાં જ નહિ, ત્યાં કોને દોષ દઇએ? એટલું વળી સારૂં થયું કહોની, કે એ માંદા પડયા, ત્યારે તમેય હતા; નહિ તો હું એકલી મુઝાઇ નહિ મરતે! વારૂ, પણ કેવળભાઇ! આટલી જરા નાને હાથે વટાણાની શીંગ ફોલી નાખશો? આટલી હું જડાવબેનને આપી આવું છું ને આટલી હું ફોલીશ કે ઝટ પાર આવે! કોઇ જમવા આવવાનું હોય, એટલ મન તો બધુંય થાય, કે આ કરીએ ને તે કરીએ: પણ ઘરમાં આપણું જન માંદુ હોય, ત્યારે એ બધું કરવું કયાં પાલવે? શીરો, પુરી, ઘુઘરા, ભાત ને કઢી: ત્રણ

સત્રડી ધમકાવી દીધી કે ચટ રસોઇ પતી જાય. મારો તો વિચાર બીરંજનો—'

મેં એક જોરથી ઠાંસો ખાધો! કેવળભાઇને પણ કોણ જાણે કેમ, ચમકવા થઇ આવ્યો. આખરે મિસિસે વટાણાની શીંગનો સામે ઢગલો કીધો, ત્યારે જ પ્રોફેસરની સુસ્તી ઉડી! જેમતેમ તે ફોલાઇ રહી, એટલે મિસિસ બોલ્યાં: 'બહુ ઠંડા તો! મારા મનમાં કે કેવળભાઇ, અમે બૈરાંના કરતાંય શીંગ ફોલવામાં હોંશિયાર હશો, પણ ખરે! કોઇ દિવસ કીધેલું નહિ, એટલે વાર થાય જ કેની? અને કેવળભાઇ! આટલા ચાર પૈસાનાં આદુ મરચાં કોથમીર ને લીંબુ અને એક કોપરાની વાટી લઈ આવશો? તમારા ભાઇની ફકર ના કરતા; હું અહીં વાઘ જેવી બેઠી છું. ગળે ગાંઠ અને મોંઢે ડુચો મારી કેવળભાઇ કોપરાની વાટી ને આદુ મરચાં લેવા સીધાવ્યા અને હું નસીબનાં નખરાં ચુંચી આંખે નીહાળતો પડી રહ્યો.

'નસીબમાં નહિ, તે આપણે શું કરીએ? મેં તો ઘણુંય ધાર્યું હતું, કે આજે કેટલે દિવસે ઘુઘરા કરીશું ને હાંસીનીસીને ખાઇશું: પણ નસીબ કોનાં લાવે?' મિસિસે એમ બોલતા બોલતામાં સઘડી પેટાવી દીધી ને વટાણા નિશાપર વાટી નાખ્યા. ભાત થઇ ગયો, કઢી ઉકળી રહી, એટલે કેવળભાઇ લહેરાતા લહેરાતા આવ્યા. મને લાગ્યું કે ભાઇસાહેબ કોઇ વિશ્રાંતિગૃહની મુલાકાત લેવામાં રોકાઇ ગયલા હશે, તેથી એમને આવતાં આટલી બધી વાર થઇ હશે—હોવી જોઇએ!

'કેમ, મોડું થયું?' મિસિસે હસતાં હસતાં પૂછ્યું.

'ના, ના; એ તો એમ થયું, કે શાકવાળાને ત્યાં સુરતથી કોથમીરનું પાર્સલ આવ્યું હતું. મારા મનમાં કે એમબી ને એમબી પાર્સલ છૂટે, તો તાજી જ કોથમીર લઇને જાઉં! આપણા લોકો જ

એવા, તે પાર્સલ છોડતાં એના બાપનો બાપ આવ્યો ! એ પ્રભુ ! આપણે ક્યારે સ્વરાજ્યને લાયક થઇશું ?' આટલું બોલી પ્રોફેસરે ધોતીએથી આંસુ લુછવા જેવું કીધું ને એક નિઃશ્વાસ છોડયો !

'હશે; મને કંઇ એટલી ઉતાવળ નહિ હતી !' મિસિસે ધીરજ આપી.

આખરે શીરોપુરી પણ થયાં. ધુઘરાય તળાયા ને મારા સાળા કરસનભાઈ પણ આવ્યા !

'ભાઇ! આજે તો તારો પાટલો બહાર જ નાખીશું ! જમતાય જવાય ને આપણા આ કેવળભાઇ ને તારા બનેવી સાથે વાતોય થતી જાય! એમને પણ ગમે અને તને એકલા જમવાનું નહિ ઠીક પડે, તે તનેય ગમે ! કેમ, બરાબર કેની ?'

'પણ આપણા આ ભદ્દાશાને થયું છે શું ? જરા ગરમ ગરમ શીરો ખાશે, તેમાં શું થઇ જશે ?' મારા મન્ના (!) સાળાએ પૂછ્યું.

મેં કાંઇક બેઠા થવા જેવું કીધું : 'હા, તમારો આગ્રહ છે તો જરા—'

'ખાઇશું ! ના બા, આજે તો એક કોળીઓ પણ નહિ ! વારેઘડીએ મારા જીવપર પડો છો, તે મારાથી તો એ બધાં વૈતરાં નથી થતાં બા ! આજનો દિવસ ખાધા વગર જરા હલકા રહેશો તો કંઇ દુનિયા ઉથલાઇ જવાની નથી ! તું પણ શું ભાઇ !' મિસિસે મારા મોં સુધી આવેલો અમૃતપ્યાલો ઝુંટવી લેતાં કહ્યું.

'રહ્યું ત્યારે !' મારા સાળાએ પતાવી નાખ્યું.

આખરે બ્હાર–મારી છાતી આગળ–મારા સાળાનો પાટલો મંડાયો ! એ ખાય ને મારે તે જોઇ જ રહેવાનું રહ્યું : 'કેવળરામ! કેવળરામ ! તમને પ્રોફેસર બનાવનાર કોઇ ધોબો હશે, ધોબો !'

મારો સાળો જમ્યો. મિસિસે પણ પતાવ્યું અને વધ્યુંસધ્યું જડાવબેનને ત્યાં ઢાંકયુંય પહોંચ્યું ! ધાનમાં જુઓ તો ધણુકડા ! રાતના બધા ભરઊંઘમાં હોય, ત્યારે કોઇ ઉઠીને ખાવા જાય તો એકાદ સુક્કી રોટલીય ખાવા ન મળે, એમ બધું સાફ કરી મૂકેલું ! જાણે બીજે દિવસે ગ્રહણ લાગવાનું ન હોય તેમ, ચુલા ચોકડી અબોટ વગેરે કામ સમાપ્ત થતાં, મિસિસે સંચો પેટાવ્યો અને મારે માટે તેમજ કેવળભાઇને માટે ચ્હા મૂકી. મારા સાળા કરસનભાઇ તો 'રાતના કામ પડે તો કહેવડાવજો' એમ કહેતા કે છુ: થઇ ગયા હતા. સુંઠ મરી ને ચ્હાનો ઉકાળો તયાર થઇ રહેતાં, તેના અમારી સામે બે પ્યાલા મૂકાયા. 'મેં જાણ્યું કે તમેય ખાવાની ના પાડી, તે તમને કંઇ બાદી થઇ હશે, એમ જાણીને તમારી ચ્હામાંય સુંઠ મરી નાખ્યાં છે ! જરા તીખાશ તો લાગશે, પણ એક બે ઓડકારમાં બાદી બધી હેઠે બેસી જશે.' મારી ધનતરસે કેવળભાઇને ચા પીવાનો આગ્રહ કરતાં કહ્યું.

અને ખરેજ ! કેવળભાઇની તો પહેલે જ ઘુંટડે બાદી બેસવા માંડી ! એમનાં તો નાકમાં ને આંખમાં પાણી ભરાઇ ગયાં. આખરે, 'મારૂં મૂડદું દેખો જો ન પીઓ તો. ભાઇ ! અમારાથી તમારૂં શું થવાનું હતું ?' મિસિસની એવી આગ્રહભરી વિનંતિને માન આપી, કેવળભાઇ આંખ મીંચીને ચ્હા ગટગટાવી ગયા ! મેં પણ એમનું અનુકરણ કીધું ! કારણ, એમ કીધા વિના છૂટકો જ નહિ હતો. આમ પાએક કલાક ગયો હશે, એટલે કેવળભાઇનો કોણ જાણે જીવ ગભરાયો કે શું: તેથી એ ઉભા થયા ને એમણે ઘેર જવાની રજા માગી.

'બસ ! જશો ? બહુ તકલીફ પડી ! અને હું શું કહેતી હતી ? જુઓ ! રાતના ત્રણ ચાર જુલાબ વધારે થાય તો ગભરાતા નહિ. તમને બન્ને ભાઇઓને બાદી ધારીને ચ્હામાં મેં હરગોવિંદ વૈદની જુલાબની પડીકી નાખી છે ! સમજ્યા ?'

'જુલાબની પડીકી ?' કેવળભાઇ નાચી ઉઠયા.

'જુલાબની શી જરૂર હતી જે?' હું પણ ઓઢેલું ધોતીઉં ફગાવી દઇ બેઠો થઇ ગયો.

અમારા બન્નેના મુખપર એરંડીઆનું સામ્રાજ્ય વ્યાપી ગયું! કેવળભાઇ તો ગયા! એની વાત તો એ જાણે કે પ્રભુ જાણે! પણ મારી તો તે રાત એવી વીતી, કે મારા કંઠે જાણે પ્રાણ આવવો બાકી રહ્યો! સવારના ઉગતા પહોરે મિસિસે મહેરબાનીની રાહે છેક એનો સોભાગ ખલાસ થઇ જવા સુધી વાત પહોંચી, એટલે ખીચડી ને ઘી મને ખવડાવ્યાં; ત્યારે જ પ્રોફેસર કેવળભાઇની સાત પેઢી ધોઇ નાખવા જેટલી મારી જીભમાં તાકાત આવી! માંદગીના ઢોંગ તે કૈં અમથા થાય છે?



# ઢોંગનો નતીજો

‘ કેવળભાઈ ! તમેય ભારે કરી હો, તે દિવસે ! ’ ઘણે દિવસે મારા મિત્ર પ્રોફેસર કેવળરામને મારે ત્યાં આવેલા જોઇ, આવકાર આપતાં મેં કહ્યું.

‘ પહેલાં કહે, તારી સોભાગપાંચમ ઘરમાં છે કે ? ’ પ્રોફેસરે આડી દૃષ્ટિ કરી પૂછ્યું.

‘ ઉંહું ! હાલ એ ઘરમાં હેય નહિ, તેમ માસ બે માસમાં એના પાછા ફરવાનો સંભવ પણ નથી. ’ મેં કહ્યું.

‘પા’ડ ઇશ્વરનો ! બાવા, તારી બૈરી જેવી બૈરી તો દુનિયામાં કોઇનેય ના હજો ! શરદઋતુમાં કરવાના પ્રયોગો જેમ વર્ષા ઋતુમાં નિષ્ફળ જાય, તેમ કોઇ સુશીલ અને પતિવ્રતા સ્ત્રી ઉપર કરવાના માંદગીના ઢોંગનો પ્રયોગ, તારી વીંછણ વાઉ જેવી સ્ત્રી ઉપર ‘ફેલ’ ગયો છે, એ હું કબુલું છું; પણ એ તો There is always an exception to every rule.’ દરેક સિદ્ધાંત—જેમ તારા મોઢા પર શીળીનાં ચાઠાં, એ સત્ય વસ્તુ છે, તેમ તે પણ—સત્ય જ છે ! ’

‘ કપાળ તમારૂં ને તમારા દાદાનું ! ’ એમ મનમાં હું બબડયો ! પ્રોફેસરસાહેબે મારી ઘરરખુ સ્ત્રીને વીંછણ વાઉ જેવી, મારા જીવતા જાગતા છતાં મારી સમક્ષ કહી, મારા અર્ધા અંગની નાલેશી કરી તે તો પેલા જાફરજી કહે છે તેમ ‘ મેં જાનું કે હોસે ! ’ પણ દાઝયાપર ડહામ દેવા મારી સીકલનીય બદનક્ષી કરી, મારા આખા અંગનું એક રીતે એણે વાતમાં ને વાતમાં અપમાન કરી નાખ્યું, એ

કેમ ખમાય ? છતાં હશે ! હું નહિ તો ઇશ્વર એને એક દિવસ જરૂર જોઇ લેવાનો છે. એમ મનમાં ટાઢક રાખી, હું કાંઇ એલફેલ બોલ્યો નહિ.

પ્રોફેસરે પોતાનું ગાલ્લું આગળ હાંકતાં કહ્યું: 'જો, સમજ ! તને આપેલી સલાહ જેવી સલાહ, મેં અનેકને આપેલી છે અને 'વિધાઉટ એન એકસેપ્શન' એટલે કે એકપણ અપવાદ સિવાય તે સર્વને મારી સલાહ મુજબ વર્તવાથી ફાયદો જ થયો છે. મારા મિત્ર પ્રોફેસર લીમબોલે તો ત્યાંસુધી કહે છે, કે એ શોધનું મારે પેટન્ટ મેળવવું અને એ સલાહને માટે મારે એક પંકાયલા બેરિસ્ટર જેટલી 'ફી' રાખવી ! પણ તું જાણે છે ને મારો સ્વભાવ ! કોઇ તારા જેવા દુ:ખિયારાને જોઇને મારાથી મફત સલાહ આપી જ દેવાય છે !'

અલબત્ત, એમના છેલ્લા પ્રયોગ પછી આ પતરાજીપર મારો વિશ્વાસ બેઠો તો નહિ જ હતો, પણ એમને કંઇક ચગાવવાના હેતુથી મેં કહ્યું: 'કેવળભાઇ ! પ્રોફેસર લીમબોલે ખરૂં જ કહે છે ! એમના ભાઇ ગોડબોલે, જેટલું કડવા લીમડા જેવું કડવું બોલે છે, તેટલું જ પ્રોફેસર લીમબોલે ગળી સાકર જેવું ગળ્યું બોલે છે ! you see ! આ લીમડા અને સાકરનો સંયોગ, એટલે ગુડીપડવો ! આવતી કાલે જ એ રસભર્યો દિવસ ઉગે છે. એ સપરમે દિવસે જ તમારો 'માંદગીના ઢોંગ'નો પ્રયોગ રેલવે કંપનીપર અજમાવ્યો હોય તો ?'

'હોય તો શું ? અજમાવીશું જ ! કાલે બપોરની ગાડીમાં સુરત તરફ જઇશું; તું તૈયાર થઇ રહેજે !'

'તૈયાર તો જરૂર થઇ રહીશ, પણ આ વખત તો તમારે જ એ પ્રયોગ માથે લેવો પડશે !' મેં કહ્યું.

'ખચિત જ ! By all means ! છેલ્લા પ્રયોગમાં બધો વાંક તારી 'ધ્વની'નો હતો, એમ હું માનતો જ નથી. પ્રયોગ સફળ

થવાની એક અચૂક શરત એ છે, કે પ્રયોગ કરનારે પ્રયોગની સાથે તન્મય થઈ જવું જોઇએ. માંદગીના ઢોંગ કરતી વખતે જ્યાં ઉધરસ ખાવાની હતી, ત્યાં તું હસતો હતો; જ્યાં જમવા તરફ બીલકુલ અભાવ બતાવવો જોઇએ, ત્યાં તું તે માટે આતુરતા બતાવતો હતો. આટલા પ્રતિકૂળ સંજોગો છતાંય તારી વહુએ ફરમાવેલાં કામો તારાથી નહિ થઇ શકવાથી, જે ઝાપટાંની તું આશા રાખતો હતો, તેમાંથી તો તું આબાદ બચી ગયો; એ મારા પ્રયોગની 'ભાગ્યું તોય ભરૂચ' જેવી સફળતા નથી, તો શું છે?'

'પણ સાહેબ! મેં તો તમને પહેલેથી જ કહ્યું હતું કેની, કે મારાથી આ ઢોંગ સફળતાપૂર્વક ભજવાશે નહિ! છતાં તમે આગ્રહ કર્યો, ત્યારે હું શું કરૂં?'

'હશે; ગતં ન શોચવ્યમ્! કાલને માટે વખતસર તું તૈયાર થઇ રહેજે. આપણે કોલાબેથી ઉપડવાનું છે. બપોરની ગાડી એટલા માટે પસંદ કરી છે, કે આપણા પ્રયોગને ધાર કે કંઇ અણચિંત્યો અકસ્માત નડયો, ને દિવસ હોય તો આપણે કંઇ ઉપાય લઇ શકીએ! તારાપર પ્રયોગ અજમાવ્યો, તે દિવસે રાત હતી અને જુલાબ તો કહે મારૂં કામ! રાતની વખતે બોલાવુંય કોને? મારી તો ભારે ફુસ નીકળી ગઇ; એટલે સાવચેતીના ઉપાય તરીકે આ વખતે આપણે આ પ્રયોગ દિવસના ભાગમાં જ અજમાવીશું.'

'ભલે, હું કોલાબે જઇશ; તમે પણ તૈયાર થઇને પધારજો. ઠીક લાગે તો સુરતની બે ટીકીટો—'

'હા, હા; કાલબાદેવી ટીકીટઓફિસમાંથી પહેલેથી જ લઇ રાખીશ, કે સ્ટેશનપર ઝાઝી પંચાત નહિ!'

આ ગોઠવણ કરી પ્રોફેસર કેવળભાઇ ચ્હા પી, તેમજ બીજા ગપ્પાં હાંકી પોતાને મંદિરિયે સીધાવ્યા.

બીજે દિવસે વખતસર હું કોલાબે પહોંચ્યો. પ્રોફેસરસાહેબ પણ પ્રયોગ ભજવવા માટે જોઇતા સાહિત્ય સાથે, કોલાબાના પ્લેટ-

ફ્રોર્મપર આવી ઉપસ્થિત થયા હતા. તેમણે એક ખાનાવાળો ડબ્બો પસંદ કર્યો, એટલે હું ને એ અંદર ઘુસ્યા. ગાડી ઉપડવાનો સમય થયો, એટલે એમણે, રાત પડતાં શરીરપર ગાડીની બત્તીનું અજવાળું ન આવે એમ, હીંચકાની નીચેની બેઠકપર પોતાનો બીસ્તરો છોડી લંબાવ્યું! એમણે માથે–મોંઢે ગરમ 'મંકી કેપ ચડાવી હતી, શરીરે ગરમ ફ્લેનલનાં કોટ પાટલુન ઝાંસ્યાં હતાં અને પગે ગરમ મોજાં પહેર્યાં હતાં. મને તો એ જ આશ્ચર્ય થતું હતું, કે ચૈત્ર માસની બપોરની ગરમીમાં આ પ્રોફેસરસાહેબ આવાં ગરમ કપડાંમાં બટાકાની જેમ બફાઇ કેમ નહિ ગયા હોય! પણ શું ગરમીમાં કે શું ઠંડીમાં, પ્રોફેસરસાહેબને આ જ પોશાક સદી ગયો હતો; એટલે માંદગીના ઢોંગ સફળતાપૂર્વક અજમાવવામાં જેવાં કપડાંની જરૂર પડે, તેવાં જ કપડાં એ કશીએ અગવડ વિના પહેરી શકયા હતા. મરીનલાઇન્સ સુધી તો અમારા ડબ્બામાં કોઇ ચકલુંય ફરકયું નહિ, પણ ચર્નીરોડથી ધમાલ શરૂ થઇ. બે ત્રણ મરદો અને એક બાઇ નાના છોકરા સાથે અમારા ડબ્બામાં ઘુસ્યાં. જગ્યા પૂરતી હતી, એટલે અમારાથી તે લોકોને ના કહી શકાય નહિ. હવે પ્રોફેસરસાહેબે 'ઉં ઉં' ને 'ઓ બાપ રે' કરવા માંડયું!

'આ ભૈ મોંદા છે કે શ્યું?' પેલી બાઇએ ગાડી ચાલુ થતાં પૂછ્યું.

'હા બાઇ! મારા મોટા ભાઇ થાય! એમને પ્લેગ થયો છે!' મેં હવે ધડાધડ છોડવા માંડી! પ્રોફેસરસાહેબે તો મને કોઇ પૂછે તો ખાલી તાવ જ કહેવાનું કહેલું, પણ મેં ધાર્યું કે તોપ જ ઠોકવી તો ઠેઠની શું કામ નહિ?

'પ્લેગ! ગાંઠીઓ તાવ? તાંણે ઇમને ઓમ ગ્યાં લઇ હાલ્યા?' પેલી બાઇએ જરા ગભરાઇને પૂછ્યું.

'સુરત!' મેં ટુંકામાં પતાવ્યું.

'હુરત! બાપલિયા રે! આ ઝોંડ તો ચાંઇ ઠેઠ હુધીનું વળગ્યું! ભૈસા'બ કરહન! ઉઠય બાપા! હેંડય આ દુસરૂ ઇસ્ટેશન

આયું, તે ઝપ લઇને પાહેના ડબ્બામાં ભરાઇ જઇએ! મારૂં તો આ નોંધલું છોકરૂં સે, તે ઇને ચેં થાય તો ચ્યાં જઇએ ને હું કરીએ, ભઇલા!'

આમ બોલી પેલી બાઇ તો આંટરોડનું સ્ટેશન આવ્યું, એટલે ગભરાઇને એના કોઇ ફરસનની સાથે છોકરૂં ને પોટલાં લઇને પાસેના ડબ્બામાં દોડી! આમ અઢી જણ તો પત્યાં; પણ આંટરોડનું સ્ટેશન, એટલે તીડોનું ખેતર કે ચોબેજીઓનું મથુરાજી! પેલી બાઇએ ઉતરવાને ડબ્બો ખોલ્યો, એટલામાં તો પેસેંજરોનું ધાડું અમારા ડબ્બા ઉપર ઉતરી પડયું! મેં ઘણાય ઘાંટા તોડયા, 'પ્લેગ છે, પ્લેગ છે'ની બૂમો મારી, પણ ઉતારૂઓ પાછા હડયા નહિ. એક પારસીબાવાએ તો 'સોનેવાલા ઉઠ જાવ' કરતા કે પ્રોફેસરસાહેબને ટાંટીએથી પકડીને જરા ખેંચ્યા, એટલે કેવળભાઇ તો ચીસ પાડી ઉઠયા.

'અરે મિસ્ટર! એમને પ્લેગ થયો છે! તમને એની જરાયે દયા નથી, કે આમ એનો ટાંટીઓ ખેંચો છો?' મેં પેલા પારસી ગૃહસ્થને કહ્યું.

'પ્લેગ? તે સેકીન ક્લાસનો દબ્બો રીઝવદ કાંય નહિ કરાવતા? આમ અડુસની કાંની અહીં ઘોંસાઇ મૂવા તે!' પેલા પારસી ગૃહસ્થે જાત જણાવી.

'અરે સાહેબ! એટલા પૈસા હતે તો આમ શું કામ અગવડ ભોગવને?' મેં રડમસ ચહેરે કહ્યું.

'તો કોઇ ધરમની ઇસ્પીતાલમાં કાંય નહિ ગગર્યા? શેરાં! ચાલ બાવા! આ કમબખ્ખટને તો પ્લેગ છે, તે આય ખાનામાંથી બીજા ખાનામાં જઇએ.' એમ કહી પેલા પારસી ગૃહસ્થ પોતાની બૈરી સાથે, અમારા જ ડબ્બામાં પાસેના ડબ્બાનું બારણું પડતું હતું, તે ખોલી ત્યાં સીધાવ્યા! બીજા બે ત્રણ ઉતારૂઓ તો હિંમતથી બેસી રહ્યા. આંટરોડથી ગાડી ઉપડી, એટલે અમને કંઇક નિરાંત થઇ.

આ બધો વખત પ્રોફેસરસાહેબે તો સોક્રેટિસની શાંતિથી કરાંજ્યાં જ કીધું! ગાડીએ દાદર છોડયું, એટલે કંઇક વિજયથી ફુલાતી આંખે એમણે મને આંખ મારી! હું હસ્યો, પણ એટલામાં એક ઉતારૂની દૃષ્ટિ અમારાપર પડતાં, પ્રોફેસરસાહેબે કરાંજતાં કરાંજતાં કહ્યું: 'ભાઇ! અં: અં! નથી બોલાતું. અં: ગળું સુકાયછ– જરા–જરા પાણી!'

'સુઇ રહો!' દાક્તરે પાણીની ના કહી છે! મેં કહ્યું.

'ત્યારે અં: અં: જરા–જરા સોડા!'

પ્રોફેસરસાહેબનું આ વખતનું ડાચું જોઇ મારાથી ઠુસ કરતું કે હસી પડાયું! કમબખતની જો સુરત સુધી મારે આમનેઆમ હમાલી કરવી પડશે તો સુરત પહોંચતા પહેલાં તો મને પોતાને 'રંગીલો છબીલો' તાવ લાગુ પડી જશે, એમ ધારી મેં એની સોડાવોટરની માગણીને 'સૂઇ રહો, સૂઇ રહો' કહી કંઇ કોઠું આપવાના અખાડા કીધા. અમારી પાસે બેઠેલો એક ઉતારૂ કોઈ ભલા માણસનું ફરઝંદ હતો! એણે તો બીજું સ્ટેશન આવતાં, ગાડી ઉભી રહેતાં, દોડતા દોડતા જઈ સોડાની બાટલી આણી, ફ્રચ્ચ કરતી કે અંગુઠાથી તે ફોડી અને પ્રોફેસરને સોડાનું પાણી પાવા માંડયું! પ્રોફેસરે દિલ્હી શહેરના સુબાની અદાથી તકીઆપર કોણી ટેકવી, અર્ધા બેઠા થઇ, તે પીધું અને એકાદ ઓડકારને મિષે એમણે મારી સામું જોઇ જરા હસીય લીધું!

'વાહ રે ઢોંગ! વાહ રે ધુતારા! ઝુકાવતાં આવડે તો દુનિયા ઝૂકી શકે છે!' હું મનમાં બબડયો અને કેવળભાઇને અત્યાર સુધી મળેલી ફત્તેહને માટે મનમાં એમને ધન્યવાદ આપવા લાગ્યો!

'ઓ: ઓ: બાપ રે! નથી ખમાતું! આ જીવ ચાલ્યો ભૂખે પેટ! ઓ: ઓ: કંઇ સંતરૂં! કંઈ મોસંબી! કંઇ સફરજન! ઓ: ઓ: નથી બોલાતું!'

પેલા ભલા માણસ પાસે લીલા મેવાનો કરંડિયો હતો, એના

ઉપર પ્રોફેસરની દાનત બગડવાથી એમણે તો મારા સામું જોઇને ઉપર મુજબ પોક મૂકવા માંડી! એ બિચારાએ તો તરત જ કરંડિયો છોડી, તેમાંથી મોસંબી દરાખ વગેરે લીલો મેવો ભરપટ્ટે પ્રોફેસર-સાહેબ આગળ ધર્યો. પ્રોફેસર તો 'ઓઃ ઓઃ ઓઃ નથી ખવાતું' કહેતા જાય અને જે મળ્યું તે ખાતા જાય. પેલા ઉતારૂની આંખ ફરે, એટલે મને ડૈયા પણ બતાવતા જાય! કેવળભાઇ પેટપૂરતું ઉડાવી રહ્યા, એટલે પેલા ભલા ઉતારૂએ મને પૂછ્યું : 'ભાઇ! આ તમારા મોટા ભાઇને આમ દુઃખ હતું તો મુંબઇમાં કોઇ દાકતર નહિ મળ્યો કે છેક સુરત લઇને ચાલ્યા?'

મેં જવાબ દીધો: 'શું કરીએ, ભાઇ! માંદા માણસની જીદને કેમ પહોંચી વળાય? વળી અમારાં ડોશીય સુરત છે. એ બિચારાંને મુંબઇ આવતાં વાંદરાનું કસાઇખાનું નડે છે, એટલે એમણે અમને લખી વાળ્યું કે 'ભાઇને પ્લેગ થયો છે તે એમને જો મોંઢું જોવડાવવું હોય તો એને લઇને સુરત વહેલા આવી પુગજો.' આમ એક તરફ ડોશી ને બીજી તરફ ભાઇ! જો ભાઇને સાચવીએ તો ડોશી મરવા પડે છે અને ડોશીનું કહ્યું માની ભાઇને ત્યાં લઇ જઇએ છીએ તો તમે જુઓ છો તેમ ભાઇને તકલીફ પડે છે. કહો, ભાઇ; હું તે મરૂં કે માંદો પડું?'

'બરાબર છે, બરાબર: એમાં તમારો દોષ નથી. આપણી ડોશીઓ જ વહેમીની બારદાન મૂએલી છે!'

આમ તે ભલા ઉતારૂને મારી નિર્દોષતાની ખાત્રી થઇ અને પાલઘરનું સ્ટેશન આવ્યું. પેલા પારસી ગૃહસ્થ જે પ્રોફેસરસાહેબના પ્લેગથી ગભરાઇને જોડેના ડબ્બામાં બેઠા હતા, તે ગાડી ઉભી રહેતાં અમારા ડબ્બામાં ડોકિયું કરી, ગાર્ડ પાસે ગયા અને ત્યાંથી એને લઇને એ સ્ટેશન માસ્તર પાસે ગયા. કોણ જાણે આગળથી તાર કરી રાખ્યો હશે કે શું, તે સ્ટેશન માસ્તરની રૂમ આગળ બે સ્વયંસેવકો માંદાને સુતા સુતા લઇ જવાની સ્ટ્રેચર ઊર્ફે ખાટલી લઇને તૈયાર

ઉભા હતા. તેને લઇને પેલા પારસી ગૃહસ્થ, ગાર્ડ, સ્ટેશન માસ્તર તથા દાક્તર અમારા ડબ્બા આગળ આવ્યા! આ સરઘસને જોઇને બહારથી તો જાણે મારાં પોતિયાં લેવાયાં હોય, એવો દેખાવ મેં કીધો, પણ અંદરથી હું રાજી થયો. પ્રોફેસરસાહેબને હવે જ શનીની પનોતી બેઠેલી મેં માની!

'Here is a Plague case: Very Contagious desease! Very daugerous to trvael recklessly like that!' પેલા પારસી ગૃહસ્થે સાથે આવેલા દક્ષિણી દાકતરને પ્રોફેસર કેવળભાઇ તરફ આંગળી બતાવી કહ્યું. જવાબમાં દાક્તર ડબ્બામાં ઘુસ્યા અને કેવળભાઇની નાડી તપાસવા લાગ્યા. ત્યારપછી સ્ટેથેસ્કોપ મૂકી, છાતી તપાસીને ગંભીર ડાચું કરી દાક્તર બોલ્યા: 'yes! bad Symtoms of Plague there certainly are! **सी! सी! ह्यानच्या प्लेग झाटकुन कहाडया खेरीज सुटका नाही.** can't be allowed to travel further in such a state!'

તરત જ સ્વયંસેવકો અન્દર આવ્યા અને ટાંગાટોળી કરી, પ્રોફેસરસાહેબને ડબ્બાની બહાર ખાટલીપર સુવાડયા. આ દરમ્યાન પ્રોફેસર જેનું નામ! 'ઉં ઉં, ઉં ઉં' કીધા સિવાય એ એક અક્ષરે બોલ્યા નહિ! હું પણ ગંભીર વદને હવે શું થાય છે, એ જોવાની કુતૂહલતાને લીધે પાછળ અમારો સામાન લઇને ઉતર્યો. ઉતારૂઓની ગીરદી હઠાવી અમારૂં સામૈયું સ્ટેશનની બહાર આવ્યું, એટલે વખત થતાં ગાડી ઉપડી ગઇ. હવે અમારી ખરી કમબખ્તી શરૂ થઇ. સ્ટેશનની પાસે આવેલી એક કેમ્પ આગળ અમને લઇ જવામાં આવ્યા અને લૂગડાંભેર અમને ધાસલેટ તથા ફીનાઇલના પાણીએ માથાથી તે પગનાં તળીઆં સુધી 'ડીસ-ઇન્ફેક્ટ' કીધા પછી જ કેમ્પમાં દાખલ થવા દીધા. આનું નામ તે 'વગર ખાધાની

મોરચી ' પ્રોફેસરના નામની સરસ્વતી ભણતો અને એની સાત પેઢી ધોતો, હું ' આ પીડા મેં શે વ્હોરી હશે, ' એમ મનમાં બબડતો હતો ! પ્રોફેસરે તો ' ગધેડે બેઠા તો હવે ઘેર જ ઉતરવું, ' એમ જાણે નિશ્ચય કીધો હોયને, તેમ શાંતિથી સર્વ જોયા કીધું ! પણ એક આખો દિવસ દૂધની કાંજીપર કહાડયા પછી, બીજે દિવસે એ ભાઇસાહેબના મોતિયા મરવા લાગ્યા ! દાક્તરને એણે બહુ કાકલુદીથી કહ્યું, કે ' હવે મને રૂપિયે બારઆની આરામ થઇ ગયો છે; માટે અમને મુંબઇ પાછા ફરવા દેવા ! ' પણ દાક્તરે જ્યારે કહ્યું, કે અમને બન્નેને બે ત્રણ દિવસ બાદ હાફકીનની પ્લેગની રસી મુકયા પછી જ જવા દેવામાં આવશે, ત્યારે તો અમારાં કોઠાં છબી પાડી લેવા જેવાં થઇ રહ્યાં ! બાપ રે ! હાફકીનની રસી ! નહિ પ્લેગનો પ્લેગ ? પ્રોફેસર ! પ્રોફેસર ! કંઇ એવું થઇ જાય છે, કે મારા હાથમાં એકાદ કલાક હિંદુસ્થાનની બાદશાહી આવી જાય તો સૌથી પહેલું કામ તમને ખુબ તરેહવાર ઘાસલેટ પીવાડી. તમારા શરીરપર પેટ્રોલ છાંટી, તમને અંદરથી તેમજ બહારથી સળગાવી મૂકવાનું કરૂં ! પણ અફસોસ ! વો દિન કહાં કે મહાત્માજીકે શિરપે પટિયાં !

આખરે આફતના આઠ દિવસ પસાર થયા, એટલે અમને અર્ધા ભૂખ્યા અને અર્ધા મૂવેલા પાલઘર સ્ટેશને, જ્યાં જવું હોય ત્યાં જવા છોડી મૂકવામાં આવ્યા ! પણ અમે બીજે કયાં જઇએ ? ઘાસલેટ તથા ફીનાઇલથી ગંધાતા કપડે અને શરીરે અમે પાછા મુંબઇ આવ્યા અને બીજા આઠ દિવસ પછી જ કંઇક ઠરીઠામ થયા ! પ્રોફેસરને તો એમનાં ઘરડાંનાં પુણ્ય જ આડે આવ્યાં; નહિ તો વગર રજાએ ગેરહાજર રહેવા માટે એને નોકરીપરથી પેંડો જ મળવાનો હતો ! માંદગીના ઢોંગને માટે મળેલા આ નતીજા પછી એમણે હવે વધુ પ્રયોગો કરવાનું માંડી વાળ્યું, એ કહેવાની કંઇ જરૂર રહે છે ?

# ખુબસુરતીની ફિલ્સુરી

'એમ, શેઠ' પગથીઆંશેરી કે કાજીનુ મેદાન?'

અંબારામ ગાંયજાના સુપુત્ર રાજેશ્રી ભગલાભાઇના આ શાસ્ત્રીય પ્રશ્નમાં મને કાંઇ સમજ નહિ પડવાથી, મેં એના ડાચા સામું થોડી વાર સુધી ટગર ટગર જોયા કીધું અને એની ભેંસના ભાઇ જેવી નિર્દોષ આંખો જોઇ, જ્યારે મારી પૂર્ણ ખાતરી થઇ કે એણે દારૂ તો શું પણ ભાંગે નથી પીધી, ત્યારે મેં ખુલાસા માટે પૂછ્યું : 'અલ્યા! શું કહ્યું?'

'એમ નહિ હમજ્યા, ભાઇશાબ! ઇ તો મેં ઇમ પૂસ્યું કી મુંબઇસાહી ચઢ ઉતરની આખરી કાઢી પગથીઓ પાડું કે બીલકુલ સાફ–કાજીના મેદાન જેવા ટક્કોનૂંડા?'

હતું તેના કરતાંય પાણી વધારે ઉંડું જતું જોઇ મેં મૌન સાધ્યું. ગુજરાતી ભાષાનું સત્યાનાશ કહાડનાર આવા બોથડ સાથે મારા જેવા બોમ્બે યુનીવર્સીટીના અન્ડર ગ્રેજ્યુએટ મિથ્યા વાદ-વિવાદમાં ઉતરી શક્તિનો વૃથા ક્ષય કરે, એ ઇચ્છવાયોગ્ય નહિ હોવાથી મેં ટુંકમાં પતાવ્યું : 'અલ્યા, ટપકામૂંડો–'

'ઠી–ઇ–ક ભાઇશાબ'

ભગલાભાઇની ચોંચાઆરી પાડતી કાતર માથાપર સુસવાટા-ભર દોડવા લાગી. પાણીપતના મેદાનમાંય આવી કાપાકાપી ભાગ્યે જ થઇ હશે! એક વીર યોદ્ધાના જુસ્સાથી ગાયન લલકારતે લલકારતે ભગલો માથાપર કાતર ચલાવ્યે જતો હતો. થોડી વારે એણે અસ્તરો

લીધો, તે ચામડીની પટપટીપર પટપટાવ્યો અને છેવટે અસ્ત્રાની ધારને અંગુઠાની ચામડીપર 'કસી જોઇ.' ત્યારપછી શું બન્યું, તેની મને ખબર નથી ! કારણુ, માથાપરનો થોડોઘણો ભાર ઓછો થતાં હું તત્ત્વજ્ઞાનના ગહન વિષયમાં ડુબકાં ખાતો હતો. શુદ્ધાદ્વૈત સિદ્ધાંતને કાંઇક મળતી કવિવર ટેનીસનની પ્રખ્યાત કડી 'Life is real, Life is earnest'ની કેવલાદ્વૈતની સાથે મેળ ખાતી 'Life is not real, Life is not earnest; It's all but a dream, Heaven's Joke on a gigantic scheme.' એવી કડીઓ મનમાં ને મનમાં ગોઠવી ઉભય તત્ત્વજ્ઞાનની હું તુલના કરી જોતો હતો: ત્યાં તો ભગલો એક વિજયી સેનાનીના ઉત્સાહથી ગર્જી ઉઠયો : 'લીયો ભાઇશાબ, અંકાવી લીયો !' અને સાથે સાથે છોલેલા માથાપર તર્જની વડે બેઠ્ઠા ઘાટની ટપક કરતી એક ટપલી મારી એ સજાતનો દીકરો મારી સામે હસતે ચ્હેરે જોઇ રહ્યો ! ફિલ્સુફીના નિદિધ્યાસનમાંથી હું એકદમ ચમકી ઉઠયો અને ગાંયજાએ જોવા આપેલા ચાટલામાં મારા મોંઢાના પ્રતિબિમ્બ ઉપર જ્યાં મારી દૃષ્ટિ પડી, ત્યાં તો, સુબ્હાન અલ્લા ! મેં શું જોયું ? પીસ્તોલના એક ધડાકા સાથે નાટકમાં ઝાડીઝાંખરાવાળા જંગલનું દૃશ્ય બદલાઇ જઇ, તેને સ્થળે 'મયદાને પાણીપત' આવીને ઉભું રહે, તેમ મારા માથાપરની કેશાવલિ ઉખડી જઇ, તેને સ્થળે મયદાને સફાચટ આવીને ઉભું રહેલું જોતાં જ મારી આંખો ફાટી ગઇ, નસકોરાં ફુલવા લાગ્યાં અને કપાલભાતિ મુદ્રાની જેમ શ્વાસ જોરથી ફૂંકાવા લાગ્યો ! અમદાવાદી પાઘડીમાં ભગલાએ નખ કાપવાની નરેણી ખોસેલી હોવાથી, તેને એક 'દાડમછાલ' ઠોકવું કે લપડાક લગાવવી, તેનો નિર્ણય બીજી બેઠકપર મુલતવી રાખી, મેં તો એને એક છોલાટી : 'સાલા હઝામ—'

'જી, જી;' તે વચ્ચે જ બોલી ઉઠયો અને એવા ભાવભર્યા હાસ્ય સાથે મારી સામે જોઇ રહ્યો કે મેં એને 'સાલા' કહેવામાં

ગમ્ભીર ભૂલ કીધી હતી, એમ મને તરત જ લાગ્યું. હશે, જે થયું તે થયું; ઢોળાયલા દૂધપર શોક કરવો જેમ વૃથા છે, તેમ કપાયલા કેશપર પણ રાજીયા ગાવા મિથ્યા છે, એમ સમજી એને હજામતના પૈસા આપી વિદાય કીધો અને ગુપચુપ હું સ્નાનગૃહમાં પહોંચ્યો. હજામત કરાવેલી હોવાથી નોકર રામલાએ મને નવડાવ્યો. મારા પિતાશ્રી તેમજ માતુશ્રી જૂના વિચારનાં હોવાથી, હું માથે કેશ રાખી પટિયાં પાડતો તે એમને બીલકુલ ગમતું નહિ; છતાં હું જીદ કરી પટિયાં પાડતો. આજે માથાપરથી વાળ ઉખડી ગયલા જોઇ તેઓ આશ્ચર્ય પામવાને બદલે આનંદ પામ્યાં અને બોલ્યાં:–'દીકરો મારો કેવો ડાહ્યો ! હવે કેવો લાગે છે ? બૈરાંઓની માફક મરદે પટિયાં તે શાં પાડવાં ! હવે જ ખરો ભાયડો બન્યો અને પરણવાલાયક થયો !' મનમાં ક્રોધ તો ઘણો હતો, પણ આ ભોળા દિલનાં વડીલોની મિઠ્ઠી વાણી સાંભળી તે કાંઇક ઓછો થયો. અસલના તપસ્વીઓ ઠંડકને માટે માથાપર ઇંગુદીનું તેલ લગાવતા, એમ સંસ્કૃતસાહિત્યમાં કોઇક સ્થળે વાંચેલું હોવાથી, ભજવવું તો પૂરૂં જ એમ સમજી, મેં તેલવાળા પાસે ઇંગુદીના તેલની તપાસ કીધી; પણ તેલવાળા મીઆં હાસમે તો ડોળા કકડાવી મને ઝાડયો, કે 'એવડો ટીંડોરા જેવડો પોરીઓ મારા જેવડા ઘડ્ડા મનખની મશ્કરી હું જોઇને કરતો ઓહે ? નીકળ અહીંથી, નહિ તો કંઇ જોવા જેવો ઝપેટી લાથખો જાણજે, હઉવે !'

તેલવાળા હાસમની આવી 'મિઠ્ઠી' ચેતવણી પછી, બીજે કોઈ ઠેકાણે ઇંગુદીના તેલને માટે તપાસ કરવાની મને હોંશ રહી નહિ, એટલે પેલા ધર્માદા ટીપ ભરાવનારા કહે છે તેમ, ફૂલ નહિ ને ફૂલની પાંખડી, એમ સમજી છોલેલી તાલકી ઉપર રાતના સૂતી વખતે ઇંગુદીનું નહિ તો ગોદરેજની ઘાણીનું મીઠું તેલ થાબડયું ! જીંદગીભરમાં આજના જેવી ગાઢ નિદ્રા નહિ અનુભવી હોય, પણ ખરી કમબખ્તી તો હજી હવેપછી શરૂ થનાર હતી. આવા સ્વામી

અખરોટાનંદ જેવા ડાચાપર કોટ પાટલુન ને કાલર ટાઇ નહિ શોભે, એમ વિચારી વાળ ફરી ન ઉગે ત્યાંસુધી ઘરની બહાર નીકળવું નહિ, એમ મેં મનમાં ગાંઠ વાળી. એક બે દિવસ તો નિશ્ચય ટકી રહ્યો, પણ એમ ઘરમાં ને ઘરમાં ગોંધાઇ રહેવું મારા જેવા યુવાન વિદ્યાર્થીને કેમ ગમે ? કાલેજમાં 'વેકેશન' પડવાથી સ્હેલ મારવા સુરત આવ્યો અને પિતાશ્રીની ખાસ ભલામણથી ભગલા હજામ પાસે મૂંડાવવા બેઠો, ત્યાં તો ભગલાએ સાવ મૂંડી નાંખ્યું ! માથાપર બરાબર વાળ ઉગતાં તો એક મહિનો જોઇએ; એટલામાં રજા પણ પૂરી થાય, ત્યારે શું સ્હેલ નહીં કરવી ? આખરે જેમતેમ બે હાથે હિમ્મતને પકડી, ત્રીજે દિવસે સાંજના શુદ્ધ સ્વદેશી ' સ્વરાજડ્રેસ'માં હું ડક્કા ઓવારે ફરવા ગયો. અમારૂં મિત્રમંડળ ઘણુંખરૂં આ જ સ્થળે સાંજના ભેગું થતું હતું. આજે પણ સર્વ મિત્રો ત્યાં જ ટહેલતા હતા. મને આવેલો જોઈ વિનોદ જરા થંભી ગયો, થોડીવાર મારી સામે જોઇ રહ્યો અને પછી એક હાથ કાનપર રાખી પોકારી ઉઠયો : ' કલ્હો લા–વા–ય–ચી કલ્હો–ઓ '

જાણે કાંઇ જ બન્યું ન હોય તેમ, હું મારા મિત્રોમાં ભળી ગયો, પણ વિનોદ મને કયાં છોડે એમ હતો ? એણે તો ધીમે રહીને મારા માથાપરથી ખાદીની ટોપી ઉઠાવી અને તબલાને થાબ આપતો હોય તેમ, છોલેલા માથાપર એક ટપલી ઝાડી ! કમબખ્તે કોણજાણે 'ડબલ પંચક'માં ટપલી મારેલી કે શું, તે એની પછી ધડાધડ બીજા દશેક ધપ્પા પડી ચૂકયા. હું તો રડવા જેવો થઇ ગયો, પણ રડી પડવાની હિમ્મત નહિ ચાલવાથી, આખરે હું હસી પડયો અને બોલ્યો :–'બસ, હવે તો રાજી થયાને ?'

આમ ગાલપર તમાચો મારી આજે તો મોં રાજી રાખ્યું, પણ હવે પછી હરગીઝ બહાર નહિ નીકળવું, એમ મેં નિશ્ચય કીધો. એ ઠરાવ પણ ટકયો નહિ; કારણ, બીજે જ દિવસે પિતાશ્રીએ મને શાક લેવા જતાં સાથે લીધો. અમારી જ્ઞાતિના પરભુદાસ પસ્તાકીઆ

સાથે મારા પિતાશ્રીને લંગોટીઆ દોસ્તી હતી. શાક લઇ ઘેર જતા પહેલાં એમને ત્યાં જરા થોભવાનો એમનો નિયમ હતો: એટલે આજે પણ અમે મુરબ્બી પરભુદાસકાકાનું ઘર આવતાં થોભ્યા. મને ઉપર આવવાની આનાકાની કરતો જોઇ પિતાશ્રી બોલ્યા:-'કેમ, શું થયુ ? થોભ્યો શાને ?'

'ના, કાંઇ નહિ; એ તો સહજ. તમે ઉપર જઇ આવો, એટલી વાર હું અહિ ઉભો છું.'

'અરે ના, ના; આજ તો તારૂં ખાસ કામ છે. પરભુદાસભાઇએ આજે તને જોવા બોલાવ્યો છે.'

'પરભુદાસભાઇએ મને જોવા બોલાવ્યો છે ?' હા, એ વાત ખરી છે કે એમને એક પુત્રી છે. તે રંભા સમાન રૂપાળી છે. શીખેલી, ભણેલી અને બહુ ઉચ્ચ સંસ્કાર પામેલી એ બાળાને માટે મેં ઘણું સાંભળ્યું હતું. પોતાની ગાંઠ દઢાવવા પિતાશ્રીએ એકવાર મારા માટે એનું માગું કરેલું, ત્યારે મુરબ્બી પરભુદાસકાકાએ શું એમ ચોખ્ખેચોખ્ખું નહોતું કહ્યું, કે 'મારા મનલાયકનો એ છોકરો નથી ?' પિતાશ્રી તો બિચારા ભોળા, એટલે મિત્રતા ટકાવી રહ્યા. એમને બદલે હું હોત તો આવું સ્પષ્ટ અપમાન પામ્યા પછી એમના ઉમરે થુંકવાય ન જાઉં ! જ્યારે મારે માથે વાળ હતા અને હું પૂર વિલાયતી ઠાઠમાં હતો, તે વખતે મારે માટે એમનો સારો અભિપ્રાય નહિ હતો; ત્યારે આજે ખાદીનો તદ્દન સાદો પોષાક અને વધારામાં 'ટક્કો મૂંડો' જોઇ એમના નાકની ટીચકી કેટલીય ઉંચી જશે, એ વિચાર જ મને ઉપર જતાં અટકાવતો હતો. આથી મેં પિતાશ્રીને એમની સાથે ઉપર જવાની મક્કમતાથી ના પાડી.

'ઠીક, ત્યારે ઉભો રહે. પરભુદાસભાઇ જાતે બોલાવશે, ત્યારે તો આવશે ને ?'

પિતાશ્રી ઉપર ગયા. થોડીવારે પરભુદાસકાકા બારીએ આવ્યા અને મને હેતથી ઉપર બોલાવ્યો. ઉપર નહિ જવાનો ગમે

તેવો નિશ્ચય હોવા છતાં કોણ જાણે કેમ, હું અદૃશ્ય શક્તિથી ખેંચાતો હોઉં તેમ ઉપર ગયો; પણ તે સાથે મનમાં એમ ગાંઠ વાળી મૂકી, કે કાકા જો હવે જરા પણ એવું તેવું બોલે તો એમને બરાબરની સંભળાવી દેવી ! હું ઉપર ગયો, એટલે તો પરભુદાસકાકા તથા એમનાં પત્ની, એમની પુત્રી સરલા અને ઘરનાં બધાં માણસો મારી આસપાસ ફરી વળ્યાં અને ખી–ખી હસવા લાગ્યાં. મને તો ભોંય ભારે પડી. ધરતીમાતા માગ આપે તો તેમાં સમાઇ જાઉં, એમ થઇ આવ્યું ! તેમાં પેલી ચાંબાવલી સરલાનું હસવું ? તોબા ! પિતાશ્રીને આ કેમ સૂઝયું ? આખરે બધાંને હસતાં થોભાવી પરભુદાસકાકા બોલ્યા : 'આજના સાદા પોષાકમાં તમે જેવા સારા લાગો છો, તેવા કોલર, નેકટાઇ અને કોટપાટલુનમાં મને લાગ્યા નથી ! તમારા માથાપર બાબરાં હતાં, ત્યારે તમે કેવા લાગતા હતા, તે કહી હું તમારી લાગણી દુઃખાવીશ નહિ; પણ એક હિન્દુ છોકરો પોતાના સ્વદેશી વેષમાં જેવો દીપે છે, તેવો વિદેશી વેષમાં કદિ પણ નથી લાગતો, એમ તમે ખાતરીથી માનજો. આ ભૂત જેવાં બાબરાં શાં, કોલર શા, નેકટાઇ શી, કોટપાટલુન ને માથાપર હેટ શાં ? વેષ તેવો આવેશ આપણે અનુભવતા હઇએ તો વિદેશી વેષમાં સ્વદેશી આવેશ આવવો સંભવિત નથી. તમે તો કોલેજ સુધીની કેળવણી લીધી છે, એટલે કોઇ ને કોઇ દહાડો તમને એમ લાગી આવ્યા વગર નહિ રહે, કે એક પ્રજાની સંસ્કૃતિના નાશનું સ્થૂલ કારણ તેનો વેષપલટો જ છે. ભાઇ ! આજનો તમારો આવો વેષ જોઇ મને બહુ આનંદ થયો ! મારી સરલાનો પણ મારા જેવો આદર્શ છે. જુઓ, હમણાં જ આપણી ખાતરી થશેઃ 'સરલા ! બેટા, આમ આવતો જરા !'

સરલા શરમાઇ; પછી જરા સંકોચ પામતી પરભુદાસકાકાની પાસે હીંચકે જઇને બેઠી. માથાપર હાથ ફેરવતાં કાકાએ તેને પૂછ્યું: 'બહેન ! કહે તો, તને કેવો વર ગમે ?'

સરલા ચમકી. તેણે આવા પ્રશ્નની આશા નહિ રાખી હોય ! શરમની મારી એ તો લાલલાલ થઇ ગઇ ! અમે બધાં હસી પડયાં, એટલે તો એણે હીંચકેથી ઉઠવા માંડયું, પણ પરભુદાસકાકાએ એનો હાથ પકડી બેસાડી અને હેતથી પૂછયું : ' જો, અહીં કોઇ પારકું નથી. આટલું બધું ભણી અને તને કોઇ એ વિષય ઉપર ભાષણ આપવાનું કહે કે નિબંધ લખવાનું કહે, તો તું શું બોલે કે લખે ? બોલ, બોલ; બેટા ! એમ શરમાઇએ નહિ. કહે જોઇએ, તને કેવો વર ગમે ? '

' તમને જે ગમે, તે મને ગમે ! ' સરલા સંકોચ પામતી નીચું જોઈ બોલી.

' નહિ, નહિ; એવો જવાબ નહિ ચાલે. તે દિવસે તો તું તારી બા આગળ 'આદર્શ પતિ' ઉપર મોટું ભાષણ કરતી હતી અને આજે આમ કેમ ? '

દીવાનખાનામાં થોડીવાર શાંતિ પ્રસરી રહી. એ શાંતિમાંથી પ્રેરણા પામી બોલતી હોય, તેમ સરલાએ વીણાના કમ્પતા સ્વરે બોલવા માંડયું: ' મને તો ગાંધીજી જેવો ચોખ્ખા દિલનો વર ગમે ! '

મારા પિતાશ્રીના કપાળે કરચલી વળી, મેં હોઠ કરડયા, પરભુદાસકાકા જરા ટટાર થયા અને મુછો આમળતા બોલ્યા : ' ગાંધીજી જેવો વર ? ખબર છે, કે ગાંધીજીને માથે વાળનો એક દાણો સરખોય હોતો નથી ? '

' હા; પણ માથે ઝુડાભર વાળ હોય તે કાંઇ ખુબસુરતી નથી ! '

' તેમના દાંત પડી ગયલા છે ! '

' હા : પણ બતરીસે દાંત હોવામાં કાંઇ ખુબસુરતી નથી ! '

' મેર મુઇ ! ત્યારે તું ખુબસુરતી કોને કહે છે ? '

' મારા વિચારે તો ખુબસુરતી આંખમાં નથી, કાનમાં નથી, નાકમાં નથી, અરે ગોરી ચામડીમાંય નથી. ખુબસુરતી શરીરના બાહ્ય ભાગમાં તો કશે નથી. ખરી ખુબસુરતી તો હૃદયમાં વસે

છે. બાહ્ય ખુબસુરતી એ આંતર ખુબસુરતીથી જ પ્રકાશે છે–સૂર્યથી ચંદ્ર પ્રકાશ પામે છે તેમ. તમે જ કહોની, એક મુડદામાં આંખ, કાન, નાક, ચટીઆંપટીઆં બધુંય તેનું તે હોવા છતાં, એ ભયંકર કેમ લાગતું હશે! '

' શાબાશ, બહેન ! શાબાશ ! ખરૂં કહો છો ! હવેના છોકરાઓ બહારની ટાપટીપમાં ખુબસુરતી માને છે, પણ ખરી ખુબસુરતી તો તમે કહો છો તેમ. હૃદયના ઉચ્ચ સંસ્કારમાં છે.' મારા પિતાશ્રીથી બોલ્યા વગર નહિ રહેવાયું. મેં પણ એકાદ શંકાની સમાધાની માટે ઇચ્છા કરી. મારા જેવો ' લૉજીક ' શીખેલો માણસ આવો ગામઠી પ્રલાપ એમને એમ પસાર કેમ થવા દે ?

' આપણે છે ને–અહમ્–ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે માથાપર વાળ હોય તે કઢાવી નાખવા? આંખો સારી હોય તો ફોડી નાખવી? નાક તીણું હોય તો તે ચપટાવી નાખવું? કાન—'

' એમ કોણે કહ્યું'—સરલાએ તીખું જોઇ કહ્યું : ' એમ કોણે કહ્યું? હું તો ઉલટું એમ માનું છું, કે બાહ્ય ખુબસુરતી હોવી, એ મહાભાગ્યની નિશાની છે. એ ખુબસુરતી બને તેમ વધારવી, એ પ્રત્યેક ખુબસુરત મનુષ્યની ફરજ છે; પણ તે હૃદયની ખુબસુરતીના ભોગે નહિ, એટલું તો હું ભાર મૂકીને જણાવીશ. એ બહારની ટાપટીપ જો હૃદયની ખુબસુરતીને જરા પણ સંકોચ પમાડતી હોય તો એ તીણું નાક ભલે ચપટાઇ જાઓ, એ સારી આંખો ભલે ફૂટી જાઓ અને એ માથાપરનાં સુંદર ઝુમખાં ભલે બળીને ભસ્મ થાઓ.'

' ખરૂં છે, બહેન ! ખરૂં છે. તમારૂં કહેવું હું સમજ્યો.' મારા પિતાશ્રી બોલી ઉઠયા હું ચૂપ થઇ ગયો, પણ કોઇ અગમ્ય દૂર દૂરની આશા મારા મનમાં સંચાર પામી. સરલાને ગાંધીજી જેવો વર જોઇએ છીએ ! હું ગાંધીજી જેવો નહિ થઈ શકું ? એમના

જેવું ચોખ્ખું દિલ શું હું પ્રયત્નથી નહીં મેળવી શકું ? બધું જ શકય છે; સરલા મળે તો કંઇ જ અસંભવિત નથી. હા, ખરેખર ! આજે મને એ બોડા અને બોખા મહાત્માની ખુબસુરતીની અદેખાઇ થઇ આવી !

'જુઓ ભાઇ ! મારી દીકરીનો આદર્શ સાંભળ્યો ?' આખરે પરભુદાસકાકાએ પૂછ્યું.

'હા જી.' મેં કહ્યું.

'અને મારો ચન્દ્રમણિ પણ કયાં કમ છે ? જુઓને, એનામાં દિવસે દિવસે કેટલી બધી સાદાઇ આવતી જાય છે ?' મારા પિતાશ્રીએ કહ્યું.

'હા, હું તે જોઉં છું: પણ તે લાંબો વખત નભે, ત્યારે કેની ? રજા પૂરી થતાં કોલેજમાં જશે, કે એ ભગવાન એના એ !' પરભુદાસકાકા બોલ્યા.

'અરે ! ના. ના: આપણાં સરલાબહેનનું ભાષણ સાંભળી, એ કેવો પાણીપાણી થઇ ગયો, તે જોયું ને ?'

બધાં ખડખડ હસી પડયાં. આખરે સમય ઘણો થઈ જવાથી અમે 'જય શ્રીકૃષ્ણ' કરી ઉભા થયા અને ઘર તરફ વળ્યા. આજના વાદવિવાદે મારા મનપર ભારે અસર કરી હતી. મેં આજથી જ હૃદયની ખુબસુરતી ખીલવવા સંકલ્પ કીધો. સ્વચ્છતા સિવાયની બહારની ટાપટીપ મેં ઓછી કરી નાખી. અનેક વેળાએ મારો એ નિશ્ચય ચળવાનો પ્રસંગ ખડો થતો, પણ સરલાની સરળ મૂર્તિ દૃષ્ટિ સમીપ ખડી થતાં, હું સાવધ થઇ જતો અને મન દૃઢ રહેતું.

આખરે મારી તપસ્યા ફળી. પરભુદાસકાકાને લાગ્યું, કે હું સરલાને લાયક થયો છું; એટલે એક શુભ ઘડીએ અમારા બન્નેના જન્માક્ષર જોવાયા અને વાર્તાની છેવટે ઘણુંખરૂં જેમ બને છે, તેમ અમે ઉભય 'જોડાયાં.'

આમ ' ટક્કામૂંડા 'થી મને તો અલભ્ય લાભ થયો ! બ્રહ્મ-ચર્ય પાળનારા વિદ્યાર્થીઓને મારી ખાસ ભલામણ છે, કે તે લોકોએ વિદ્યાર્થી અવસ્થામાં તો પોતાનો મુંડો ટક્કાવેલો જ રાખવો. વળી જેને જેને સાદાઇ અને મગજની શાન્તિ કેળવવાની ઇચ્છા હોય, તેણે પણ આ ' ટક્કોમૂંડો' અજમાવી જોવો; શરત માત્ર એટલી જ કે આ સૂચના પોતપોતાની 'વાઇફ્સારસ' પાસે ખાસ અંકાવી લેવી, નહિ તો વગર લેવેદેવે દિવાળી જેવા સપ્પરમે દિવસે ખગ્રાસ ગ્રહણનો યોગ લાગુ પડી જશે !



# સંકટ સમયે....

**શું** કરશો? મહારાષ્ટ્રમાં તાતીઆ ટોપીથી માંડીને શકુબાઇ સીગરી સુધી અને બૃહદ્ ગુજરાતમાં વિમળશાથી માંડીને મારા સાઢુભાઇના બુચા સુધી, એ પ્રશ્ન સત્યયુગથી માંડીને આજના ઉગતા સુપ્રભાત સુધી ગુંચવી રહ્યો છે!

શું કરશો?

આગગાડીમાં બેઠા હો, ત્યારે તો એ પ્રશ્નનો ઝટ નિકાલ આવે એમ છે. રેલ્વેના ઉદાર કારભારીઓએ તમારે કે મારે માટે સાંકળ રાખેલી હોય છે અને તે ઉપર લખ્યું હોય છે, કે 'સંકટ સમયે સાંકળ ખેંચો!' પણ કુંતામાતાએ મંત્રની પ્રતીતિ કરવા, જેમ સૂર્યભગવાનને બોલાવી કર્ણની ઉપાધી વ્હોરી, તેમ તમે પણ જો પ્રયોગને ખાતર સાંકળ ખેંચી ગાર્ડને બોલાવ્યો તો રૂ. ૫૧) અંકે એકાવન રૂપિયાનો તમને ચાંલ્લો ચોંટયો જ સમજજો!

પણ આખો વખત કંઇ આપણે આગગાડીમાં નથી હોતા! કોઇ વખત કોઇ હેરકટીંગ સલુનમાંય હોય છે અને કોઇ વખત કોઇ સાબરકાંઠામાં દૂધપાકના 'ભુસકા'ય મારતો હોય છે. સંકટ કાંઇ ફાયર એન્જીનની માફક ઘંટો વગાડતું નથી આવતું, કે તેના રસ્તામાંથી ઝટ ખસી જઇ બચી જવાય! ત્યારે સંકટ સમયે કરવું શું? એ પ્રશ્ન સવારની ચાની તલબની માફક આપણને રાતદિવસ મુંઝવી રહ્યો છે!

ગાંધીજીએ રેંટીઆનો પુનરુદ્ધાર કરી, કાપડની દુનિયામાં ઉથલ-પાથલ કરી મૂકી; જગદીશ બોઝે વનસ્પતિમાં પણ સૂક્ષ્મ લાગણીનું તત્વ છે, એમ વૈજ્ઞાનિક પ્રયોગથી સાબીત કરી બતાવી, વિજ્ઞાનની સૃષ્ટિમાં જબરદસ્ત કોલાહલ મચાવી મૂકયો: તેમ સંકટ સમયે સાંકળ ખેંચવાથી જ માત્ર નહિ, પણ ભગીરથ તપશ્ચર્યાથી બ્રહ્માજીને પ્રસન્ન કરી, એ સંકટને વિદારવાનો મેં એક નુસ્ખો મેળવ્યો છે; તે હું, દુઃખી લોકોના ભલા માટે જાહેરમાં મૂકીશ, ત્યારે સંકટમાં સપડાયલા પ્રાણીઓના સંસારમાં ભારે અજાયબી ફેલાઇ રહેશે, એમાં શક નથી !

એકદા કળિયુગને વિષે નાનાએક પ્રકારના લોકોને નાનાએક સંકટમાં સપડાયલા જોઇને, હું દયાળુએ મનને વિષે મંદમંદ હસીને આ પ્રમાણે વિચાર કીધો: 'અહોહો ! પ્રભુની માયા તો જુઓ ! શો અંધકાર ફેલાયલો છે ! આ દુઃખીઓનાં અંતઃકરણમાં કાળીચૌદસની રાત્રિ સમોવડ અંધકાર વ્યાપી રહ્યો છે, એને હું કેમ અજવાળું ?

આ પ્રમાણે મનને વિષે નાનાએક પ્રકારના વિચારો ઉદ્દ્ભવવાથી હું પદ્માસન વાળી સમાધિમાં બેઠો અને હજાર વર્ષ સુધી તપશ્ચર્યા કરી, સંકટ સમયે યોજવાનો ઉપાય મેં શોધ્યો; પણ ઉપાય જેનું નામ ! ન મળ્યો તે ન જ મળ્યો આખરે દિવાળી આવી અને ફટાકડાના ફડફડ અવાજે હું બેશુદ્ધિમાંથી શુદ્ધિમાં આવ્યો. એકાદ પ્રાણાયમ કરી જ્યાં પાછો સમાધિમાં પેઠો, ત્યાં ક્ષીરસાગરને વિષેથી બ્રહ્માજીએ અવાજ કીધો: 'ડ્રાં ડ્રાં.' આમ દેડકાની બોલી જેવો સુમધુર અવાજ સાંભળી હું વિચારમાં તો હતો છતાં પાછો વિચારમાં પડયો. કે આ 'ડરાં ડરાં' તે શું હશે ? આખરે 'એનસાઇકલોપીડીઆ–દેડકાંનીકા' ઉથલાવી જોયું તો ડરાં ડરાંનો અર્થ 'રડા રડા' નીકળ્યો. ત્યાંથી ઉઠી પ્રોફેસર આપ્ટેના 'મરાઠી ઇન ટુ ગુજરાતી' શબ્દકોષમાં જોયું તો 'રડા રડા' નો અર્થ 'રોઇ પડો' નીકળ્યો ! હરીરીકી! આખરે હજાર વર્ષની તપશ્ચર્યા ફળી તો ફળી, પણ મારા નુસ્ખા પ્રમાણે ચાલનાર કોઇપણ માણસ કોઇપણ દિવસ દુઃખી નહિ થાય. એ વાત પણ તમારા હૃદયમાં રાખજો જડી ! 'સંકટ સમયે રોઇ પડો !'

ભાઈઓ અને બહેનો! આ એક યોગસિદ્ધ મહાત્માની સમાધિનું ફળ છે. ચાખો અથવા ચાટો; અજમાવો અથવા પ્રયોજો; એને માટે મેં પૈસા માગ્યા નથી, કીર્તિની મને પરવા નથી. બસ પરોપકાર, પરોપકાર ! તમારા સેવકને એની જ ધગશ છે. એ શોધ કોઇ બિરાદર 'પાઘડી' આપી વેચાતી લેવા માગતો હોય, તેણે પણ ખાતરી રાખવી, કે એ પૈસામાંથી ખાતાંપીતાં ને ફરજનું કરજ ફેડતાં, જે બાકી વધશે તે સર્વ ધર્માદામાં જશે ! આ બેવડો લાભ ઉઠાવો અને મારો ઉપાય અજમાવી સંકટને મારી હઠાવો. જુઓ, મારો એ ' અજાયબ નુસખો' અજમાવી કેટલા બધાએ ફાયદો ઉઠાવ્યો છે ? આંખ હોય તો સાંભળો, કાન હોય તો જુઓ અને દિલ ચાલ્ર તો તમેય આ ઉપાય અજમાવી સંકટ સમયે રોઇ પડો!

મારા મિત્ર રાજેશ્રી અઠ્ઠાવીસાના ચિરંજીવી બહુ જીદ્દી હતા. **Everything at six annas**, મ્હણજે પ્રત્યેક વસ્તુચા સહા આણે; એટલે કે દરેક ચીજના છ આનાવાળાની દુકાન બુચાજીએ જોઈ કે બસ અડીઅલ ટટ્ટુની માફક ત્યાં એ **અડી** જ જાય ! મિસિસ અને મિસ્ટર અઠ્ઠાવીસાએ બુચાજીની આ ટેવને માટે એક વખત એને ખૂબ બરફી જમાડેલી; પણ ક૦દ૦ડા૦ એ ગાયું છે તેમ, ' પડી ટેવ તે તો ટળે કેમ ટાળી !' એકલા ' છ આના'વાળાને ત્યાં નહિ, પણ કોઇ રમકડાવાળાને દીઠો કે બુચાજીએ જીદ માંડી જ છે ! એક દિવસ તો મિસિસ અઠ્ઠાવીસા બુચાની જીદથી છેક જ કંટાળી ગયાં: ' મુવો, પેટે પથ્થર પડયો હોત તો ખોખા લોકો માટે દાતણનો કુચો કુટવા તો કામ લાગતે !' એમ કહી એવણ રોઇ પડયાં ! શું ધાર્યું ? બીજી વખતે વ્હાલ દેખાડતી માતાની આંખમાં બોરબોર જેવડાં આંસુઓ જોઇ બુચાજી ખીસીઆણા પડી ગયા અને બોલ્યા: 'બા, બા ! હું લડ નઇ ! હવેથી હું એમ નઇ કલું !'

અરે ! ભગવાન જેવા ભગવાન પણ જેટલા રડવાથી પ્રસન્ન થાય છે, તેટલા તપથી, દાનથી, યજ્ઞથી કે સમાધિથી પ્રસન્ન થતા નથી.

પથ્થર જેવા કઠણ હૈયાથી કરેલી સેંકડો વર્ષની કોઇ જ્ઞાનીની ભારે તપશ્ચર્યા કરતાં, એ મારા વ્હાલા એક સાધનહીન અબુધના ભાવભીના હૃદયના આર્તનાદે કરાયલી ભક્તિથી ઝટ પ્રસન્ન થાય છે. ભરી સભામાં દુષ્ટે સતી દ્રૌપદીનાં ચીર ખેંચ્યાં, ત્યારે એ બહાદૂર માવડીએ શું કરેલું? રૂદનથી ચાકચાક થતા અંતરે એણે શ્રીકૃષ્ણને પુકારેલા! વનવગડામાં અજગરના મુખમાં પગ ગળાયો, ત્યારે દમયંતીએ શું કરેલું? આંખમાંથી ખૂન વહ્યું. ત્યાંસુધી એણે સંકટમાંથી છૂટવા રૂદન માંડેલાં! હવે ધારો કે આ બન્ને પ્રસંગે આ બન્ને સતીઓએ ધીરજ રાખી હસ્યા જ કીધું હોત, અથવા બોઘલાની માફક ટગર ટગર જોયા જ કીધું હોત તો? મને શું પૂછો છો? તમારા અંતરને જ પૂછો કે–તો...ઓ? અરે બાપુ, ટુંકમાં જ માની જાઓની, કે ભગવાનને પ્રસન્ન કરી સંકટમાંથી ઉગરવાનો એકમ્, અદ્વિતીયમ્ અને અપૂર્વમ્ રસ્તો એ જ છે કે રોઇ પડો!

સૂર્ય ભગવાનના તાપથી બળીજળી રહેલા ઇંદ્ર પણ વખત આવે રોઇ પડે છે! અરે પાણીના નળ જેવો નળ પણ હથોડાનો ઘા પડતાં રોઇ પડે છે! એ શું બતાવે છે? એ એમ બતાવે છે, કે સંકટ સમયે એકલી સ્ત્રીઓ જ રડતી નથી, પણ ઇંદ્ર જેવા દેવતાઓ અને વ્યાકરણને વિષે નરજાતિનું પદ પામેલા પાણીના નળ જેવી જડ વસ્તુઓ પણ રડી ઉઠે છે! કહેવાની મતલબ એમ કે રડવામાં કાંઇ નાનમ નથી. મોટા મોટા દેવતાઓ પણ સંકટ સમયે રોઇ પડે છે!

મારી જાણમાં સકરીબાઇ કરીને એક ગોલણ હતી. ફાટી મુવો, એના ધણીનો થતો, પાઘડી ઘાલ્યો એને ત્રણ ચાર વર્ષ થયાં પીએર જ નહિ જવા દે! ગોલણ બિચારી–બાપડી એ સર્વ શાંત ચિત્તે સહન કરે. એક દિવસ તો એ સજાતની દીકરીએ સવારથી માંડીને બીજા દિવસની સવાર સુધી મારા ઉપાયનો આશરો લીધો. રાંધવા-સીંધવાનું અને ઘરનું કામકાજ છોડી, એ ભલી બાઇએ છેડો વાળ્યો: "એ મારા રડયાને કનકીદાર ને કોરૂં ખવાયના કયરૂં, એટલે તો મુવો છેક જ ફાલટો ને કૈં! હવે આજે ખાજે કૈયાં!"

અમથાશા ગોબો સમજી ગયો અને હેતથી સકરીબાઇનો વાંસો પસવારી એ બોલ્યો: 'જૈ આવ, જૈ આવ; બે ચાર દિવહ તારા બાપને ઘેર રૈ આવ!'

સકરીબાઇએ પોટલાં બાંધી ગાડીમાં બેસતાં સુધી રડયા જ કીધું. 'એ પાધરી ધાયલાનો ભરૂહો નૈ તો!' એમ વિચારી એણે તો ઠેઠના ઠેઠ સુધી છેડો વાળેલો જ રાખ્યો! આખરે ખાતરી થઈ કે હવે તો પીએર પહોંચ્યાં જ, એટલે એ ધીમે રહીને હસીને બોલી: 'બે દિવહમાં ઉભી ઉભી આવી જાનજે! કૈં ફકર નોં કરનો! ને કાગર પત્તર લખજે ને હરીરની હંભાલ રાખજે ને મકુંજે કનકીદાર ને કોરૂં ઝબોરે, તીઆરે આ તારી હકરીને હંભારજે!'

જોયો આ રડવાનો પ્રતાપ!

પણ આપણા પારસીભાઇઓ કહે છે, તેમ બધા દરમાં કાંઇ લેવટા નથી હોતા! આજના કઠણ કાળમાં પગાર વધરાવવા શેઠ પાસે આ ઉપાય અજમાવ્યો તો તો રવડી મુવા જ જાણજો; કારણ, આજના કઠણ વખતે જો નોકરોને રોવડાવ્યા છે, તો તેમણે કાંઇ શેઠીઆઓને ઓછા નથી પજવ્યા! મુસાજી સીગરીવાળાની દુકાને અમારા સાકરલાલ નોકરી હતા. શેઠને ખૂબ ગેલમાં જોઇને આંખમાં પાણી સાથે એમણે તો પગારની વાત છેડી: 'શેઠ બહુ દુ:ખી છઇએ. ઉં-ઉં-જરાય પૂરૂં થતું નથી-ઉં-ઉં' ને અહીં સાકરલાલે પોતીઆમાં નાક નસીંગી એક નાનું સરખું ડચકીઉં ખાધું. સીગરીવાળાના મુસાજીએ તો પગપર પગ ચઢાવી દાઢીએ હાથ નાખી તડાકો કીધો: 'હવે મીઆં! ગઢેરાની કાની રરી પરવાના ઢોંગ છોરી દેજો! ફજ્જરસી બીથાચ તે અત્તારતુલીક દોરીઆભારનો વીકરો તો કીઢો નઠી, ટાં તો ટમે પગાર વઢારવાની વાટ લાવા! જાઓ, કાલસી ટમને રજા છે! વઢારે પગારની નોકરી મીલે તો શોદી લેવ!'

ગરીબ બિચારા સાકરલાલ! ભણેલા ગણેલા હોંશિયાર માણસ, એટલે આખરે 'જ્યાં ત્યાંથી ઠેકાણે' તો પડયા, નહિ તો કે-અહમ્!

પણ આજના કઠણ કાળમાં પગાર વધારવાની બાબતમાં એ નુસ્ખો 'ફેઇલ' જાય છે, તો બીજી રીતે એ કારગત નીવડે છે. પાંચસોની ઉઘરાણી લાવતાં તેમાંથી પચાસ રૂપિયા ગુમ થયા, ઓછા આવ્યા કે કાચી ખાંડીના સટ્ટામાં ગુમાવ્યા, ત્યારે મહેતાજી અચરતલાલ શું કરે? અલબત્ત, રોઇ પડે! શેઠીઓ સંસ્કારી હોય અને શંખમ્, ચક્રમ્, ગદ્દામ્, પદ્મમ્, એવી સંસ્કૃતમાં ગાળો ભાંડે, ત્યારે તો એણે વધારેને વધારે રોવું, એ જ એને માટે તો ઇષ્ટ છે!

'જાઓ, પચાસ રૂપીઆ તમારા નામે લખવામાં આવશે.'

એમ વાર્તાનો ઉપસંહાર કરતો શેઠીઓ બોલે, એટલે અચરતલાલે જાણવું જે એ પત્યા! કારણ એ રૂપિયા નામે લખાતાયે નથી અને લખાય છે તો વસુલ થતાય નથી! અચરતલાલ એ બીના બહુ સારી રીતે જાણે છે!

કોઇ કહેશે કે એમ રોતાંય આવડવું જોઇએ: પણ માનશો નહિ એ વાતો! રોવામાં કળા ભળી કે કૃત્રિમતા આવતાં, ઉલટી રડવાની અસર તૂટી જાય છે. રડવું એ કુદરતી છે. એને શીખવાની જરૂર પડતી નથી. પૂર્વ જન્મના મરણ સમયે ભિન્નભિન્ન સગાં વહાલાંઓના રૂદનના ભિન્નભિન્ન સંસ્કાર લઇને જ જીવ બીજા જન્મમાં અવતરે છે અને અવતરવાની સાથે જ એ રડવા માંડે છે: એટલે કોઇને રોતાં શીખવવું, તે બકરાના ગળામાં આંચળના જેવું નિરર્થક છે. રડો, રડો, હૃદયના છેક ઉંડાણમાંથી રડો અને હું તમને વગર લવાજમે ખાતરી આપું છું, કે ચાહ્ય પહાડ જેવું દુઃખ કાં ન હોય, તોપણ તે અંતરના ઉંડાણમાંથી રડવાથી દફે થયા વિના નહિ જ રહે. વધુ શું કહું? પંદરસોમાંથી ઉપર બતાવેલા પાંચ જ દાખલા તમારી ખાતરી કરી આપવા માટે પૂરતા છે; માટે સુખની પ્રાપ્તિ ને દુઃખની દફનાપ્તિ કરવી હોય તો—સંકટ **સમયે...**

**પોક મૂકો!**



# ચોટલીપુરાણ

**અ**યે મુરબ્બી વાચનાર ! તમે **यत्र नार्यस्तु पूज्यन्ते**વાળા મનુસ્મૃતિના સૂત્રનું મનન કરવામાં મશગૂલ હો, કે ગાયનમાં શાક વેચતા સૂરતી પસ્તાગીયાની દુકાને 'લ્હેરી તારા લવેંગીઆ ભીંડા' અને 'વંટોળીએ ચ્હડેલાં કંટોળાં'નો ભાવ પૂછતા હો; ગગન-ચુમ્બિત પ્રાસાદની અગાશીમાં 'રેકીંગ ચેર'પર લ્હેરમાં 'હમસે ખફા મેરી જાન'વાળું સંસ્કારી ગાયન ગાતેગાતે ઝૂલતા હો, કે તાપી નદીના હોપપૂલ ઉપર 'વૉક' લેતાં પાસેથી પસાર થતા 'ગાલ્લા'ના ભારથી ડોલાયમાન થયલા પૂલની સાથે તમે પોતે પણ ઘેરીઆ રમતા હો; મિત્રો સાથે કે મિત્રરૂપ પત્ની સાથે સક્કરીઆંનાં રાયતાં મિશ્રિત કારેલાંનાં પંચામૃત ઉપર ભાષ્ય રચવાની વાટાઘાટ કરતા હો, કે ગોદરેજનો 'વેજીટેબલ સોપ નંબર વન' ઠીક લાગવાથી તેનું ફીણ 'જસમરાં ચાસમાટી' જોતા હો: એ જે હો તે હો—મારે તેની સાથે નિસ્બત નથી. મારે તો માત્ર તમારી સમક્ષ ચોટલી કે ચોટલો રાખવાથી થતા નફા-તોટાનું સરવાયું રજુ કરવાનું છે; કારણ કે ભલમનસાઇના અવતારરૂપ મારૂં પોટલું ચામડાની કોથળીમાં બંધાઇને જ્યારથી અધર્મથી પીડાતી ત્રણ પગે ખોડી અને એક પગે હાલતી ચાલતી પૃથ્વી ઉપર ધબ દેતું કે પડયું, ત્યારથી જ 'અહીં તહીં અને સઘળે' દાનાઇનાં મોતી વેર્યાં જવાનો મેં નિશ્ચય કર્યો હતો; કારણ કે ભગવાન શ્રીકૃષ્ણે શ્રીમુખે શ્રીમદ્ ભગવદ્ગીતામાં ચોકખું કહ્યું છે, કે **डु गुडम् थ्रो इट ओन ध रोडम् च ।** આ જ

સૂત્રનો તરજુમો તમને ' ફુરસદ ' હશે તો બાઇબલમાં પણ જોઇ શકશો, કે ' Do good and throw it on the road.' સમજ્યા ? નહિ જાણતા હો તો જાણજો, કે મસૂરની દાળની ખીચડી આમ જ થાય !

એકદા મુંબઇ જેવા ઘીચ જંગલને વિષે મંદમંદ વહેતી સરસ્વતી નદીના તીરે બ્રહ્માના પુત્ર નારદજી હાથને વિષે તંબુરાને ધારણ કરી ભગવદ્‌ભજન કરતેકરતે અસંપ્રજ્ઞાત સમાધિની દશાને પામતા હવા. હૃદયને વિષે પ્રકટેલી જ્યોતિ શુષુમ્ના માર્ગે અનેક ચક્રો કૂદાવતી કૂદાવતી બ્રહ્મરંધ્રમાં પહોંચી. જ્યોતિની શિખા કહેતાં ચોટલીને આગળ વધવાનો માર્ગ નહિ રહ્યો; એટલે માથાનાં અનેક છિદ્રો વાટે શનૈઃ શનૈઃ બહાર નીકળી. જોતજોતામાં તે એટલી તો વધી ગઈ, કે જેવી બાબુલનાથની ટેકરી ! ઇંદ્રાદિ દેવતાઓ આ ભયંકર આગથી બહુ અકળાયા. પાણી છાંટવાનો બંબો આવી પહોંચે તે પહેલાં, પોતે જ હાથમાં બાલદી લઇ આકાશમાંથી પાણી ભરી આગ બુઝાવવા લાગ્યા. મહા મહેનતે આગ કાબુમાં આવતાં જ્યોતિ ધીમે ધીમે શમી ગઇ, એટલે નારદજીની સમાધિ પણ છૂટી. નારદજીને બનેલી ઘટનાની જાણ થઇ, ત્યારે મંદમંદ હસી તેમણે તે અદ્દ્ભૂત ઘટનાના સ્મારકના સ્થૂલ ચિહ્નરૂપે ચોટલી રાખવાનો નિશ્ચય કીધો. ત્યારથી વૈષ્ણવો ચોટલા રાખે છે. માનવકુળના માથાના કેશની શ્યામતા, એ ભયંકર આગને જ આભારી છે. કાળા માથાનો માનવી કહેવાવો આ સમયથી જ શરૂ થયો. અનુમાન પ્રમાણની પ્રથમ સિદ્ધિ

**यत्र यत्र उभी चोटलो व तंबुरा, तत्रतत्र नारदस्य उतारा**

ના દૃષ્ટાંતથી જ ઘણુંખરૂં થયલી. કેમ, સમજ્યા કે બધું જ મારી પાસે કહેવડાવશો ?

નારદજીને આ પૃથ્વી માટે બહુ ચિંતા છે. જ્યાં ત્યાં કોઠીંબડાં અથડાવવામાં એમનું નામ કહેતીરૂપ છે. તમે એટલું તો જાણતા જ હશો, કે ચીબા નાકના ચીના લોકોનો ચીન દેશ આ પૃથ્વીના પટ

ઉપર જ આવેલો છે. એક સમયને વિષે નારદજી ફરતા ફરતા આ ચીન દેશમાં ગયા. લોકોનાં નાક ચીબાં અને માથાં અખરોટ જેવાં બીલકુલ સફાચટ જોઇ, તેઓશ્રી મનમાં બહુ ખિન્ન થયા. એક ભક્ત ચીનાને આનું કારણ પૂછ્યું, એટલે તે ચીનાએ પોતાની ભાષામાં કહ્યું, કે 'પુ છી ચીં,...' પણ જવાદો ને. તમે પોતે તો એ ભાષા સમજતા નથી, પછી ખાલી એમ હું ચીનાઇ ભાષામાં ભસ્યા કરૂં, તેના કરતાં એનો ગુજરાતીમાં ભાવાર્થ જ કહી દઉં તો કેમ? તેણે એવું કહ્યું, કે શસ્ત્રાસ્ત્રના અભાવે તે લોકો આપસઆપસમાં નાક અને માથા વતી જ લડાઇઓ લડી લેતા; તેથી તેઓનાં નાક ચીબાં અને માથાં બોડાં થઇ ગયાં. આ સાંભળી નારદજીએ તે લોકોને કેશવર્ધક એરંડીઆનો ઉપયોગ સૂચવ્યો, ત્યારથી ચીના લોકોની ચોટલી લાંબી વધવા લાગી. નાકનો 'કેસ' બીલકુલ 'હોપલેસ' હોવાથી, તે એવાં ને એવાં જ આજદિન સુધી રહી ગયાં છે. કહે છે, કે દીનવત્સલ નારદજીની સૂચના મુજબ એક વખત આ ચીનાઓએ દોરડાની માફક ચોટલીને ગૂંથીને, એ દોરડેદોરડે દુશ્મનના લશ્કરના માણસોને એવા તો ઝૂડેલા, કે ત્યારપછી તે લોકો ચીનાઓનું નામ દેવાનું ભૂલી ગએલા. આ કારણથી ચીના લોકોને ચોટલી બહુ પ્રિય છે. કેટલાક લોકો કહે છે, કે ચીના લોકો ઉંદરોને જીવતા ને જીવતા ઝાપટી જાય છે, તેથી તેના શાપને લીધે તેની પૂંછડી માથાપર ફૂટી નીકળે છે; પણ એ વાત બહુ વજન આપવા જેવી નથી!

એવી રીતે આપણે ચોટલીની ઉત્પત્તિ તથા તેની ચીન દેશમાં તેમજ હિન્દુ વૈષ્ણવોમાં થએલી સ્થિતિ જોઇ ગયા. હવે એનો પ્રલયકાળ તપાસ્યા પછી તેના ફાયદા અને ગેરફાયદા ઉપર 'લીફ્ટ'માં બેસી ઉતરી પડીશું.

ચોટલીનો પ્રલયકાળ ઘણુંખરૂ મુસલમાની રાજ્યથી શરૂ થયો; તે આજદિન સુધી હજી ચાલુ જ છે. મહાન મોગલ શહેનશાહ અકબરના સમયમાં, તેમજ ત્યારપછી કેટલાક સંપ્રદાયી તેમજ અન્ય

મહાપુરૂષોના પ્રયાસથી એ પ્રલય કંઇક થંભી જાય છે. કહે છે કે એક સમયે એક મુસલમાન સુફી સનમની ગઝલ ગાતો બેઠો હતો, ત્યાંથી તરતનો સ્નાન કરેલો એક બ્રાહ્મણ, ગુંચવાયલી ચોટલી બે હાથે ઝાટકતો પસાર થતો હતો. કર્મસંયોગે ચોટલીની ગૂંચમાં ભરાઇ રહેલા પાણીના છાંટા અજાણતાં પેલા મુસલમાન સુફીપર પડયા. મિયાં તો ગુસ્સે થઇ ગયા અને બોલ્યાઃ 'કયું બે બમ્મન ! દેખતે નહિ હો ?' આ સાંભળી હિન્દુ છોભીલો પડી ગયો. થએલી ભૂલની ક્ષમા ચાહવા જાય છે, ત્યાં તો મિયાંએ રસ્તાપરથી ધૂળની ચપટી લઇ, કંઇક મંત્ર ભણી પેલા બ્રાહ્મણ તરફ ફેંકી, એટલે ચોટલી ઉખડી ભોંયપર પડી. બ્રાહ્મણને પણ ક્રોધ ચડયો અને પ્રતિશાપ આપ્યો, એટલે મિયાંસાહેબની દાઢી ઉખડી ગઈ. ક્રોધના આવેશમાં આપેલા શાપ અને પ્રતિશાપનું પરિણામ જોઇ, ઉભયને મહા ખેદ થયો ; તેથી તેઓ પોતાની અપૂર્ણતા ટાળવા પશ્ચાતાપ કરતા ત્યાંથી તપ કરવા જંગલમાં ચાલ્યા ગયા. અહો ! ક્રોધનો પ્રભાવ તો જુઓ ! જ્ઞાનીને તે આમ ભુલાવે છે, ત્યારે અજ્ઞાનીની શી દશા ?

રસ્તામાં વેરણખેરણ પડેલી ચોટલી અને દાઢી જોઇ, તે વસ્તુઓ વેપારમાં ઉપયોગી થઇ પડશે, એમ ધારી એક અંગ્રેજ વેપારીએ બન્નેને ખીસામાં નાખી ચાલતી પકડી. મહાન પુરૂષોને હાથે ઉછરેલી ચોટલી અને દાઢી અનુક્રમે જમણા અને ડાબા ખીસામાં કેદ થતાં તેઓ બહુ અકળાઇ. બંધનમાંથી છૂટવા તેઓએ ઘણો પ્રયત્ન કીધો, પણ કાંઇ વળ્યું નહિ; એટલે તેઓ રોઇ, કકળી અને આખરે પ્રભુ તરફ વળી. ઉભયની તપશ્ચર્યા જોઇ પ્રભુ પ્રસન્ન થયા અને તેમની સંમુખ પ્રકટ થઇ બોલ્યા : 'હે ચોટલી ! હે દાઢી ! તમારી તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું. બોલો, હું તમારૂં શું ભલું કરૂં ? અરેરે ! મહા ખેદની વાત છે, કે તમને ધારણ કરનારા ફોકટ લ્હડી મર્યાં, તેથી તમે બંધનને પ્રાપ્ત થયાં. હશે, જે થયું તે થયું, તમે હવે ખેદને તજીને મારી પાસે વર માગો.'

ચોટલી બોલી : 'હે નાથ! આપ જો ખરેખરા પ્રસન્ન થયા હો તો અમને મોક્ષ આપો. અમે સાંભળ્યું છે, કે સ્વર્ગાદિ લોક પણ ચીરસ્થાયી નથી; ત્યારે એવા ક્ષણિક સુખની અમે શા સારૂ અપેક્ષા રાખીએ? ત્યાં સારાં સારાં આસનો હશે, મધુરાં ભાષણો હશે, સુંદર વસ્ત્રાભૂષણ સજેલા ઇંદ્રાદિ દેવતાઓ હશે; પણ આખરે જ્યારે 'ક્ષીણે પુણ્યે' મર્ત્યલોકમાં પાછા આવવાનું જ છે, ત્યારે એવા અલ્પ સુખને માટે ઉગ્ર તપશ્ચર્યાનું શું પ્રયોજન? હે નાથ! અમે તો મોક્ષનાં જ ઇચ્છુક છીએ.'

શ્રી ભગવાન બોલ્યા : 'ભલે તેમ થાઓ, પણ તે પહેલાં તમારે અનેક વાર જન્મ ધારણ કરવા પડશે. શેઠના પાપનું ફળ ઘણુંખરૂં નોકરોને પણ ભોગવવું પડે છે, તેમ તમારે પણ તમારા ધારણ કરનારાઓનાં પાપનું ફળ ભોગવવું પડશે; તોપણ હે ચોટલી! હે દાઢી! તમે વ્યથાને પ્રાપ્ત થશો મા. તમે હળીમળીને રહેશો તો તમારો સંપ લોકોમાં દૃષ્ટાંતરૂપ થઈ પડશે. તેમાં હે ચોટલી, તું દુનિયાનો મહાનમાં મહાન પુરૂષ થઇ અવતરીશ અને હે દાઢી, તું પણ સારી નામના પ્રાપ્ત કરીશ. જાઓ, તમારૂં કલ્યાણ થાઓ!'

આટલું બોલી ભગવાન ત્યાંથી અંતર્ધાન થઇ ગયા અને ચોટલી તથા દાઢી પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યાં.

અરે ઓ ભાઇસાહેબો! તમે સમજ્યા કે? આ ચોટલીનો અવતાર તે આપણા પોરબંદરના વૈષ્ણવ મહાત્મા ગાંધીજી અને પેલી દાઢી તે આપણા મૌલાના શૌકતઅલી!

હવે રહ્યો નફા-તોટાનો મેથમ્બો; તે પણ ચાખો! વૈકુંઠવાસી ફુવાજીનું શ્રાદ્ધ સરાવતાં શાસ્ત્રીજી ભોટવાશંકરે શ્રીગણેશમાં જ તડાકો કીધો : "**शिखाबंधनम्**—ચોટલીને ગાંઠ બાંધો, રાજા!" પણ 'રાજા'એ તો સાત પૂંછડીઆ ઉંદરવાળી વાત પ્રમાણે, થોડે થોડે કરતે આખી ચોટલીનું મૂળિયું અંગ્રેજી 'ફર્સ્ટ સ્ટાન્ડર્ડ'માં જ ઉખેડી નાખેલું; એટલે ચોટલીને ગાંઠ બાંધવા માથા તરફ ભૂલથી વળેલો

હાથ પાછો ફર્યો. ચોટલી બાંધી કે નહિ, તે જોવાની શાસ્ત્રીજીને ફુરસદ નહિ હોવાથી, તેઓશ્રી આગળ વધ્યા: **'कर्णे उदकं स्पर्शः**—કાને પાણી અડકાડો, રાજા !" અલબત્ત, 'રાજા'ને કાન તો હતો જ, એટલે તેને પાણીનો સ્પર્શ કરાવ્યો. ચોટલીને ગાંઠ બાંધ્યા વગર આપેલું તર્પણ પિતૃને પહોંચે કે નહિ, એમ પૂછતાં તેમણે કહ્યું: "હી—હી હી રાજા! જે છે તે જ્યારથી આ પાશ્ચિમાત્ય સુધારાનું લફરૂં, જે છે તે હિન્દુસ્તાનને વળગ્યું છે, ત્યારથી જે છે તે ' દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે, અંગ્રેજના રાજમાં ઢેડ મારે ધક્કે'વાળી વાત, જે છે તે થઇ રહી છે. આપણા ડાહ્યા શાસ્ત્રકારોએ કળિયુગમાં, જે છે તે અનેક પ્રકારના અધર્મ ફેલાશે, એમ સમજી જ્યાં જ્યાં નદી આવે ત્યાં ત્યાં, જે છે તે ઓવારા કરી જ રાખ્યા છે. ચોટલી ન હોય તો તેને બદલે, જે છે તે ચોટલીને ગાંઠ બાંધવાનો ' સંકલ્પ ' કરી પાણી મૂકયું, કે ચાલ ભાઇ પોઇસ! **अध्घया कृतमेति श्राध्ध :** જે છે તે '—

'હું સમજ્યો, મહારાજ ! ' શાસ્ત્રીજીના ' જે છે તે 'ને ટુંકાવવાના હેતુથી મેં કહ્યું, પણ ખરૂં પૂછો તો હું સમજ્યો નહિ હતો. ચોટલી હોય તો આવી ધાર્મિક ક્રિયાના પ્રસંગે આવો ગુંચવાડો નહિ ઉભો થાય, એ ધાર્મિક દૃષ્ટિએ ચોટલી રાખવાનો એક મોટામાં મોટો ફાયદો !

આર્થિક દૃષ્ટિએ જોઇશું, તોપણ ઘણા ફાયદા છે. ગરીબ ઘેટાના વાળ કાપી આપણે તેનો ઉપયોગ ઉનનાં કપડાં બનાવવામાં કરીએ છીએ. રેશમના કીડાના 'વાળ'નો ઉપયોગ આપણે રેશમી વસ્ત્રો બનાવવામાં કરીએ છીએ; ત્યારે શા માટે માણસના વાળનો ઉપયોગ નહિ થઇ શકે! રૂને તો પીલવું પડે છે, પીંજવું પડે છે અને તેનો તાર બનાવવા કાંતવુય પડે છે, ત્યારે માણસની ચોટલીના તાર તો કુદરતી રીતે જ તૈયાર થઇ રહેલા હોય છે. મઝેના ચીનાઇ

ની જેવી લાંબી ચોટલી માથા ઉપર ઉગાડી હોય તો કમમાં

કમ ગરમીની સીઝનમાં એક ફાલ તો આવે જ ! ખરચ પણ ઝાઝો નહિ. ચોફ્ખા એરંડાઆનું ખાતર પૂર્યું, કે મોસમમાં ખેતર ચીકાર! શુદ્ધ સ્વદેશી ખાદી કરતાં આ 'હેર કલોથ' સસ્તું, સારૂં ને ટકાઉ થઇ શકે, એમ મારૂં માનવું છે. રંગો પણ 'ફાસ્ટ ટુ બ્લીચ' કુદરતી રીતે જ મળી રહે. એકદમ 'જેટ બ્લેક' કાળો રંગ આસામના મુગા સીલ્ક જેવો 'ગોલ્ડન બ્રાઇટ' ચળકતો સોનેરી રંગ અને બાફેલા ચીનાઇ રેશમ જેવી રૂપેરી સફેદાઇ કુદરતી રીતે જ આ 'હેર કલોથ'માં આવી શકે, એ સમજાવવાની જરૂર નથી. ખુંપરા જેવા વાળના મઝેના જાળાં ઝુડવાના ઝૂતારા કે ચોકડી ધોવાના બ્રશ પણ બની શકે! એકસો વીસ નંબરના રાચ ફણીમાં એકસો વીસ નંબરના વાળના સીંગલ તારનો તાણો પૂરી, વાણામાં આ ખુંપરા કલાસ વાળ વાપર્યા હોય તો 'ચાયના કાર્ડ'ને પણ ટક્કર મારે એવું કપડું તૈયાર થઇ શકે! પણ જવા દો: એમ બધો હુન્નર હું શીખવી દઇશ તો વણકર લોકો બિચારા રખડતા થઇ જશે. આ તો મેં માત્ર રસ્તો જ સૂચવ્યો છે; બાકી કોઇ સાહસિક બીરાદર આ ઉદ્યોગ તરફ ધ્યાન દોડાવશે તો તેને ચોટલીના બીજા ઘણા ઉપયોગ માલમ પડશે.

કહે છે કે રૂસો–જાપાન વૉરમાં જાપાનીઝ લોકો પાસે દોરડાં ખુટયાં, એટલે જપાનની વીરાંગનાઓએ દોરડાં બનાવવા માટે પોતાના ચોટલા કાપી આપ્યા હતા. આપણે પણ સ્વરાજ્ય માટે આવી લડાઇઓ લડવી પડશે; તેમાં પણ કદાચ દોરડાં ખુટશે, ત્યારે તે વખતે શું આપણે એરંડીઆના જુલાબ લીધા જેવે ડાચે જોયા કરીશું ? ના, ના; ઉઠો–બેઠા હો તો; જાગૃત થાઓ–ઉંઘતા હો તો અને બહુ મોડું ન થાય, તે પહેલાં ચોટલી ઉગાડવા મંડી જાઓ. હિંદુ સ્ત્રી મરણ કબૂલ કરશે, પણ પોતાના સૌભાગ્યના ચિહ્નરૂપ ચોટલો કાપી આપવાની વાત તેને મન એક ખરાબમાં ખરાબ અપશુકન સમાન છે. હિંદુ મરદો જ જો આ પ્રશ્ન ઉપાડી લે, તો સ્વરાજ્યમાં દોરડાં

ખુટી પડતાં, હતાશ તો થવું ન પડે ? હું તો વાણીઓ છું, એટલે પહેલેથી જ ચેતવી મૂકું છું, કહેવત છે, કે 'અગ્ગમ બુદ્ધિ વાણીઓ !' પછી તો ભાઇ તમે જાણો.

મારા મિત્ર શેંડીઆરાવ અખરોટકરને મેટ્રીકકલાસમાં ચોટલી ઠીક કામ આવેલી ! 'ગમ્ ગચ્છ ટુ ગો 'થી માંડીને ' ઉવિલિયમ ધ કોન્કરર ' સુધીનો બધો અભ્યાસ ચોટલીના પ્રતાપે એ કરી શકેલા ! સવાર સાંજ છોકરા ભણાવે, બપોરે નિશાળે જાય અને રાત પડે **या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी**ની પેઠે રાજેશ્રી શેંડીઆરાવ મ્યુનિસિપાલ ફાનસના ખોદ્દાબખસ અજવાળે શાળાના પાઠો તૈયાર કરે ! એક દિવસ મેં એને પૂછ્યું: ' અલ્યા, વાંચતાં કોપરાં તો જોખાતાં નથી ને ?' ત્યારે એ કહે; ' કોપરા શાના જોખે છ ! હુક સાથે ચોટલી એવા જોરથી ખેંચે છ, કે એકદમ જાગી જાએ છ ને પાછા લેસણ ગોખવા મંડી પડે છ !'

આગગાડીમાં રાત વખતે જોખમ સાથે મુસાફરી કરવી બહુ જોખમકારક છે–ગમે તેવા સાવધ માણસને પણ રાતના એકાદ ઝોકું આવી જાય એ સ્વાભાવિક છે. આવે વખતે ચોટલી હોય તો ટ્રંક કે પોટલાને ચોટલી બાંધી નિરાંતે લાંબે ટાંટીએ ઘસઘસાટ ઉંઘી શકાય છે !

કોઇ કોઇ વખત લાંબી ચોટલી હેલકરીની હેલ પણ બચાવી શકે છે. દેમાર વરસાદ વખતે આપણા એક હાથમાં છોકરૂં અને બીજા હાથમાં છત્રી હોય; એટલામાં મુરબ્બાની કેરી વેચનારો આપણી નજરે ચડયો. અલબત્ત આપણે તે લેવી **છે**, પણ હેલકરીની હેલ ખરચવાનો આપણો વિચાર જરા કાચો છે. અધમણનું પોટલું ચોટલીએ બાંધી, બસ ચાલ્યા કે કામ 'સફલ !' આવે વખતે ચોટલી સોનાના મુલ્યની થઇ પડે છે–વિચારમાં ના પડી જતા. મરહુમ તારાબાઇ સેન્ડો તો પાંચ મણનો પત્થર ચોટલે બાંધી ઉંચકી શકતી હતી.

ત્યારે એ અબળાથીએ આપણે મૂછાળા મરદો ગયા ! જુઓ ભાઇ, ફાવે તો અજમાવજો, બાકી મારો કાંઇ બહુ આગ્રહ નથી.

સામાજિક દૃષ્ટિએ જોઇશું, તોપણ ચોટલી રાખવાના ઘણા ફાયદા છે. કીકાની બા કે કીકાભાઇ પોતે જરા ધમમસેલા હોય તો એવે વખતે આ ચીનાઇ ચાબુક ઠીક કામ લાગશે. હા: એટલું ખરૂં, કે એનો ઉપયોગ જો વારેવારે થયો તો મહેતાજીની સોટીની માફક ચોટલી પણ રાત વખતે કદાચ અલોપ થઇ જાય ! એ સસરીના 'તોફાની બારકસો'નો કાંઇ જ ભરૂંસો નહિ !

ચોટલીના ફાયદા તે કેટલા ગણાવું ? ડોકટરને હાથે કેટલાં મૂડદાં મસાણે પહોંચ્યાં, તે કદાચ ગણી શકાશે; વકીલને હાથે કેટલા બોકડા રહેંસાઇ ગયા, તેનીય ગણત્રી થઇ શકશે; પણ આ ચોટલી રાખવાના ફાયદા તો 'ગણ્યા ગણાય નહિ ને વીણ્યા વીણાય નહિ' એટલા બધા છે.

અલબત્ત, ચોટલી રાખવાના ગેરફાયદા ય છે, પણ તે એટલા જુજ છે, કે ફાયદાના અજવાળામાં ગેરફાયદાનું અંધારૂં ઢંકાઇ જાય છે; છતાં તે પણ સાંભળો:—

નબળા શરીરપર લાંબી ચોટલી બહુ ધાસ્તીભરેલી છે. ધમડાછાની કેરી જેવું કોઈ બઇરૂં આવા કોઇ ગૃહસ્થને મળી ગયું તો કમબખ્તી સમજવી. પૂંછડેથી પકડેલા ઉંદરની માફક ચોટલાએથી પકડી, તે સજાતની દીકરી પોતાના શિકારને ચક્કર ચક્કર ફેરવી બારીએથી નીચે ગબડાવી શકે છે. ચોર લોકો પણ આવા બાપડાઓની ચોટલી ખીંટીએ ભરવી ખિસ્સાં પાકીટ હલકાં કરી શકે છે. ચોર્યાસીની જમણવારમાં કે ન્યાતના સાજના વખતે ઠોકાબાજીની રમતપર ઉતરી પડતાં, જો દુશ્મનને હાથ ચોટલી ચડી ગઇ તો સમજવું કે થઇ ચૂક્યું ! ભૂત—પીશાચની ચોટલી કાપી લીધી હોય તો તે વશ થાય છે, એમ તંત્રશાસ્ત્રનો સિદ્ધાંત છે. હા; એટલું ખરૂં, કે એ પ્રયોગ અજમાવતાં પહેલાં કોઇ હોશીઆર વકીલ પાસે વસીઅતનામું

કરાવી લેવાની અગમચેતી રાખી હોય તો પછી બધા જખ મારે છે! જો ચોટલી દરરોજ બરાબર હોળવામાં ન આવે તો જૂ-લીખ વગેરે જાનવરો આપણે હિમાબે ને જોખમે ચોટલીમાં ધામો નાખે છે, પણ આપણા ભાગ્યમાં એ કયાંથી કે વગર ખરચે આવી પાંજરાપોળ આપણે માથે વસાવી શકીએ? ખરેખર કોઇ કોઇ ગેરફાયદામાં આવાં આવાં ધર્માદા કામ પણ, કાષ્ટમાં અગ્નિની જેમ છૂપાયલાં છે!

એણી રીત્યા યથાશક્તિ યથામતિ ચોટલીના નફાતોટાનું સરવાયું વાંચનાર વ્હાલા સમક્ષ રજુ કીધું છે. કાંઇ ફાયદો માલમ પડે તો ચોટલી ઉગાડજો, નહીં તો **इति शुभम् ।**

**इति शिखा पुराणस्य व्याख्यानमेतच्छृणु ।**
**नफा खोटस्य सरवाया, रजुकीधा मूहुर्मूहु: ॥**

ઇતિશ્રી ચોટલીપુરાણે શિખા-વિકાસ ખંડે સર્વ અધ્યાયો

**'તમામ શુદ્ધ'**



# જાપાનનો મિકાડો

ઇતિહાસજૂના દિલ્હીના આલમમશહૂર તખ્તપર શહેનશાહ તરીકે આ તમારો ખાકસાર નાચીઝ બંદો બીરાજતો હતો, તે યુગની આ કથા છે—બલ્કે તે ઝમાનાનો આ કિસ્સો છે, એમ કહેવું જોઇએ. મારી બેગમોનાં નામો તરીકે મેં નૂરજહાન અને મુમતાઝમહાલનાં નામો 'તફડમ્' કીધાં હોત; મગર તવારીખમાં આ બે હુરીઓ એટલી તો મશહૂર છે, કે તેમ કરવા જતાં કોઇ અલ્લાનો વલી ગળચીમાંથી પકડી મારો આ ટોલ્લો ખુલ્લો કરી, ફીદવીની લાખ ટકાની ઇજ્જત મિટ્ટીમાં મીલાવી દે, એ બીકે મગજને ભારે તકલીફ આપી મારી માનીતી બે બેગમોનાં ખરાં નામો હું યાદ લાવી શકયો છું. શુક્ર ખુદાના ! નહિ તો બેગમોનાં નામો વગર આ કિસ્સો બહુ લુખ્ખી રીતે તમામ શુદ કરવો પડતે. સબ્જપરી જેવી મારી બેગમે-પાયતખ્તનું નામ નૂરમહાલ હતું, જ્યારે બીજી છોટી બેગમનું નામ હતું મહમ્મદીમહાલ ! મારો મુખ્ય ધામો વડી બેગમને ત્યાં હતો : તેથી મારી એ બેગમ પાયતખ્ત જ કહેવાય, એનો ખિયાલ વાંચનારને સહજ આવી શકશે. સોબાની મંઝીલ, અખબારે સોદાગર, વગયરા બીજી અનેક બેગમોનાં નામો યાદદાસ્તમાંથી વાયબ થઇ જવાથી હું બતાવી શકયો નથી, તે માટે અફસોસની એક છોટીસી ઉફ !

આજે સારૂંય દિલ્હી નાચતાનમાં ગુલતાન હતું; કારણ આજે આ બંદે ખુદાનો જન્મદિવસ હતો. દિલ્હીદરબારના દીવાનેખાસમ દિલ્હીની મશહૂર તવાયફોનો મુઝરો ચાલી રહ્યો હતો. ખુબસુરત સાકી શરાબે અંગૂરથી મીજબાનોનાં ખાલી જામો ભર્યે જતો હતો. ઓં

તર્ફ અગરબત્તીએ મ્હૈસુરની ખુશબુથી મગજ તર બ તર થઇ રહ્યું હતું; બીજી તરફ શરાબે અંગૂરની મસ્તીથી તમામ બદન તાઝા બ તાઝા થઇ રહ્યું હતું. ગુલેગુલ્લનાર સગીબડી તવાયફોના મિઠ્ઠા શરોદોથી મહફીલ ગાજી રહી હતી. વચ્ચેવચ્ચે પાનપટ્ટીની લહઝત તેમજ ખુશબુદાર ગુડાકુ અને ગુલાબજળથી ભરેલો હુક્કો ગુડ ગુડ ગુડ ચાલી રહ્યાં હતાં. આમ ગાનતાન ને મોજમઝામાં રાત્રિના ચારેક કલાક ક્યાં ઉડી ગયા, તેની પણ ખબર રહી નહિ; આખરે ચશ્મોમાં 'બહેરામશાહ' ઘેરાવાથી શહેનશાહે-દિલ્હી ઉર્ફે હું પોતે દરબાર બરખાસ્ત કરી ઉઠ્યો અને ઘેરિયાં લેતે ટાંટીએ બેગમસાહિબા મહમ્મદીમહાલના જનાનખાનામાં પહોંચ્યો. જવું હતું તો બેગમે પાયતખ્તના પાયખાને-નહિ જનાનખાને, પણ કમબખ્ત છડીદારની ગફલતીથી પહોંચ્યો છોટી બેગમને દીવાનખાને !

'ત્હારૂં ખાનું ખરાબ થાય ત્હારૂં! હ્યાં હમને કયાં લાવીને ઝીકયા ! કમબખ્તને કાંઇ વધારે ઠાંસેલું લાગે છે. ઇડિયટ!' ઉંચી તોખમના અંગ્રેજી ગૌહરથી મેં છડીદારને નવાજ્યો.

'ગરીબ પરવર-હીક-ગઇ કાલે હુઝુર હારીસમાંથી તો-હીક છોટી બેગમસાહિબા માટે આડર નીકળ્યો હતો-હીક !' છડીદારે શરાબની તોરમાં બચાવ કીધો. 'હુઝુર હારીસ' તે હું પોતે! હવે મેં એ 'આર્ડર' આપેલો કે નહિ, તે વાતની યાદ તો જામે શરાબમાં ડૂબી ગયલી હોવાથી, મારા શહેનશાહી મગજપર તે પાછી તારવી શક્યો નહિ, તેમ આટલી મોડી રાતે એ બાબત યાદ કરવાની તકલીફ લેવાનો ખિયાલ પણ નહિ હતો; એટલે એ વાત મેં અહીંથી જ પડતી મુકી; બાકી એટલું તો ચોક્કસ હતું, કે આ કમબખ્ત હજુરીઆઓ કોઇકોઇવાર સપડાઇ જવાનો મોકો આવે, ત્યારે મારી કમ-યાદદાસ્તનો લાભ લઇ હજુર આર્ડરનો હવાલો આપવામાં પાવરધા હતા.

"ઓહો આઇયે, આઇયે! આજ તો કાંઇ ખુદાવિદે આ મુજ

નાચીઝ બાંદીની ઝુંપડીમાં તશરીફ ફરમાવીને ! મારાં ચશ્મોનાં નૂર જેવા ખાવિંદ હુઝુર! આ રંક દાસી આપને આજે સાલમુબારક ચાહે છે.” છોટી બેગમે બહુ અદાથી મને આવકાર આપ્યો.

“અહસાનમંદ છું, બેગમસાહિબા, તમારા આ સાલમુબારક વાસ્તે! ખ્વાહિશમંદ છું; હવે પલંગપર લેટી જવા આહીસ્તે !” આંખોમાં ખૂબ નિંદ ભરાવાથી મેં તો પહેલેથી જ પથારીની વાત છેડી: નહિ તો જાણો છો? બેગમસાહિબાએ તો મારી વર્ષગાંઠની ખુશાલીમાં ફેંકી દેતાં લાખેક અશરફીઓને ત્રેર વાત પહોંચાડી હોત !

“બસ નિંદ, નિંદ ને નિંદ! જનાબેઆલીને આ બાંદીની ઝુંપડીમાં કદમ ફેરવતાં ચશ્મનો એક પલકારો તો થયો નથી, એટલામાં તો નિંદની વાત! અજી વાહવા જી વાહ! આજના બખ્તાવર દિવસે એમ નહિ ચાલે ! ખાવિંદ પ્યારે ! ઉઠીએ ને આ કુરસીપર બીરાજીએ !’ છોટી બેગમે કહ્યું.

શું બીરાજું મારી મ્હોકાણ ? આંખો તો બીડાએલી ઉઘડે નહિ, ત્યાં કુરસીપર બીરાજવાની વાત શી ? જેમતેમ છોટી બેગમને સમજાવી-પટાવી, હું તો પલંગપર લેટી ગયો અને મોઢું ફલ્લુ રાખી શાહેનશાહી ઢબે ઘોરવા મંડયો. એકેક કલાક ભાગ્યે ઉંઘ્યો હઇશ, ત્યાં તો બેગમે મને ઢંઢોળી નાખ્યો.

“અરે ઉઠો ઉઠો, ખાવિંદ! નિંદમાંથી બેદાર થાઓ. કોઇ દૌરે દુશ્મન આપણા દિલ્હીપર લશ્કર લઇ ચઢી આવ્યો છે, તેનો પેગામ પહોંચાડવા આ કોઇ અસવાર મારતે ઘોડે આવી પહોંચ્યો છે.”

દુશ્મનનું નામ સાંભળીને મેં જેમતેમ આંખો ઉઘાડી. પલંગ-પરથી ઉઠીને બેઠા થવાની તકલીફમાં પડવાનો વિચાર નહિ હોવાથી, ઘોડેસ્વારને મેં ત્યાં જ બોલાવ્યો અને સૂતેસૂતે પૃછયું: ‘અરે કૌન છે એ મિઠ્ઠી નિંદમાં ખલલને પહોંચાડનારો ?’

‘જી, જનાબ! દુશ્મનની આમદપર નિગાહ રાખનાર આપણો એક જાસુસ દોડતો દોડતો મારી પાસે આવ્યો અને રડતો કકળતો મને કહેવા

લાગ્યો કે મીકાડો–કે કોણ જાણે બલા કે એ શું બબડયો–તેણે તેનો પગ પકડી તેને ખૂબ હેરાન કીધો અને લોહીલુહાણ કરી મૂકયો. આ ખબર સાંભળી કે તરત જ આઘુંપાછું જોયા વગર, પેલા જાસુસને ત્યાં ને ત્યાં રડતો મૂકી મારતે ઘોડે, આપણા એ નિમક-હલાલ જાસુસને પકડી પશેમાન કરનાર દુશ્મન સંબંધી પયગામ પહોંચાડવા, હજુરની તહેનાતમાં આપનો આ ગુલામ હાજર થઇ ગયો.'

'કૌન એ દૌરે દુશ્મન અર્ય ?' મેં પૂછ્યું.

'જી, જનાબ! મીકાડો કે મંકોડો કે એવું જ કંઇ નામ છે!' ઘોડેસ્વારે કહ્યું.

'મીકાડો ? પાદશાહે હિંદુસ્થાન કે ઇંગ્લિસ્થાન ?'

'જી ! પાદશાહે હિંદુસ્થાન તો આપ નામવર છો ! '

'અમે તે જાણીએ છીએ; અમને તે શીખવવાની સરકશી કરનાર તું કૌન એવો ? બેશઊર, નીકળ અહીંથી અને આપણા સર્વ સરદારોને દીવાનેખાસમાં ભેગા થવાનું કહી, બડી ફજરમાં દશ બજે ઇંગ્લિસ્થાનથી આવેલા મુસાફીર ઍાલફોન્ચા–ડી વાંસફોડાને અહીં હાઝર કરી દેજે. પેલા બદબખ્ત પાદશાહની વાત એ ફીરંગી મુસાફીરને શાયદ માલૂમ હોય ! જા, હુશિયાર ! '

'બહુત ખૂબ, નામદાર' ! વાંકા વળી. કુરનીશ બજાવી, ઘોડેસ્વાર વિદાય થઇ ગયો કે લાગલો જ હું પાછો ઘોરવા મંડયો: જો હું એમ તરત જ ઘોરવા નહિ માંડને તો આમ બેગમ મહમ્મદીમહાલ હતી–વાત પર ચઢી તો સારી રાત કયાં જાય. તેનો પત્તો લાગે એમ નહિ હતું.

'ઉઠો—ઉઠો નામવર ! આ ઘોડેસ્વાર પાછો કાંઇ પયગામ લઇને આવ્યો છે !' છોટી બેગમે વળી પાછો મને ઢંઢોળી નાખ્યો.

'તકલીફ, તકલીફ ! હજી સૂતાને બે ઘડી તો થઇ નથી, ત્યાં વળી પાછો ઘોડેસ્વાર! કૌન છે એ ગદ્ધો ?' હું મીંચેલી આંખે જ ચીલ્લાયો.

'જી, આપનો આ નાચીઝ બંદો અને ફીરંગી મુસાફર ઑલફ્રેન્ચા–ડી વાંસફોડો.'

'કેમ અમે તો એને બડી ફજરમાં દશ બજે કે કોણ જાણે એ જ અરસામાં બોલાવ્યો હતો ને?' મેં મીંચેલી આંખે જ હાંક્યે રાખ્યું.

'જી, જનાબ! દેવડી ઉપર હમણાં જ અગીઆરના ટકોરા ઠોકાયા,' ઘોડેસ્વારે કહ્યું.

'ઓહો! એમ કે?' હું આંખ ખોલી બોલ્યો અને જોયું તો આસમાનમાં આફતાબ ખુબ ચઢયો હતો: 'બોલાવ, બોલાવ તારા ઑલફ્રેન્ચાને! કમબખ્તને કહ્યું હતું કે બડી ફજરમાં દશ બજે આવજે, ત્યારે એ શયતાને ઇંગ્લિસ્થાન આવી ઉભો અગીઆર વાગે! દુનિયાભરની બદનશીબીએ આજે અમારે ત્યાં જ ધામો નાખવાનો ખિયાલ રાખ્યો છે કે શું!'

આમ હું વિચાર કરૂં છું, એટલામાં પેલો સ્વાર ઑલફ્રેન્ચાને લઇને આવ્યો. તાડછાની ટોપલી જેવી ટોપી માથેથી ઉતારી, જરા નીચા નમી સલામ જેવું કરી, પાછો પૂતળાની માફક તે ફીરંગી જમીનપર નીગાહ ઠેરવી ઉભો રહ્યો.

'જનાબનું મુબારક નામ ઑલફ્રેન્ચા! અયઁ?' હું નામ જાણતો હતો છતાં પૂછ્યું.

'યેસ! એકસેલૅન્ઝાં,' હસતા હસતાં નમીને ઑલફ્રેન્ચો બોલ્યો.

'જનાબ કહી શકશે, કે મીકાડો કે મકોડો કયાનો પાદશાહ?' મેં પૂછ્યું.

'મીકાડો? મીકાડો જાપાન પાદશાહ! જાપાન ખૂટ ખૂટ લેંબ્બા! જાપાન પીપલ ખૂટ ખૂટ છૂના!' આંખોના પલકારાથી અને હાથોના લહેંકાથી પેલા ફીરંગીએ પોતાનાથી બની શકે તેટલા ખુલાસાથી મને સમજાવવા માંડયું, પણ તેનું બોલવું હું કાંઇ સમજી શકયો નહિ, આખરે શાહનામા એ–ફીરંગીસ્થાનમાંથી મહા મહેનતે

એક એક શબ્દનો માયનો શોધી કહાડી, એના કહેવાનો ભાવાર્થ મેં બેસાડયો કે મીકાડો એ જાપાનનો શહેનશાહ છે. જાપાન બહુ દૂર છે. ત્યાંના લોકો બહુ ટુંકા છે ! '

મારે મન બુડથલ જેવા લાગતા આ ફીરંગી સાથે નાહક માથા-ફૂટ કરવાથી મગજને ભારે તકલીફ પડશે ધારી, એક 'નાલ્લું' સરખું 'ટેંકયુ' કરી, મેં એની તેમજ ઘોડેસ્વારની બલા પતાવી દીધી. આવા આવા ફીરંગી મુસાફીરોના સહવાસને લીધે થોડા થોડા ઇંગ્રેજી શબ્દો મારી તેમજ બીજા દરબારીઓની જીભમાં આવી જતા હતા, તેના ભેદનો પડદો હવે વાંચનાર સમક્ષ આમ ખોલી દેતાં મને ખુશાલી પયદા થાય છે.

ઇંગ્લસ્થાનના શહેનશાહ એલાયચાબેથે મારી સાથે દોસ્તી કરવાના ઇરાદાથી પોતાના એક ખાસ હજુરીઆ સાથે મને ચ્હાની ભેટ મોકલી હતી. તમારા આ જમાનામાં ચ્હા રેવરેવ થાય છે, પણ અમારા તે જમાનામાં ચ્હા મોંઘેરા દેવ જેવી ગણાતી. ગઇ રાતે તેમ આજે પડેલી ભારે તકલીફથી હું છેક જ નસોસ થઇ ગયો હતો, એટલે છોટી બેગમને ચ્હા તૈયાર કરવાનો હુકમ ફરમાવી પલંગપર ને પલંગપર જ દાતણપાણી તથા વઝુ કરી, બડી ફજરની નમાજ પઢી હું ચ્હા આવવાની રાહ જોતો બેઠો. ઘંટા દોઢ ઘંટામાં ગુડઝટ્રેનની ઝડપે છોટી બેગમ ચ્હા લઇને આવી પહોંચ્યાં અને જાણે ભારે તકલીફ પડી ગઇ હોય એવું ડાચું કરી, મીના કામની કારીગિરીવાળું ચાંદીનું પ્યાલું તેમજ તેવી જ કારીગિરીની રકાબી મારા હાથમાં મૂકી, સ્ટીમ છોડતા એન્જીનની માફક સીસકારો કરી, એણે છૂટકારાનો જાણે દમ ખેંચ્યો. કોણ જાણે તે ચ્હા હતી કે અફીણનો કાવો, તેની પણ મને સમજ નહિ પડી; છતાં આંખ મીંચીને હું તો તે ગટકાવી ગયો: કારણ, છોટી બેગમની એક આદત એ હતી, કે એની પોતાની કે એની કોઇ લોંડીની તૈયાર કરેલી કોઇપણ ચીજની જરા સરખીય ખામી બતાવી કે જોઇ લ્યો કમબખ્તી ! એટલે છોટી બેગમ,' કેમ ?

કૈસી બની.' એમ પૂછે તે પહેલાં જ એક નાનો સરખો ઓડકાર ખાઈ આપણે તો બોલી ઉઠયા: ' વાહ, શી અચ્છી બની ! '

' આદાબ, જનાબ ! આદાબ ! અચ્છી નહિ બને તો જાય કયાં ? સાલીને ઘંટાભર તો ઉકાળ ઉકાળ કરી છે !' છોટી બેગમ સુરતના નવાબની બેટી હતી, એટલે ' સાલી ' શબ્દ એના મુખમાંથી સહજ સરી પડયો.

' વારૂ, બેગમસાહિબા ! હવે હું દીવાનેખાસમાં જઈશ; કારણુ, દિલ્હીશહરપર દુશ્મનનો હલો આવતો અટકાવવા શાં પગલાં લેવાં, તે બાબત હજી તો વિચાર કરવાનો છે. ' મેં પલંગપરથી નીચે ઉતરતાં જણાવ્યું.

' જનાબને તો બસ કામ, કામ ને કામ ' હજી પૂરી એ ઘડી તો આરામ લીધો નથી, એટલામાં તો પાછું જવાનું નામ ! ' છોટી બેગમે કહ્યું.

" શું કરીએ ? રાજકાજનાં કામ એવાં જ હોય: ન મળે આરામનું નામ કે ન મળે સખ્ત મહેનતનું ઇનામ ! શહેનશાહનું તાજ ફૂલોથી નહિ. મગર શૂળોથી ભરેલું હોય છે: માટે લીજીએ હવે આલેકુમ સલામ ! " મેં રડતે જીગરે છોટી બેગમની રજા ચાહી.

' સલામ આલેકુમ ! ' બેગમે ઓવારણાં લેતાં કહ્યું.

છડીદારે છડી પુકારી : મહેલની નીચે ચાર ઘોડાની બગી ખડી ફજરથી ઉભી હતી, તેમાં બેસી હું ગયો દીવાનેખાસમાં.

છોટી બેગમના મહેલથી દીવાનેખાસવાળું મકાન મુંબઈમાં બોરીબંદરથી જનરલ પોસ્ટઑફીસ જેટલું દૂર હશે, એટલે ત્યાં પહોંચતાં બહુ વાર લાગી નહિ. હું દીવાનખાનામાં દાખલ થયો કે તરત જ, બેહોશ થતા સરદારો હોશમાં આવી ગયા અને બગાસાં ખાતા તેમજ આંખો ચોળતા, તેઓ પોતાના બે પગપર મારા માનમાં ખડા થઈ ગયા.

" અમારા બહાદૂર સરદારો ! અમે માનીએ છોએ કે તમને બહુ ખોટી થવું નહિ પડયું હોય ! "

" નહિ, નામવર ! જરાય નહિ. દિલ્હીપર હલ્લો લઇ આવનાર દુશ્મનની રાતના બે બજે ખબર મળી, કે તરત જ આપ નામદારની ફરમાયશ મુજબ અમે અહીં આવી પહોંચ્યા અને ત્યારથી જ, જનાબના અહીં આવવાની રાહ જોઇને અમે બેઠા છીએ ! " સરદારોમાંથી એકે કહ્યું.

" શાબાશ, સરદારો ! શાબાશ ! કહ્યું છે કે સબુરીનો નતીજો આપવાવાળો અલ્લાહ મહાન છે: તે મહાન અલ્લાહના પાક નામપર સર ઝુકાવી. આપણા કામની હવે શરૂઆત કરો. "

" આપ નામવરને ખબર પડી, કે એ દુશ્મન કૌન છે ?" વડા વઝીરે દાઢી પસવારતાં પૂછ્યું.

" બેશક, કોઇ દૂરદરાજ આવેલા જાપાન કે જાડપાન નામના દેશનો મકોડો કે મીકાડો નામનો તે પાદશાહ છે; તેણે અમારા નીમકહલાલ જાસુસના પગ પકડી લોહીલુહાણ કરી, તેને બહુ હયરાન કીધો : અમારા બહુ ખબરદાર સીપેહસાલારને એ વાતની ખબર મળતાં જ, મારતે ઘોડે તે અમારી પાસે આવ્યો અને આ વાત અમને જણાવી. અમારા પાક શહેરમાં મુસાફીર તરીકે આવેલા ફીરંગી ઍાલંફાન્ચા પાસેથી, પેલા બદબખ્ત મકોડાની હકીકત અમે મેળવી; તે પરથી અમને લાગે છે, કે જાડપાન કે જાપાન જેવા દૂર મૂલ્કથી આવનાર દુશ્મન કાંઇ કાચોપોચો નહિ હશે. જબરદસ્ત લાવલશ્કર ને સામાન સરંજામ સાથે તે આવતો હોવો જોઇએ ! કેમ, અમારૂં માનવું રાસ્ત છે ને ? "

" આફરીન, આફરીન ! " આખો દરબાર એકસામટી પુકારી ઉઠી.

" ત્યારે મારા બહાદૂર સરદારો ! તમે પણ તૈયાર થઇ જાઓ અને મૌતના મોંમાં નવાલો થવા ચાહનાર એ જાલીમ દુશ્મનને

બતાવી આપો, કે તેને કોઇ રેંજીપેંજી સાથે કામ નથી લેવાનું. તેને ખબર પડવા દો કે દિલ્હી હજી દૂર છે; એટલું જ નહિ, પણ દિલ્હીપર હલ્લો લાવવો અને સળગતી આગ સાથે રમત કરવી, એ બન્ને એકસરખાં છે! બહાદૂર સરદારો! આપણા તમામ લશ્કરને તૈયાર થવાનો હુકમ આપી દો; દારૂગોળો. કપડાંલત્તાં, વગેરે તમામ ચીજોનો બંદોબસ્ત કરી દો અને ચોગરદમથી શહેરનું સારી રીતે રક્ષણ કરવા, અમારા ખંડીઆ રાજાઓને પણ આજે ને આજે ખત લખી બોલાવી મંગાવો. ઉઠો, મારા બહાદૂર સરદારો! ઉઠો અને તમારી ચળકતી સમશેરો મ્યાન બહાર કરી દુશ્મનને દેખાડો કે અમે પણ તલવાર ખેંચી જાણીએ છીએ."

આટલું કહ્યું એટલામાં તો કંઇ સેંકડો સમશેરો મ્યાનમાંથી બહાર નીકળી પડી: મેં પોતે પણ સમશેર ખેંચવા કમ્મર તરફ હાથ વાળ્યો, પણ તે ત્યાં નહિ હતી!

'સરદારો! સમશેર મ્યાન કરો. અમે અમારી સમશેર અમારી છોટી બેગમને ત્યાં ભૂલી આવ્યા છીએ, ત્યાંથી તે આવે ત્યાં સુધી ધીરજ ધરો.'

"એક સિપાહી દોડતો દોડતો જઇ મારી તલવાર લઇ આવ્યો, ત્યાંસુધી આખો દરબાર આંખ મીંચી બેસી રહ્યો. મારી તલવાર આવી કે તરત જ બધા ઉભા થયા.

"ખેંચો, સરદારો! ખેંચો, અલ્લાહનું પાક નામ લઇને તમારી તલવારો મ્યાન બહાર કરો અને ... ... આસ્તે આસ્તે સૌ સૌને મુકામે કુચ કરી જાઓ અને જ્યારે અમે બોલાવીએ, ત્યારે પાછા આવજો; કારણ અમે પણ હજી નાસ્તો પાણી લીધા વગરના છીએ."

આસ્તે આસ્તે શાના? કપાળના? બધાય ભૂખ્યા ડાંસની માફક ઉઘાડી તલવારે હુડુડુડુ કરતા કે દોડયા અને ઘરભેગા થઇ ગયા! દિલ્હીપર દુશમન ચઢી આવ્યાની વાત ઘરઘર થવા લાગી. ઠેકઠેકાણે હથિયાર સમાં કરવાનાં તથા બનાવવાનાં કારખાનાં ખોલ-

વાની તૈયારીઓ થઇ રહી. અનાજ અને કપડાંલત્તા વગેરે જરૂરી ચીજોના ભાવો છાપરે જઇને બેઠા. દુશમન કોણ છે, કેવો છે, વગેરે વાતો ઉપર અનેક તરેહના ખ્યાલો બંધાવા લાગ્યા. રંગરાગ અને ખાનપાનમાં ગુલતાન રહેતા દિલ્હીમાં આજે ઠેરઠેર લઢાઇની જ વાતો થઇ રહી. બે દિવસમાં તો લાખો માણસોનું લશ્કર તૈયાર થઇ ગયું. આમ પાકે પાયે બધી તૈયારી કરી વડો વઝીર જયાફતખાન મારી પાસે આવ્યો અને દાઢી પસવારતો બોલ્યોઃ 'હજુર ! લશ્કર તૈયાર છે. બે દિવસના અરસામાં આટલી તૈયારી કરવામાં જર કે ઝહેમત કશાની કમીના રાખી નથી. હવે ફરમાવો એ હજુર ! કે લશ્કરે કયાં કુચ કરવી ?'

" આફરીન ! મારા નીમકહલાલ વઝીર ! આફરીન તારી અક્કલ હોંશિયારીપર ! અરે છે કોઇ હાજર ? "

" જી, આપનો આ નાચીઝ નાજર !"

" હાં, નાજર ! જાઓ ને પેલા દુશ્મનની ખબર લાવનાર અમારા હોશિયાર ઘોડેસ્વાર ઉલ્લુખાનને અહીં કરો હાજર ! "

નાજરને તો ખબર નહિ હતી કે ઘોડેસ્વાર કોણ હતો ! આખરે જ્યાં ત્યાંથી જેમ તેમ કરી ઘોડેસ્વારનો પત્તો મેળવી, તેણે તેને મારી સમક્ષ હાજર કરી દીધો.

'મારા નીમકહલાલ સિપાહી ! દુશ્મનથી પરેશાન પામેલો પેલો આપણો જાસુસ હાલ કયાં છે ?'

'જી, જનાબ ! ખાટલામાં !'

'અયઁ !'

'હજુરની પાસેથી ગયા પછી પાછો હું મારી ચોકી ઉપર આવ્યો અને જોઉં છું તો ત્યાં પેલો જાસુસ નહિ મળે. બહુ મહેનતે એના ઘરનો પત્તો મેળવી હું ત્યાં ગયો. ગરીબ બિચારો જાસુસ પાગલની માફક 'મકોડો, મકોડો' પુકારતો ખાટલામાં પડયો હતો.'

'ત્યારે તે શું અમારી હજુરમાં નહિ આવી શકે ?'

'ના, હજુર !'

'ત્યારે શું અમારે જ ત્યાં જવું પડશે ?'

'હજુરને તકલીફ લેવાની જરૂર નથી: હું જ એના ખાટલાને ચાર બેગારીને માથે ઉંચકાવી અહીં લઇ આવું છું!'

'આફ્રીન! અમારી તકલીફ બચાવવાનો આ તોડ ઠીક છે, પણ જોજે, એ કંગાલના ખાટલામાં માંકડ બાંકડ ન હોય; નહિ તો એ શયતાનજાદાઓને ગરીબના ખાટલા કરતાં શહેનશાહી દીવાનખાનાની હવા ઠીક માફક આવી જશે. ખાટલો જરા ખંખેરીને લાવજે.'

'બહોત ખુબ, જનાબ!'

આમ ઘડીએ ઘડીએ અમારા નીમકહલાલ દરબારીઓ અમારી તકલીફ બચાવી અમને આરામ આપતા હોવાથી, અમારૂં શરીર આટલુંય કામ કરી શકતું હતું; નહિ તો તે ક્યારનુંય ઘસાઇ પીસાઇ નકામું થઇ પડયું હોત! અર્ધા કલાકમાં તો ઘોડેસ્વાર પેલા જાસુસને ખાટલાને બદલે ઘોડાપર કુદાવતો કુદાવતો લઇ આવ્યો.

'આ અમારો નીમકહલાલ જાસુસ કે?' મેં સ્વારને પૂછ્યું.

'હા નામદાર.'

'આફ્રીન, બહાદૂર જાસુસ! આફ્રીન તારા કામપર અને આફ્રીન તારા નામપર! બોલ જલદી બોલ, આપણો દુશમન હાલ ક્યાં છે? પેલો મકોડો કે મીકાડો જે હોય તે!'

જાસુસ તો કાંઇ બોલ્યોય નહિ ને હાલ્યોય નહિ; પણ અજાયબીમાં ગરકાવ થયલા કોઇ ઉલ્લુની માફક, મારી સામે તે ટગર ટગર જોઈ રહ્યો.

'અરે બોલ, બોલ; એમ જોયા શું કરે છે? તને તો ભારે ઇનામ આપવાનું છે!'

'જી હજુર! શું કહ્યું?' હવે જાસુસની જીભ ખુલી.

'અરે ઇનામ, ઇનામ! સોનાનો ચાંદ અને એકાદ બે જાગીરી ગામ!' મેં લાલચ બતાવી.

'મને માફ કરો નામવર! પણ હજુરનું કહેવું આપનો આ ફીદવી સમજી શકતો નથી.'

'મ્હારા પ્યારા વઝીર !'

'હઝુર !' ઉંઘમાંથી ઝબકી ઉઠી વઝીર બોલ્યો.

'આ જાસુસને મારૂં કહેવું સમજાવો !'

'જી જનાબ —હાં, હઝુર ! અરે અય જાસુસ ! હઝુરનું કહેવું તું સમજ્યો કે નહિ ?' વઝીરે જાસુસને ખખડાવ્યો.

'નહિ જનાબ !'

'અરે વાહ ! બહુ અજાયબીની વાત છે ! અય ઉલ્લુખાન ! તું આને બરાબર સમજ પાડ.' વાત બધી ઉંઘમાં ગયલી, એટલે વઝીરને પણ 'ડફ્ફે ગયું ગાડું' હતું !

'જી, જનાબ ! મેં તો એને બહુયે સમજાવ્યો પણ એ કાંઇ સમજતો જ નથી !' ઉલ્લુખાને બારોબાર પતાવ્યું.

આખરે અમારો અમૂલ્ય વખત આમ બરબાદ થતો જોઇ અમે જ બોલ્યા :

'ઠીક, ત્યારે ! બહાદૂર જાસુસ ! અમે તને પૂછીએ છીએ, તેનો તું બરાબર જવાબ આપ; નહિ તો મૌત માટે તૈયાર થા !'

'જી, જનાબ ! હું બન્ને માટે તૈયાર છું.'

'બોલ ત્યારે, દુશ્મન મીકાડો કે મકોડા હાલ કયાં છે, તે તું બતાવી શકશે ?'

'જી હા, હઝુર !'

'આફ્રરીન, આફ્રરીન ! બતાવ, ઓ મારા નીમકહલાલ જાસુસ ! બતાવ અમારા તે દુશ્મનને કે અમે તેના તીલ તીલ જેવડા ટુકડા કરી નાખીએ.'

તે જાસુસે પોતાના ખીસ્સામાંથી એક દાબડી કહાડી, તેને તે ધીમેથી ખોલી અને તે અમારી નજર સામે ધરી બોલ્યો : 'જી, હઝુર ! આ રહ્યો તે શયતાનજાદો મકોડો. તીલ તીલ જેવડા ટુકડા થઇને આ પડયો !'

'અરે બદમાશ ! એ તો મંકાડો છે !'

'હજુર ! એનો તો આ બધો કાયડો છે! હું મારા ગરીબ ઝુંપડામાં ખાટલાપર બેઠો હતો, ત્યાં એ શયતાનજાદો પાસેના ઝાડના પાનપરથી નીચે ઉતરી આવ્યો અને મારા પગે વળગી એવો તો કરડયો, કે મારો તો જાણે જાન નીકળી ગયો. ખેંચાતાં ખેંચાતાં એના ટુકડા થઇ ગયા, મારા પગમાંથી લોહી પણ નીકળ્યું, તોય એણે મારા પગની ચૂડ મૂકી નહિ. હું દોડતો દોડતો આ અસરાફ઼ ઘોડેસ્વાર પાસે આવ્યો અને મારૂં દુઃખ એની આગળ રડવા લાગ્યો, એટલામાં તો એ પણ કોણ જાણે કયાં ઘોડે બેસી ગાયબ થઇ ગયો. હજુરને બીજું કાંઇ પૂછવું હોય તે પૂછો. મંકોડો આ દાબડીમાં હાઝર છે.'

બુઢ્ઢો વઝીર જયાફ઼તખાન, શહેનશાહે દિલ્હી ઉર્ફે હું પોતે અને અમારો હોશિયાર ઘોડેસ્વાર ઉલ્લુખાન : એમ ત્રણે જણાની સીકલ આ 'ખાલાસો' સાંભળી જોયા જેવી થઇ રહી ! પાંચેક મિનિટ આ 'ટાબ્લો' લંબાયો હશે ! આખરે આ વાતપર કોઇને કાંઇ કહેવાનું કે કરવાનું બાકી નહિ હોવાથી અમે સૌ મોઢેથી 'લાઇલાહાલા દિલાહ્લા'ના પાક કલામો પઢતા ઘરભેગા થઇ ગયા ! શ્રાદ્ધની આખરે હિંદુઓ જેમ પિતૃઓને 'સ્વસ્થાનં ગચ્છ' કહી વિસર્જન કરી મૂકે છે, તેમ બુઢ્ઢા વઝીર જયાફ઼તખાને જંગે જાપાન માટે ભેગા કરેલા સિપાઇઓને એક એક મહિનાનો પગાર ઓસી વિખેરી મૂકયા. અનાજ કાપડ વગેરે જરૂરી ચીજોના ભાવો લઢાઇની તહકુબી સાંભળી એક ભુસકા સાથે હરેક હોપ કરતા નીચે ઉતરી પડયા ! લઢાઇમાં દોલતનો ડુંગર હાથ કરવાની ખુશાલીમાં તર થયલા વેપારીઓનાં ડાચાં, મીઠામાં આથેલાં ખારીઆંની જેમ, ચીમળાઇને આરીઆં થઇ ગયાં અને નસીબ હોય તો શૂળીનું વિઘ્ન જેમ કાંટે સરે, તેમ મિકાડોની આફ઼ત મંકોડાએ ટળી, તેની ખુશાલીમાં જુમ્માને દિવસે સારાય દિલ્હીએ જુમ્મામસ્જીદમાં બંદગી ગુજારી, બપોરના બેથી તે ઠેઠ સાંજના ચાર વાગ્યા સુધી, બાવીસ કલાક કમ ચોવીસ કલાકના—રોજા પાળ્યા !



# તંદુરસ્તી યાને ઈલાજે કુદરતી

બેઅદબી માફ છે, સાહેબ! પણ મારાં અખંડ સૌભાગ્યવતાં પત્નીનું નામ મિસિસ આલુબુખાર, એટલે મારૂં પોતાનું નામ મિસ્ટર આલુ-બુખાર હશે, એમ સ્વાભાવિક નિષ્પન્ન થશે; પણ સત્ય વાર્તા એમ નથી. પુરાણોમાં કહ્યું છે કે કલિયુગમાં ગંગાજી ઉલટાં વહેવા માંડશે, તેમ આ કથનને વ્યાવહારિક સ્વરૂપ મારે ત્યાંથી જ મળવું નિર્માણ હશે, તેથી મારા સ્નેહીમંડળમાં હું મારાં મિસિસને નામે ઓળખાઉં છું—બાકી કયાં એ સુસવાટા મારતા ઘાટનાં એનજીન જેવાં મિસિસ આલુબુખાર અને કયાં હું બિચારો પાતળા પાટા જેવો એના 'મિસ્ટર'નો થતો!

'એં–ઉં–એં ત–ત–તમને હું એમ—'

'તમારો અવતાર બળે, તમારો! આટલા મોટા ગધેડા જેવા થયા તોએ હજી તમારૂં એં–ઉં–એં ગયું નહિ! જે ભસવું હોય, તે ઝટ દઈને ભસોની કે નીકાલ પતે? આ તમારૂં એં–ઉં–એં સાંભળતાં તો મારૂં બધું માથુંય ચડી આવ્યું. એમ ઉભા ઉભા ખી ખી કરીને હસો છો શું? જાઓ, તમારા આ નાને પગે દોડતા કે સ્મેલીંગ સૉલ્ટની શીશી લઈ આવો!'

મિસિસની આજ્ઞા એટલે ફરમાને ખુદા! મને પણ બ્રહ્માએ કિયે ચોઘડીએ ઘડયો હશે, કે જયારે જયારે મિસિસને મારે કંઈ કહે-વાનું હોય છે, ત્યારે ત્યારે પૂરેપૂરૂં કહેવાનું તો બાજુએ રહ્યું, પણ કહેવાની શરૂઆત કરતામાં જ મારાથી કંઈ એવું બફાઈ જાય છે, કે

મિસિસનું માથું ચડી આવે છે અને મારે મારા 'નાના પગે' દોડીને 'સ્મેલીંગ સૉલ્ટ'ની બાટલી લઇ આવવી પડે છે. જો એ વિષયમાં મને મારાથી વધારે દુઃખીને જોઇને ધીરજ મળતી નહિ હોત તો–ઉફ્–મે કૂવો કે દરિયો પૂરી મિસિસને કયારનાંય વિધવા કરી દીધાં હોત ! અલબત્ત, મિસિસના હાથના ધપ્પા ખાતા જીવવું એ તો, હી–હી–હી જાણે સમજ્યા, પણ આપઘાત કરી મરી જવું, એ તો સાફ સાફ બાયલાપણું જ કેની ? અદ્યાપિ મિસિસ અખંડ સૌભાગ્યવતાં છે, એ ઉપરથી ચતુર વાંચનાર ચેતી ગયા હશે. કે આત્મઘાત કરી બાયલાઓની કોટિમાં હું હજી સુધી મૂકાયો નથી. અસ્તુ.

મિસિસની આજ્ઞા થતાં હું મારા 'નાને પગે' દોડયો અને કબાટમાંથી આંખ મીંચીને મેં 'સ્મેલીંગ સૉલ્ટ'ની શીશી લીધી. આંખ મીંચીને એટલા માટે, કે મિસિસને સારૂ સ્મેલીંગ સૉલ્ટની શીશી દિવસમાં મારે અનેક વાર લાવવી પડતી હોવાને લીધે, મને તે એટલે સુધી જાણીતી હતી, કે જોયા વગર માત્ર હાથના સ્પર્શથી પણ હું તેને ઓળખી શકું. કોઇ વખતે મધ્યરાત્રિએ મિસિસના શિરમાં વેદના થવા લાગે, કે ઝટ મારે મારા 'નાને પગે' દોડીને એ બાટલી લાવવી પડતી અને એ કામ હું વગર દીવે કરી શકતો, તેનું કારણ પણ આ દીર્ઘ અભ્યાસ ! અલબત્ત, એક બે વખત આમ ચપળાઇ બતાવતાં, 'સ્મેલીંગ સૉલ્ટ'ને બદલે 'માઇથીલેટેડ સ્પીરીટ'ની બાટલી મિસિસની આગળ રજુ થઇ જતાં, મિસિસને હાથે મારા પૌંઆ ખંડાઇ ગયલા; તોપણ–કંઇ નહિ–'બાઇક'પર બેસતાં શીખનારને એક બે વખત ગોલાંટ પણ ખાવી પડે ! ઘોડે ચઢશે તે પડશે, બીજાને છે કાંઇ ?

'અરર ! આ શું ઉંચકી લાવ્યા ? જરા આંખ ફોડીને જુઓ તો ખરા !'

'આંખ ફોડીને' જોવાની મિસિસની કઠિન સૂચનામાં જરા નરમાશનું મ્હોણુ નાખી. મેં 'આંખ ફાડીને' જોયું, તો હાથમાં

'ફુસ્કીનું કોલનવૉટર !' શું કરૂં ? રડી પડવાની હિમ્મત નહિ હોવાથી, આખરે હું હસી પડયો અને બોલ્યો : 'હી–હી–હી. માથાના દુખાવા ઉપર કોલનવૉટર પણ...'

'ચૂ–ઉ–પ રહો, યુ ઇડિયટ ! મારે તમને કેટલીવાર કહેવું પડે કે 'યુ વૉન્ટ બી આ સક્સેસ!' (you wouldn't be a success) હવે આમ તો મિસિસનું અંગ્રેજી 'ધોળકા' સુધીનું હતું, પણ 'એબ્સો–ઓ લ્યુટલી ર-ર-રૉંગ' 'ઇડીયટ,' 'યુ વૉન્ટ બી આ સક્સેસ' વગેરે વગેરે અંગ્રેજી શબ્દો, એમણે એમની કોઇ અંગ્રેજી ભણેલી બ્હેનપણી પાસેથી શીખી લીધેલા અને આ શબ્દો સ્મરણ-માંથી ખસી ન જાય, માટે તેનો ઉપયોગ વારે વારે તેઓ મારાપર જ કરતાં.

જાંગ ઉપર તાલ ઠોકી જ્યાં મેં ફરી મારે 'નાને પગે' ગબરડી મૂકવાની તૈયારી કરી, ત્યાં મિસિસે 'હોલ્ટ' કીધું કે હું ઉભો રહી ગયો.

'કોલનવૉટર અહીં રહેવા દો અને હવે બરાબર તપાસીને સ્મેલીંગ સૉલ્ટ—પણ ઠીક યાદ આવ્યું. આજે મેં તમને કહ્યું હતું તે મુજબ, ડૉકટર મ્હટલેકરને તમે પૂછી આવ્યા કે ?'

'શું–ઉં ? ના !'

'અરરર ! હું અહીંઆં મરી જાઉં, તેની તમારે કંઈ ફીકર જ નહિ કેની ?'

'અરે, પણ સાંભળો—'

'શું સાંભળે કપાળ તમારૂં ? મારા પેટમાં તો કંઇ કંઈ થઇ જાય છે અને હજી તો તમને સંભળાવવાનું સુઝે છે !'

'હું તમને એમ—'

'અરે જાઓ, તમારૂં કાળું કરો. મારૂં તો બધું માથું—'

'હું ગયો હતો–ડોકટરને ત્યાં ગયો હતો, પણ—'

'ત્યારે એમ સીધું ભસોની ! પણ–શું ?'

'પણ ડૉક્ટર મળ્યા નહિ, એટલે ત્યાં ચિઠ્ઠી મૂકીને આવ્યો છું.'

'ચિઠ્ઠી ? જરા વાર ત્યાં બેસતે તો શું......ઘસાઇ જતે કે ? યુ વૉન્ટ બી આ સકસેસ !'

હવે ખરી બીના એમ છે, કે જો હું ડૉકટરને ત્યાં એની વાટ જોઇને બેસી રહ્યો હોત, તોય મિસિસ તરફથી ખાસડાં જ મળત, કે હુસ્સા જેવા બેસી રહ્યા ? ચિઠ્ઠી મૂકીને આવતાં શું થયું ? હું રાં– અહીં તમારી વાટ જોઇ જોઇને મરી જાઉં, તેની તમને કંઇ છે ફીકર ? આહ ! યુ વૉન્ટ બી આ સકસેસ !

વાંચનાર વ્હાલા ! તમને પોતાને આ વાંચતાં કંટાળો આવ્યો હશે, તો મને તે ભોગવતાં શું થતું હશે, તેની કલ્પના તમે પોતે જ કરી લેશો. ચારે બાજુથી ઘેરાઇને અકળાઇ ગયલી બિલાડીએ વાઘ-ણનું સ્વરૂપ ધારણ કરે છે: છટકામાં ફસાયલો નાનો સરખો ઉંદર પણ તેમાંથી છૂટવા જીવ ઉપર આવી અફડંતફડી કરી મૂકે છે; ત્યારે હું તો માણસ ! મારી લાખોની પૂંજી શા કામની ? મારાં ગાડી–ઘોડા, ચાકર–નફર, વાડીવજીફા, મોટર-શોફર વગેરે શા ઉપયોગનાં ? મારો ફજેતો જોઇ, મારૂં મિત્રમંડળ જાહેરમાં અને મારા નોકર–ચાકરો ખાનગીમાં મારી ઠેકડી કરતા; આથી મને પોતાને ઘણી શરમ લાગતી અને હું નિશ્ચય કરતો, કે મિસિસથી હવે જરાય દબાઇ જવું નહિ: પણ જ્યાં હું એ વાઘણને જોતો, ત્યાં મારો નિશ્ચય ક્યાંનો ક્યાં ઉડી જતો અને હું પાછો 'ઠેંઠણે ઠેં' થઇ જતો. અનેક વાર નિશ્ચય કીધો હશે, પણ મિસિસના સબળ વિદ્યુત્પ્રવાહ આગળ મારૂં કંઇ ચાલતું નહિ અને આખરે 'બકરીબાઇના બેટડા'ની માફક 'બેં–બેં' કરતા મારે બેસી રહેવું પડતું.

પણ હવે હું છેક જ 'મારૂં–મરૂં'પર આવી ગયો હતો અને તેથી એ બાબતમાં મેં અમારા ઘરવૈદ્ય (Family Doctor)

મિ૰ મ્હટલેકરની સલાહ લેવાનો વિચાર કીધો. ડૉકટર લંડન એમ. ડી. હતા. મને પોતાને તેમજ મિસિસને. વાર પૂછીને વાઇ થઇ આવતી, આંખે ચક્કર આવતાં, મ્હોંમા ફીક મારી જતી, જરા જરામાં 'ફેન્ટ' થઇ જવાતું, માથું દુઃખતું, પેટમાં ગોળા ગબડતા, વગેરે વગેરે એકથી માંડીને એકાવન પ્રકારના રોગો વ્યાપી જતા; તેથી કંઇ નહિ તો ડૉકટરને મારે ત્યાંની, વરસદહાડે રૂપિયા બેથી ત્રણ હજારની આવક હશે. ડૉકટરની 'વિઝિટ ફી' એક ગીની હતી, એટલે એને ઘેર નહિ બોલાવતાં, હું આ 'મિસિસ વરસસ મિસ્ટર'ની બાબતમાં એની સલાહ લેવા મોટરમાં બેસી એને દવાખાને ગયો. મને અંગ્રેજીમાં ઝાઝું બોલવાનો અભ્યાસ ન હતો. થોડું બોલવાનું હોય તો તો અંગ્રેજીમાં જ ફેંકતો, પણ વધારે બોલતાં ત-ત ફ-ફ થઇ જવાની બ્હીક રહેતી. ડૉકટર 'ગુજરાતી' બોલી જાણતા, પણ તે 'ગુજરાતી બાયડી'ને સમજાવવા પૂરતું જ.

'જુઓની, ડૉકટર! મારે તમારી એક બાબતમાં સલાહ લેવાની છે.'

'પૂચો, ટુંકામાં પૂચો. બહુ લામ્બટ નાહિ કરતા.'

'કંઇ એવી દવા આપો કે મારા શરીરમાં શક્તિ આવે અને હુ કોઇનો પણ દબાયલો દબું નહિ.'

'શેટજી! કોઇ કોઇ વખત શરીરમાં ઝીના તાપ આવેચ કે?'

'નહિ, રે નહિ: તાપે નથી ને તરીઓએ નથી. ખરી બીના કહું?'

'ખરી બીના નાહિ કહેચ તો દવા કેમ આપેચ ને સારૂં કેમ થાએચ?'

'ત્યારે લો, સાંભળોઃ મને એવી દવા આપો કે મારાં મિસિસ મને વારે વારે દબરાવે છે—'

'દબરાવેચ મ્હણજે?'

'દબરાવે છે—મ્હણુજે ધમકાવે છે અને તેને સામો ઉત્તર દેવાની મારી છાતી ચાલતી નથી; તે જરા છાતી ખુલી જાય અને—'

'હી–હી–હી બાપ રે–હી· હી–હી આઇગ !' ડૉકટરનું હસવું તો રહે જ નહિ. હસતાં હસતાં એના મુખ ઉપર લાલી આવી, ત્યારે હું શરમનો માર્યો સફેદ પૂણી જેવો થઇ ગયો. મને લાગ્યું કે મેં હમેશની માફક શરૂઆત કરવામાં થાપ ખાધી હતી. જીંદગીમાં પહેલી વખત મને મિસિસનું કહેવું ખરૂં લાગ્યું, કે 'આઇ વૉન્ટ બી આ સકસેસ !' હશે, જે થયું તે થયું; પણ આજે તો મેં કોઇપણ રીતે મારા દુઃખનો અંત લાવવાનો નિશ્ચય કીધો હતો, એટલે જાણે કંઇ જ બન્યું નથી તેમ, મેં પાછું બોલવાનું શરૂ કીધું :

'ડૉકટર ! હું જવાને માટે ખોટી થાઉં છું. મહેરબાની કરીને--'

'જરા થાંભો; ખોટું લાગે તો માફ કરેચ, પણ ખરા મ્હટલે મ્હણુજે તમે ધાડવા—'

'ધાડવા એટલે ?' મેં પૂછ્યું

'ધાડવા એટલે ડૉંકી (Donkey)'

'હું ડૉંકી ? ડૉ–ક્ટ–ર! જીભ સંભાળ !' હું ક્રોધથી ધ્રૂજતાં ધ્રૂજતાં બોલ્યો. ડૉકટર કંઇક લેવાઇ ગયો. મારા તરફથી આટલા ક્રોધની, એણે દેખીતી રીતે આશા નહિ રાખી હશે. બાયડીના હાથના ધપ્પા ખાનારમાં ક્રોધના આવિર્ભાવની કોણ આશા રાખે ? કદાચ હોય, તોય ષંઢનો ક્રોધ તે શા લેખાનો ?

'શેટજી ! એકસ્ક્યુઝ મી, હંકે ! હું તમને એવા કહેતો હતો ! કે તમે ધાડવાની માફક બાયકોથી દબી શું કામ જાએચ ? જરા દમથી વાત રાખોની, કે દવા વગર છાતી ખુલી જાયચ!'

'ઠીક છે, જોઇશ.' એમ ક્રોધથી બોલી મેં ચાલવા માંડયું.

'શેટજી ! ધુસ્સા કરવાના કામ નથી, લ્યો, હું તમને શક્તિની દવા લખી આપેચ.'

'નો, થેંકયુ !'

ઘેર આવી ડૉકટરનો આજદિન સુધીનો હિસાબ ચુકવી આપવાનું મેં મહેતાને જણાવ્યું. ડૉકટર જરા ગગળી ગયો અને મારી તરફથી કંઇ મચક નહિ મળતાં, તે મિસિસ પાસે જવા તૈયાર થયો. મને લાગ્યું કે જો હું એને મિસિસ પાસે જવા દઇશ તો તરત જ તે, એની સલાહ લેશે કે 'ડૉકટર! આ ચાલતાં ચાલતાં હાંફી જવાય છે, તેનું શું કરવું?' એટલે લાગલી જ ડૉકટર સલાહ આપશે કે 'કુરસીપર બેસી રહેય તો નહિ હાંફેય,' અને એ ભલા માણસનું ફરઝંદ, એટલાનુંય બીલ મોકલવા નહિ ચુકે, એમ સમજી મેં એને ત્યાંથી જ 'નો નીડ, માઇ ડીઅર સર! ગુડ બાય' કરી ખસતો કીધો.

આહ! હું સમજ્યો. છાતી ખુલવાની દવા હાથ લાગી. 'મીઝાઝે બફતાદી' ઝીલાવી કે બધાં જ પાંસરાં. આટલા દિવસ હું મૂર્ખજ રહ્યો. ત્યારે એ તો એ જ. ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો.

કરીમા બે બખસાઇ બરહાલેમા,
કે ગુસ્તાખી રાખી રહો ખુશનુમા.

ડૉકટરે શું ખોટું કહ્યું? સ્વમાનરહિત પુરૂષ ગર્દભ નહિ તો બીજો કોણ? સ્વમાન, સ્વમાન! એના વગરનું જીવન, તે જીવન નહિ, પણ માતૃભૂમિને વૃથા ભાર છે. જે જે મનુષ્યમાં સ્વમાન નથી, જે જે પ્રજાઓમાં એ લાગણીનો આભાવ છે, તે તે મનુષ્ય, તે તે પ્રજા નિર્માલ્ય છે—બકરીને ગળે લાગેલા આંચળ જેવાં છે. અહા! સ્વમાન! મારા શરીરમાં આ શો ફેરફાર! ચમત્કાર! મારા ઠંડા લોહીમાં એકદમ ગરમી આવી ગઇ. ધીમે ધીમે વહેતી નાડીઓ ઉછાળા મારતી દોડવા લાગી. આંખો પણ અભયના અંજનથી જાણે ભભૂકી ઉઠી. મારે રોમ રોમ અજબ શક્તિ વ્યાપી રહી. ખુદ ઇશ્વરના પણ ભાર નથી, કે મને વગર કારણે હવે તે રંજાડી શકે. જમીનપર પગ ઠોકી કે હાથની મુઠ્ઠી ટેબલપર પછાડી, ખુદ યમરાજાને પણ હું હવે કહી શકું કે 'વેઇટ આ બીટ! (wait a bit!)—જરા થોભી જા.' અને આ ડૉકટર? એણે મારા કેટલા પૈસા ખાધા?

હઝારો રૂપિયા કાંકરાની માફક ખર્ચ્યા હશે, તોય વ્યાધિરૂપ શયતાને મારા આ સુંદર ભવનમાંથી વિદાયગીરી લીધી નથી.

હા, હા; એમ જ, મેં ગઈ કાલે વિચાર કીધો તેમ જ; પછી જોઉં છું કે મારા ઘરમાં રોગ કેમ રહે છે ?

'ઇથુ! જરા ઇકડે યા.'

'આવેસ: આ બાઇના કપડામાં સાબુ નાંખેસ, તે ધોઇને આવેસ.' ઇથુએ જવાબ દીધો.

'એકદમ આમ આવ, સુ-ઉ-વ્વ-રના બચ્ચા! હું બૂમ પાડું છું, તે સાંભળતો નથી? પગાર હું આપું છું કે તારી બાઇ? મહે-તાજી-ઇ-ઈ!' હું એકદમ ત્રાડી ઉઠયો.

'જી, સાહેબ!' મહેતો દોડતો કે આવ્યો.

'આ ઇથુનો આજદિન સૂધીનો હિસાબ ચુકવી આપી, એને લાત મારીને અહીંથી વિદાય કરો.'

'નહિ, નહિ; ઇથુને રજા નહિ અપાય.' મિસિસ આ ગરબડ સાંભળી દોડી આવતાં વચ્ચે પૂરાયાં.

'ડેમ યોર ફેઇસ! (Damn your face!) નીકળ અહીંથી,' એમ કહીને મેં મિસિસને એક એવી તો ઝટક મારી, કે તે ઉછળીને જમીનપર ગબડી પડી—જાણે સીંકાપરથી ખડબુચું તૂટી પડયું.

'ઉં-ઉં-ઉં લ્યો મારો, મારી નાખો—એ પણ શું કામ બાકી રાખો છો? ઉં-ઉં-ઉં—'

'ચુ-ઉ-પ! એકદમ ચુપ. મહેતાજી! તમે પણ આમ ઢોરની માફક આંખ ફાડીને ટગર ટગર જોયા શું કરો છો? આ ઇથુનો હિસાબ ચુકવી આપો અને એક બે દિનમાં બધું નામું તૈયાર કરો. હાય, હાય! મારૂં બધું સત્યાનાશ વળી ગયું. સટ્ટાએ બધી મ્હોંકાણુ માંડી નાખી. અરરર! હવે કેમ—'

મિસિસ તો ફાગનર્યા ઝબ લેતને ઉઠયાં અને મારી સામે ટગરટગર ડોળા ફાડીને જોવા મંડી ગયાં. મને લાગ્યું જ હતું, કે

એકાદ બે ધડાકા સિવાય મિસિસના ઠંડા લોહીમાં ગરમી નહિ આવે. તેઓશ્રી ઉભાં થતે, વળી પાછાં સફાઇથી ગબડી પડતે, ધ્રૂસકાં ખાતે, વારે વારે નાક નસીંગતે, પાણી વગરની સુક્કી આંખો ચોળી ચોળીને લાલચોળ કરી દેતે અને એવાં એવાં કંઇક નાટકો ભજવતે; પણ જ્યાં મારી ગોળી છૂટી, ત્યાં મિસિસમાં ગરમી આવી ગઇ અને તે બોલ્યાં:–' શું–ઉં કહ્યું ? શું–ઉં થયું ? '

' સટ્ટો ! સટ્ટામાં બધા પૈસા ગયા. આ ઘર પણ ગીરવી મૂકવાનો સમય આવ્યો. હાય, હાય ! ભટને અને ઘાટીને પણ રજા આપવી પડશે. ઉ-હુ-હુ-હું '

' અરરર ! ભટ–ચાકર ચાલ્યા જશે તો પછી થશે શું ? ગમે તે થાય ! પેટે ઓછું ખાઇશું, બે લૂગડાં ઓછાં પહેરીશું; પણ ભટ ઘાટીને તો કાઇપણ પ્રકારે રાખજો જ. મારી તબીયત તો તમે જાણો છો ને ? ડૉક્ટર કહે છે, કે મને પૂરેપૂરા આરામની જરૂર છે, અને જો ભટ–ઘાટી—'

' બસ્સ, બસ્સ ! નાખ તારા ડૉક્ટરને ચુલ્લામાં ! લેણદારનું દેવું પતાવું, કે તારે માટે ભટ–ઘાટી રાખું ? પકાવાય તો પકાવજો, નહિ તો સેવ મમરા ફાકજો કે પીઅર સીધાવજો. મારી કાંઇ ફીકર કરશો નહિ. મારૂં પેટ ભરાય એટલી રસોઇ તો મને આવડે છે.'

મિસિસની આંખમાં આંસુ આવ્યાં. તેનો ચહેરો દયામણો થઇ ગયો. ભટ–ઘાટીને રજા આપવાની વાત સાંભળી, મિસિસને જેટલું લાગ્યું, તેટલું મારા અવસાનના સમાચાર સાંભળી એને લાગત કે નહિ, તેની મને શંકા છે !

બીજે દિવસે ભટ તથા નોકર–ચાકરો, ગુમાસ્તા, ગાડીવાન, શાફર, વગેરેને એક એક માસનો પગાર વધારે આપી મેં રજા આપી. માત્ર એક નિમકહલાલ વૃદ્ધ મુનીમ હતો, તેને ઘેર બેઠાં પગાર મળે, એમ મેં ગોઠવણ કીધી. ગાડી, ઘોડા, મોટર, ફરનીચર-વગેરે વેચી નાખ્યાં અને આ મુજબ મારી લક્ષ્મીએ આટલા સમયમાં

જે જાળ વિસ્તારી દીધી હતી, તે મેં ધીમે ધીમે સંકેલી લીધી. લોકો પણ ચકિત થઇ ગયા. નાગની જીભ જેવી લોકોની જીભે કંઇક ગપરૂપી વિષ ફેલાવ્યાં, પણ હું તે હું જ ! પશ્ચિમને બદલે સૂર્ય પૂર્વમાં આથમો, આખી મુંબઇ નગરી ચાહે અરબી સમુદ્રમાં ગરક થઇ જાઓ, યા ઉછળીને આકાશમાં અદ્ધર લટકી રહો; પણ મારો નિશ્ચય હવે ફરે એમ ન હતો. રોગ! ઇશ્વરના સુંદર બગીચામાં એ ઝાંખરાં કેવાં? રોગ! કંઇક પ્રખર શિલ્પશાસ્ત્રીઓની બુદ્ધિનેય છક્કડ ખવડાવે, એવા સુંદર ભવનમાં એ શયતાન કેવો? રોગ! મોટામાં મોટા રસાયણશાસ્ત્રીની પ્રયોગશાળાને શરમાવી નાખે એવી ભવ્ય આ પ્રયોગશાળામાં દવાનાં ડ્હોચાણો કેવાં! બસ્સ, બસ્સ! રોગરૂપ શયતાન! આજથી તારે ને મારે છૂટાછેડા! જા, કોઇ બીજો શેઠ શોધ અને તારા શિકારને રીબાવી રીબાવી મારી નાખી તેમાં તું મઝાહ મેળવ. જા; આજથી મેં ગરીબાઇ સ્વીકારી છે. સૌગંદ છે–સૌગંદ છે, ધર્મના–સૌગંદ છે, તેત્રીસ કોટિ દેવતાઓના, કે થકવી નાખે એવા સખ્ત પરિશ્રમ સિવાય, હું કે મારી સ્ત્રી અન્નનો એક દાણો પણ મ્હોંમાં નાખીએ તો! અસ્તુ.

લોકો કહે છે કે નિર્ધનતામાં દુઃખ છે. હું કહું છું કે સુખ શામાં છે, એ શીખવાની ખરી શાળા તો નિર્ધનતા છે. નિર્ધનતા ખરા પ્રેમની કસોટી છે–તંદુરસ્તીની ચાવી છે; ત્યારે સધનતા? હા, એમાં પણ સુખ જ છે–જો પરસેવાના એકએક ટીપે એ સધનતા પ્રાપ્ત થઇ હોય તો.

'અરરર! આ હાથે ફોલ્લા કેવા?' એક દિવસ મેં મારી સ્ત્રીને પૂછ્યું.

"ગરમ ગરમ રોટલી ફાટી, તેની વરાળ લાગવાથી આ ફોલ્લા થઇ આવ્યા." મારી સ્ત્રી બોલી. બોલતાં બોલતાં તેની આંખમાં આંસુ આવ્યાં. જેણે કોઇપણ દિવસ એક સળી સરખીએ ઉપાડેલી નહિ, જેનો આખો સમય "પાટલેથી ખાટલે ને ખાટલેથી પાટલે"

કરવામાં વ્યતિત થતો હોય, તેને દળણાં દળવાં, ઝાડુ કાઢવું, પાણી ભરવું, લૂગડાં ધોવાં, રસોઇ કરવી, વાસણ માંજવાં, અનાજ તથા મરીમસાલો તપાસવાં વગેરે ઘરકામ કરવાં પડે, ત્યારે તેનો વાંસો બેવડ થાય અને આંખમાં આંસુ આવી જાય, એમાં શું આશ્ચર્ય? તેમ હું કાંઇ છેક જ નિષ્ઠુર હૃદયનો નહિ હતો; ઉપર્યુક્ત સર્વ કામોમાં મારાથી બની શકે તેટલી મદદ હું મારી સ્ત્રીને કરતો હતો અને આ મુજબ પહેલાં જે જરાજરામાં "આજે તો કંઇ જ ગમતું નથી; ચાલો, જરા સીનેમા જોઇ આવીએ." એમ થયા કરતું હતું, તેનું હવે "વળી ફુરેસદ કયાં છે, કે એ લપરાં વળગાડીએ?" એમ થતું. વળી દરિદ્રતા આવેલી જોઇ, બૂટ સ્ટોકીંગ્સ અને બોડીસમાં સજ્જ થએલાં ચશ્મેઢબ 'લબોતરાંઓ' પણ ધીમે ધીમે ઘેર આવતાં બંધ થઇ ગયાં હતાં; એટલે મિસિસને હવે ઘરકામનો કંટાળો ઓછો થતો ગયો હતો. એક વર્ષમાં તો મારૂં ઘર પૂર તંદુરસ્તીમાં થા થા થૈ થૈ નાચી રહ્યું. મહાબલેશ્વરી બટાકા જેવા બેડોળ ગાલ, ખડબુચા જેવું પેટ, મોગરીની ઝુડી જેવા વાળ, જાડી કાકડી જેવા હાથ અને દૂધી જેવા પગને બદલે, લાલ છાંટના સુરતી રતાળુ જેવા ગાલ, પાતળી કમરપર આગળ ધસી આવતી ભરાવદાર છાતી, કાળા રેશમ જેવા ચકચકિત કેશ, ગોળ ઘાટીલા હાથ અને કદળી સમાન જાનુ, ખરી તંદુરસ્તીનું આવાગમન સૂચવી રહ્યાં હતાં. ટૂંકમાં મારા સંસારમાં જ્યાં પહેલાં આધિવ્યાધિ વ્યાપી રહ્યાં હતાં, ત્યાં હવે તંદુરસ્તી અને પ્રસન્નતાએ વાસો કીધો. બેઅદબી માફ છે, સાહેબ!–પણ આજે મારૂં ઘર એક "કુરકુરીઆ"ના કાલાઘેલા બોલથી ગાજી રહ્યું છે. બેટો બાપની, વખત–બેવખત મૂછો તાણે અને ધડાધડ ધપ્પા ઠોકયા જાય, તોય મારે તો હસતે મોંઢે એમ જ કહેવું પડે કે "દીકરો કેવો ડાહ્યો!"

વાંચકવર્ગ પોતાની સ્વાભાવિક અધીરાઇને વશ થઈ, હું તેની જીજ્ઞાસા તૃપ્ત કરૂં, તે પહેલાં પૂછશે કે મારો પુત્ર કેવો હતો? હા,

બરી વાત; પ્રભાતના નિર્મલ આકાશની મૂર્તિ કલ્પી, તેને ગુલાબી ઓપ મારતી સફેદ મખમલના ચર્મથી મઢી. તે મૂર્તિમાં તમારી કલ્પનાશક્તિથી જીવ ફૂંકો. એટલે તમારી દૃષ્ટિ સમીપ મારો 'બુચો' ખડો થઇ જશે.

" મકું સાંભળો છો કે ? આવતી કાલે આપણા બુચાની વર્ષગાંઠ—" કણકથી ખરડાયલા હાથ સાથે દોડી આવી મિસિસે કહ્યું.

"પણ આ કણકવાળા હાથ તો ધોવા હતા !" મેં કહ્યું.

"મારા મનમાં કે તમને એ વાત કહેતાં હું વીસરી જાઉં અને તમે ઑફિસમાં ચાલ્યા જાઓ તો સાંજના સોદો લાવવા માટે તમને પાછો ધક્કો પડે, તેથી મને એ વાત યાદ આવી કે તુરત જ તે કહેવા હું દોડી આવી."

'ચાલ ઠીક કીધું; તેં મને એ ખુશ સમાચાર કહ્યા તો તને પણ હું એક વધાઇ આપું.'

'શું તે ?'

'તે એ છે, કે આપણું બધું ધન સલામત છે; આપણે પ્રથમ જેટલાં જ ધનાઢય—'

'બળ્યું એ ધન !' મારી સ્ત્રી કંઈક ઉદાસ ચહેરે બોલી.

'ગાંડી રે ગાંડી ! લક્ષ્મી જો જાતે ખરાબ હોત તો વિષ્ણુ ભગવાને તેને પોતાની અર્ધાંગના કદિ પણ કીધી નહિ હોત. નાગણના દાંત તોડી પાડો, પછી તેની સાથે ચાહે તેટલું રમો. લક્ષ્મી ભલે હો, મોજશોખ ભલે હો, વાડી–વજીફા, નોકર–ચાકર, મોટર–શોફર ભલે હો, પણ તે તંદુરસ્તીને ભોગે તો નહિજ. વ્હાલી ! લક્ષ્મીથી ભય પામવાનું કારણ નથી. ન્યાયી કુદરતને ત્યાં રાય અને રંકને માટે સમાન ઇન્સાફ છે. એ કુદરતના કાયદાનો ભંગ ન થાય, એમ આપણું આચરણ રાખ્યું કે પછી લક્ષ્મી જખ મારે છે, સમજી ?'

'હા, સમજી.' એમ બોલી મારી પત્ની હરખભેર અંદર ગઇ અને તંદુરસ્તી મેળવવામાં મારો 'ઇલાજે કુદરતી' સફળ થયો, તેના આનંદમાં મેં મારા બુચાના ગાલપર ચુંબન કર્યું—નહિ, નહિ; પ્રભાતના બાલસૂર્યના ચરણપર જ જાણે ચુંબન કર્યું !



# હોમરૂલ

અરે, તમે સમજ્યા કે ? આ કાંઇ 'તિલક મહારાજ કે એસન્ટ દેવીકી જે–એ' વાળું હોમરૂલ નથી, હં કે ! એ સંબંધી ચર્ચા તો આપણા 'વંદેમાતરમ્' બિરાદરોને મુબારક ! કારણ કે હું રહ્યો મિજાજે બરખેલાફ, એટલે કાંઇ 'ખાટી દરાખ' જેવું લખાઇ જાય અને રૂટર એ લેખનો આંગ્લ ભાષામાં અનુવાદ કરી, હિંદુસ્થાનમાં અશાંતિ અને અરાજકતા હોવાનો ઇંગ્લાંડ તાર ઠોકી દે ને તેથી ત્યાંના 'દીવાનેખાસ'માં મારે માટે નિરર્થક ચર્ચા ઉપસ્થિત થાય, તે મને જર–ર–રાયે પસંદ નથી; બાકી નહિ તો–મારે માટે તમે શું ધારી લીધું ?

અસ્સલ વાત એમ છે, કે મને એક વહુ હતી !

'ઓહો ! એમાં તે શું મોટું કહી નાખ્યું ! એમ તો અમનેય છે !' વાંચનાર વ્હાલાઓમાંથી ઘણાએ બોલી ઉઠશે, પણ હું સરલ રસ્તાનો માણસ હોવાથી, એ સંબન્ધી વિવાદમાં વ્યર્થ કાળક્ષેપ નહિ કરતાં, મારી કથાના પ્રવાહમાં વહ્યો જઇશ.'

ત્યારે જાણે કે મને એક વહુ હતી. પેટે છૈયાં છોકરાં નહિ, એટલે મારો સર્વ સંસાર મારી પત્નીમાં જ સમાઇ જતો હતો–એમ સહજ અનુમાન થઈ શકે, તોપણ કોઇ બાન-અનુભવીની એવી વાતોમાં ચાંચ બૂડી શકતી ન હોય તો એ વાતનું આ સ્થળે સ્પષ્ટીકરણ કીધેલું અસ્થાને નહિ ગણાય ! મારા ગૃહનો સર્વ કાર્યભાર મારી પત્નીને શિર હતો, જ્યારે મારે શિર

માત્ર......દેવુંજ હતું ! મારી પત્ની મને મારો ખરચ ઓછો કરી નાખવા અહોનિશ ઘણું કહેતી, પણ મારે મારો શો ખરચ ઓછો કરવો, તેની મને પોતાનેજ સમજ હતી નહિ. ખાવામાં દાળભાત, રોટલી ને શાક, પહેરવામાં સાદાં કપડાં, પીવામાં ગોળીનું ઠંડુ પાણી અને જોવામાં અરબ્બી સમુદ્રનાં ફીણવાળાં પાણી કે વાલકેશ્વરના પત્થરની ટેકરી ! અને છતાંય તમે માનશો ?—મને દેવું હતું !'

'તમારાથી તો કેની ભગવાન તોબા ! હજી આ ધોતીઆં લાવ્યાને ચાર દિવસ તો થયા નથી, એટલામાં વળી પાછાં ધોતીઆં ? તમને તો 'મળ્યું તો મીર, નહિ તો ફકીર' જેવું છે. આ હું મુઇ મારી ચોળી સાચવી સાચવીને વાપરૂં છું તો આટલી ટકે છે. મારે બદલે કોઈ બીજી જો તમારે માથે ભાગી હોતને તો તો ક્યારનુંય તમે બુધવારિયામાં નોંધાવી દીધું હોત, સમજ્યા કેની ? આ વખત તમને ધોતીઆંના પૈસા મળનાર નથી, હા ! ધોતીઆં જલદી ફાટતાં હોય તો ઘરમાં પહેરવાને જાડી ખાદીના લેંઘા કરાવો.'

અલ્લાહ હમારી જોરૂકો સલામત રખ્ખે ! પણ 'ઘર વસે' પેલા અમદાવાદની મીલવાળાનું ! જાડાં ખળ જેવાં સમજીને અમદાવાદની મીલનાં ધોતીઆં ઉપાડી લાવ્યો તો ભારોભાર કાંજીથી ભરેલાં; તે ધોયાં કે જેવી દુધ ગાળવાની ગરણી ! અને મારી પત્નીની ચોળી ? એણે મને કહ્યું, કે એ બહુ સાચવી સાચવીને વાપરે છે; પણ માનશો નહિ, હોંકે ! ચોળી ઉપર કબુતરખાનાની ફેશન બરાબર નહિ હશે, તે દરજીને ચાર ધક્કા મારી પત્નીએ ખવડાવેલા અને બે ધપ્પા આ તમારા નમ્ર સેવકે ધબાવેલા; એટલે ઝાલાવાડી મેરાઇનું ચોળીનું ભરતીઉં કેટલું થયું હશે, તેની વાંચનાર વ્હાલાને સહજ કલ્પના થશે. વળી ફ્રેંચપેપર જેવા કપડાની ચોળી સાચવી સાચવીને વાપરે, તોય કેટલી ટકે, તેનો પણ ખ્યાલ અનુભવીઓને સહજ આવી શકશે. આ તો ચોળીની વાત થઈ, પણ ઝીણા પોતનાં વાગેલનાં ગવનો ઇત્યાદિનો ખર્ચ તો બસ પૂછો ન વાત ! સવારથી તે સાંજ

સુધી લાદેલા ગધેડાની માફક કામ કરી ધનસંચય કરવો મારે અને પગપર પગ ચડાવી ચાર વખત ચપાટવું અને મારે હિસાબે ને જોખમે મોજ માણવી મારા ' હાથની ધરતી'ને ! શો ન્યાય છે ? એ સજાતની દીકરીને પરણી લાવ્યો, ત્યારે તો એ કેવી ભોળી ભટાક જેવી લાગતી હતી ! 'ઘરનો હિસાબ તો હું જ રાખીશ. તમે રાજા અને હું પ્રધાન.' ઇત્યાદિ કહીને હવે પોતે રાજા થઇ બેઠી અને હું ? જવાદોને એ વાત ! પીત્તો ઉકળે છે, એટલે લવી જવાય છે: બાકી પેલી કહેવત વાળી વાત જેવી વાત છે, કે ' ન બોલ્યામાં નવ ગુણ !'

' હું તને આવી નહિ ધારતો હતો, એ તો ઠીક છે, કે હજી બાજી હાથપર છે; પણ જો તારી ભોળીભોળી વાતોમાં લટ્ટુજી બની, મેં બધું જ તારે નામે ચડાવી દીધું હોત તો મારે તો આજે ' અલ્લા બે બદામ ' જેવું જ રહેત. આજે જ હું તને જણાવી દઉં છું કે, પૈસા સંબંધી સર્વ કારભાર હવેથી હું જ કરીશ. કમાવું મારે અને મોજ કરવી તારે, એ ક્યાંનો ન્યાય ? મારાં કપડાંમાં એક પૈસો પણ વધારે વપરાયો તો કેમ જાણે હું જ બધા પૈસા ઉડાવી દેતો હોઉં, તેમ ત્રણ દિવસ મારા નામપર પસ્તાળ પાડવી અને પોતાને માટે.. '

' બીજાું કાંઇ હજી બાકી છે ? એવી હતી તો પુળો મૂકવાને પરણવા આવ્યા ? કોઇ ચોખા મૂકવા તો નો'તું આવ્યું ? નાનીશી ધોતલી પહેરીને લંગોટીઆ બાવા જેવા જંગલીની માફક ફરતા હતા, તેમાંથી મેં આવી આટલા સુધાર્યા, તેનો આ નતીજો કે ? હા. બાપ ! માબાપે પણ દીવો લઇને તમને શોધી કાઢ્યા છે. આપણા નશીબના જ વાંક ! ગામડી રહોંચા જેવા હતા, તેના આટલા બધા કેળવ્યા; મુડદાલ ઘોડાના ખટારામાં ઢચકીઆં ખાતા હતા, તેના ચમચમ દોડતી મોટર ગાડીમાં બેસતા કીધા; એરંડીઆને દીવે ચલાવી લેતા હતા, તેને બદલે વિજળીની બત્તીઓ વસાવી દીધી;

અરીઠા કે ખડી મટોડી ચોળીને નહાતા હતા, તેને બદલે સાબુ ચોળતા કીધા; તેનો બદલો તો ઠીક આપવા નીકળ્યા છો ! અને ઘરનો કારભાર ! સૂઝમાં રોજા ખોલવા ધાર્યું હોય તો તે માંડી વાળજો ! કહોની, કઇ લાયકાતપર ઘરનું કારભારૂં લેવા નીકળ્યા છો ?'

'લાયકાત ? અને તે પૂછવાવાળી તું ? શાબાશ ! બીજું કાંઇ ?'

'બીજું શું ? આપણે મૂઆં જ્યાંત્યાં તમારૂં ઉંચું રાખતાં ફરીએ, ત્યારે તમને 'બાઉં કરડું' સૂઝે છે. પેલી મારી બેનપણી પીરોજા તે દિવસે તમને જોઇને મોં મરડીને કહે, કે 'બબ્બું', તદ્દન ગામઠી જેવા છે !'

'અને તેં તે સાંભળ્યાં કીધું ?'

'હાસ્તો ! સાંભળે નહિ તો બીજું શું કરે ? તમારા તરફથી બોલીને જાઉં કયાં ? એના ધર જેવા ધનવાન અને સુધરેલા ઘરમાંથી તમારે લીધે મારો ટાંટીઓ ટળી જાય એટલે થયું !'

'એવી એવી કહેવાતી સુધરેલીઓની દોસ્તી રાખીને જ દેખાદેખીથી તું ખર્ચ કર્યે જાય છે અને મને દેવામાં ડુબાડતી જાય છે તો ! કાલે ઉઠીને છોકરાં થાય, તેની કેળવણી માટેની જોગવાઇ તો બાજુએ રહી, પણ ઉલટું વારસામાં તેને દેવું આપતા જવું ?'

'છોકરાંને કેળવણી ? તમને જંગલીમાંથી આવા કેળવ્યા, છતાં સ્ત્રીઓનું માન જાળવતાં નહિ શીખ્યા તો છોકરો કેળવણી લઇને શું ધોળશે ? બાપની તરફથી દંડુકો લઇને સામે નહિ થાય તો મારૂં ભાગ્ય ! એ તો 'બાપ તેવા બેટા !'

'શાબાશ ! જેમજેમ તું બોલતી જાય છે, તેમતેમ મારી આંખો ખુલતી જાય છે. અહા ! હું પણ કેવો મૂર્ખ ? તારાપર સંપૂર્ણ વિશ્વાસ રાખી, તારી મીઠીમીઠી વાતોમાં ભોળવાઇ જઇ, ઘરનો સર્વ કારભાર તને સોંપ્યો અને મેં એ બાબતપર કંઇપણ લક્ષ્ય ન આપ્યું. તેનું આ પરિણામ કે ?'

'એટલે ! તમારાથી નહિ સચવાયું, ત્યારે મેં લીધું છે. સગાં-વહાલાં અને ચાકરનફરો સાથે દરરોજના કજીઆ થતા, તે હવે મારા તાપથી બધું સમાધાનીથી ચાલે છે; નહિ તો ક્યાંના ક્યાં અટવાઇ ગયા હોત. તેનું કાંઇ ભાન છે?'

'હવે રહેવા દે, રહેવા દે! જોયો તારો તાપ! અમે તો કુલીન બાપના બેટા, તે ધપ્પો મારનારનેય સામું પૂછીએ, કે ભાઇ! તારા હાથમાં વાગ્યું તો નથી ને? કળવકળ કે કાવાદાવામાં સમજીએ નહિ, એટલે સામો આદમી કહે, તે સર્વ ખરૂં માની લઇએ: આનો અર્થ તેં શું એમ કીધો, કે મારામાં ઘર ચલાવવાની લાયકાત નથી? તે દિવસે અંગ કેળવવા મેં અખાડામાં જવા માંડયું તો તેં કહ્યું, કે બળ્યું, એ તો મુવા લોફરો કસરત કરે અને ઢુંગા જેવા થાય! હું સમજ્યો, કે તારા જેવી સુશિક્ષિત બાઇ કહેતી હશે, તે મારા લાભને લીધે જ કહેતી હશે, પણ—'

'પણ શું? જોતા નથી કે આવા ટેંટીઆ જેવા છો, તોય રોફ તો રાણાના સાળા જેટલો છે. ત્યારે કસરત કરીને પહેલવાન થયા હોત તો મને ઘરમાં ઉભીએ નહિ રહેવા દેત! એ તો ઠીક જ થયું, કે મને તે દિવસે સારી બુદ્ધિ સુઝી!'

'હા, ખરી વાત છે. પહેલવાન થયો હોત તો કોઇપણ ભોગે હું મારા સ્વમાનનો ભંગ થવા દેત નહિ. મારા પ્રત્યેનું તારૂં આવું વર્તન જોઇને પાડોશીઓમાં પણ મારૂં માનભંગ થાય છે, તેવો સમય ભાગ્યે જ આવતે; પણ તે સાથે એટલુંય ખરૂં છે, કે જેનું પાણિગ્રહણ કરી મેં મારી અર્ધાંગના તરીકે સ્વીકારી, તેને પોષવાનો મારો ધર્મ હું પહેલવાન થઇને કદી પણ ત્યાગતે નહિ. સબળતા અને સદ્‌ગુણ, નિર્બળતા અને દુર્ગુણ, એ ઉભયનું દ્વંદ્વ છે. સારસપક્ષીનાં દ્વંદ્વ સમાન એ ઉભય સાથે જ જીવે છે કે સાથે જ મૃત્યુવશ થાય છે. હું સબળ થયો હોત તો મેં તને ઘર-

માંથી કાઢી મૂકી નહિ હોત, પણ તારી સાથે સમાનતાથી વર્તી તારી સામે અમર્યાદપણે દૃષ્ટિ સરખીય નાખનારની આંખ ફોડી નાખી હોત. હા! આપણ ઉભયનાં દ્વંદ્વની ખુદ દેવતાઓ પણ ઇર્ષ્યા કરતે. આપણા ઘરમાંથી કજીઆ–કંકાસ અને સત્તા પ્રાપ્ત કરવા કે તેને જાળવી રાખવા માટે બળનો વ્યય કરવાનો સમય સદાને માટે નાશ પામ્યો હોત; પણ અફસોસ! એ સોનેરી તક, તારી મારા ઉપર સરસાઇ ભોગવવાની ઉત્કંઠાને લીધે ચાલી ગઇ છે. મારા ઉપર અવિશ્વાસની દૃષ્ટિએ જોવાથી ન તારૂં સધર્યું, ન મારૂં સધર્યું! તું મારા પ્રત્યેનો તારો ધર્મ ભૂલી; પરિણામ શું આવશે તે પ્રભુ જાણે, પણ એ પાપનું પ્રાયશ્ચિત—'

'ચૂ–ઉ–પ, એકદમ ચુ–ઉ–પ! ખબરદાર છે, જો હવેથી મારી આગળ એવું વગર સમજનું ભાષણ કીધું છે તો! હું મારો ધર્મ બહુ સારી રીતે સમજું છું. તે સમજાવવાની કે આડોશીપાડોશી અને માણસ–ચાકરોમાં મને હલકી પાડવાની તમારી ગત હું ચાલવા દેનાર નથી, સમજ્યા? હું પણ કાંઇ આંધળી નથી. આવી જ રીતે ભાષણો કરીને તમે મને હલકી પાડી નાંખી છે તો! માન જાળવવું હોય તો હવેથી મુંગામુંગા હું કહું તેમ ચાલ્યા કરજો; નહિ તો મેં નોકરોને કહી દીધું છે, કે શેઠ જરા પણ ગરબડ કરે તો હાથ પકડીને ઘરની બહાર કાઢવા અને ચોખ્ખેચોકખું પકડાવી દેવું, કે એમ કરવાનો અમને બાઇ તરફથી હુકમ મળ્યો છે. ભાઇબાપા કરવાથી નહિ સમજે, તેને તો એમ જ સમજાવવા જોઇએ.'

'હં, એમ કે? જોઇશું ત્યારે! મારા પોતાના ઘરમાં મારે બોલવું નહિ! તું જે કરે, તે મૂંગે મોઢે જોયાં કરવું અને સહન કરવું! મારે માત્ર તારા મોજશોખ પૂરા પાડવા વહીતરૂં કરવું! કેમ, એમ જ કેની? ઠીક છે, મને પ્રભુમાં શ્રદ્ધા છે. તેના ન્યાય ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. તું તારા મનમાં ભલે એમ ખાંડ ખા,

કે હું તારે જ આશરે ટકું છું, પણ ઇશ્વરકૃપા હશે તો હું પણ તને બતાવી આપીશ, કે તારૂં જીવન મારે આશરે છે. હું તારી આંખ બરાબર ખોલીશ, કે મારી ઇચ્છા સિવાય તું મારા ઘરમાં એક ઘડીભર પણ ટકી શકે નહિ. અસ્તુ ! આવા પ્રસંગોને લીધે આપણા પતિપત્ની તરીકેના ધાર્મિક બંધનની ગ્રન્થિઓ એક પછી એક ત્રુટતી જાય છે અને સમય એવો આવે, કે એ બંધન પાછું નહિ જોડી શકાય, એવી રીતે તુટી જાય તો તેમાં તારો જ દોષ લેખાશે. તારા પ્રત્યે જેટલું માન રાખવું જોઇએ તેટલા સંપૂર્ણ માનથી એકવાર ફરીને હું તને વિનવું છું, કે તું મને તારા કરતાં વિશેષ નહિ તો તારા સમાન ગણ અને આપણો સંબન્ધ જાળવી રાખ. હું ભૂલી જઇશ. આગલી પાછલી સર્વ હું ભુલી જઇશ; માત્ર પ્રેમથી–હા, પ્રેમથી તું એટલુ જ કહે, કે આપણે ઉભય સમાન છીએ. પછી જો કે તારા પ્રેમનો બદલો હું દશપટ અધિક વાળી આપું છું કે નહિ ? હજી પણ સમય છે, હજી પણ—'

હા, ગઇ ! મને પૂરેપુરો સાંભળ્યા વગર તે ચાલી ગઇ અને મેં સંકલ્પ કીધો. કે મારે હવે કરવો મહાન ભક્ત પ્રહ્લાદજીના જેવો શાંત અવરોધ ! કજીઆ–કંકાસ કે મારામારી કરી ઉભયના બળનો વૃથા વ્યય કરવા કરતાં એ ઉપાયે કાર્યસિદ્ધિ જરૂર થશે, એમ મારી ખાત્રી હતી. અનેકવાર મને એમ થતું, કે મારી પત્નીના અન્યાયની સામે થઇ મારે 'ચૌદમા રત્નથી' એની શુદ્ધિ ઠેકાણે લાવવી. પણ શાંતિથી આપણું કાર્ય જો સિદ્ધ થતું હોય તો એ 'ચૌદમા રત્ન'ની નીતિ જડસાઓને લાયકની છે. અલબત્ત, શાંત અવરોધમાં સંપૂર્ણ સંયમની આવશ્યકતા છે, એ હું માન્ય કરૂં છું; પણ હું ધારૂં છું, કે મારા જેવા હિન્દુ ધર્મમાં ઉછરેલાને માટે એટલો સંયમ કાંઇ ભારે પડતો નથી. એક હિંદુનું જીવન જ સંયમમય છે–જો તેમાં પરદેશી ઝેરો નહિ ભળ્યાં હોય તો ! ખાવામાં સંયમ, પીવામાં સંયમ, બોલવામાં સંયમ, ચાલવામાં સંયમ—બલકે, જીવનની પ્રત્યેક

ક્રિયામાં સંયમ જાળવવાની તાલીમ એક હિંદુને બચપણથી જ આપવામાં આવે છે. સત્ય છે, કે વાતાવરણ બદલાઇ ગયું છે; હિંદુઓનું રાષ્ટ્રીય ધાર્મિક શિક્ષણ બહુધા નાશ પામ્યું છે, તો. પણ 'ભાગ્યું ભાગ્યુંએ ભરૂચ !' બસ, એમ જ ! શાંત અવરોધથી થોડી ઘણી અડચણ તો નડશે, પણ તે હું સહન કરી લઇશ અને મારી પત્નીને હું બતાવી આપીશ, કે હું પણ શું કરી શકું છું!

એણે મને મહેણું માર્યું કે કપડાંલત્તાં અને રહેણીકરણીમાં હું જંગલી હતો, તે એણે આવી મને સુધાર્યો ! સત્ય વસ્તુસ્થિતિ એમ હતી, કે એના ગોરા મુખડા અને સાકરીઆ બોલવા ઉપર લોભાઇને મેં મારૂં જીવન શકય એટલું એને અનુસરતું રાખ્યું હતું, પણ હવે મારી આંખો ખુલી. મારી શાંત અવરોધની પ્રતિજ્ઞાને વ્યવહારિક સ્વરૂપ આપવા, પ્રથમ તો મેં એની પસંદગીના વિલાયતી પોષાકનો ત્યાગ કીધો અને હું મારા કહેવાતા ગામઠી પોષાક ઉપર આવી ગયો. વળી મારી કમાઇની એક પાઇ પણ મારી પત્નીને મળે નહિ, એવી મેં વ્યવસ્થા કરી દીધી. આમ કરતાં પ્રથમ મને ઘણાં અંતરાયો નડયાં: કારણ કે મારૂં જ વેતન ખાનારા મારા સેવકો, મારી સ્ત્રીની પસંદગીથી રાખવામાં આવેલા હોવાથી, તે લોકો મારા કરતાં મારી સ્ત્રીનું માન વિશેષ જાળવતા; તોપણ હિમ્મત રાખી મેં મારો નિશ્ચય ટકાવી રાખ્યો. મારી પત્નીને પોતાના પીઅર તરફથી મળેલા વારસાની સારી આવક હતી, એટલે મારા તરફની આવક બંધ થતાં પ્રથમ એને બહુ અડચણ નડી નહિ; પણ જ્યાં લખલૂટ ખર્ચ હોય, ત્યાં ગમે તેટલી આવક પણ ન્યૂન છે. મારી પત્નીને ઘરમાંથી વિદાય કરવાની મારી જરાય ઇચ્છા નહિ હતી, તેમ જ મારી જ્ઞાતિમાં એક ઉપર બીજી પત્ની કરવાનો ધારો હોવા છતાં, હું અનેક પત્ની કરવાના નિયમને ધિક્કારતો હોવાથી, મારો વિચાર બીજી પત્ની કરવાનો નહિ હતો; તોપણ મારી શંકાશીલ પત્નીએ મારા જ સેવકોદ્વારા મારી પ્રત્યેક હિલચાલ ઉપર દેખરેખ રાખવા માંડી ! મને તેથી જો કે ભય

પામવાનું કશુંય કારણ નહિ હતું, તોપણ મારા પોતાના ઘરમાં મારૂં વેતન ખાનારા મારા પોતાના જ સેવકો, મારી પ્રત્યેક ક્રિયાપર જાસુસી કરે, તે મને પસંદ નહિ હતું. મારી પત્ની સારી રીતે જાણતી હતી અને મેં એની અનેક વેળા ખાત્રી પણ કરી આપી હતી, કે હું એક પત્ની-વ્રતધારી પુરૂષ હતો; તોપણ સંશયાત્માને સર્વ સ્થળે ભય જ દૃષ્ટિએ પડે છે. અસ્તુ. છેલ્લા પ્રસંગ પછી કોઇપણ કાર્યમાં મેં મારી પત્નીની સલાહ લેવાનુ સદંતર બંધ કીધું હતું; એટલું જ નહિ, પણ મારે અને એને અબોલા હતા; એનું અને મારૂં ખાવુંપીવું ઇત્યાદિ જુદું જુદું હતું. એક જ ઘરમાં આ પ્રમાણે જાણે બે વારસો જુદા રહેતા હોયની, તેમ અમારી વચ્ચે થઇ ગયું; પણ......અંતે પ્રભુએ મારી પ્રાર્થના સાંભળી. અસ્વાભાવિક જીવન ગાળવાથી મારી પત્ની એક ભયંકર રોગના પંજામાં સપડાઇ. દવાદારૂ વગેરે અનેક ઉપચારો કીધા, પણ સર્વ વ્યર્થ. વળી ભાડુતી માણુસો તે એની કેટલી સંભાળ લે? એક દિવસ–બે દિવસ અને જોયું, કે બાઇસાહેબનો રોગ વધતો જ જાય છે; એટલે તે લોકો પણ ધીમે ધીમે કંટાળી ગયાં.

‘છેલ્લી ઘડીએ પણ મને મારી પત્ની બોલાવે અને એની સેવાનો મને લાભ મળે!’ એવી મેં પરમકૃપાળુ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કીધી અને તે ફળી–હા, ફળી! મારી પત્નીએ મને પોતાની પાસે બોલાવ્યો.

‘ વા-હા-લા મ-મ-મા-ફ કરજો; મારૂં બોલ્યું–ચાલ્યું, કર્યું–કારવ્યું સ-ર્વ માફ ક-ર-જો. મા-રી બચવાની આ-શા—’

‘ ઘણી છે, વ્હાલી! ઘણી છે. એક વખત કહે, કે તું મારી અર્ધાંગના તરીકે મારી સાથે સમાન હક્કથી રહેવા રાજી છે? વ્હાલી! કહે, કહે કે તું મને ખરા પ્રેમથી ચ્હાય છે અને પછી જો કે ખુદ યમરાજાના પણ ભાર નથી, કે તે તારો વાંકો વાળ કરી શકે!’

‘ વ્હા-લા! હું તમારી જ છું–આ-જ-થી જ અને હમેશાં:

આ ભવમાં અને બીજા પ્રત્યેક ભવમાં. વ્હાલા ! મને માફ કરશો ?'

'હા માફ કરીશ. પ્રભુએ પણ તારી માફી સ્વીકારી છે. તારો પશ્ચાત્તાપ, એ જ તેનો સાક્ષી. હું તને જીવાડીશ અને પછી......લહેર છે. આપણે ઉભય સમાનતાથી રહી ઘરમાં કલ્લોલ કરીશું. વ્હાલી ! એક ચુમ્બન ! '

મારી પત્નીએ પોતાના ફીક્કા હોઠ મારા હોઠ તરફ લાવવા પ્રયત્ન કીધો; પણ મેં તેને તેમ કરતાં અટકાવી, મારા હોઠને તેના હોઠ તરફ ધસાવ્યા. આહ ! મારી પત્નીના શુષ્ક ઓષ્ઠોના ચુમ્બનની અવેજીમાં ખુદ દેવતાઓએ મારી સન્મુખ અમૃતનું પાત્ર ધર્યું હોત તો તેને પણ મેં ઠોકર મારી હોત !

* * *

મારી પ્રેમભરી સંભાળ અને સેવાથી મારી પત્નીએ પોતાનાપર ચડી આવેલા રોગને મારી હઠાવ્યો અને ઘણા જ અલ્પકાળમાં તેણે પાછી પોતાની અસલ તન્દુરસ્તી પ્રાપ્ત કરી.

અને હવે ? હવે શું વળી ? મેં મારા પોતાના ઘરમાં ' સ્વાયત-શાસનતંત્ર ' ( બાપ રે ! બોલતાં બોલતાં જીભ પણ કચડાઇ ગઇ !) યાને 'હોમરૂલ' મેળવ્યું, તેની ખુશાલીમાં ' બોલો–બોલો, શ્રી બેસન્ટ દેવીકી—'

અરર ! મારૂં બોલવું હું પાછું ખેંચી લઉં છું, હોં કે ભાઇ ! ' હોમરૂલ 'નું નામ દેતાં જ એઓશ્રી મોંઢે ચઢી આવે છે ! ઠીક છે, કે ' જે–એ ' કરીને ઉપર્યુક્ત વાક્ય મેં પૂર્ણ કીધું નથી; નહિ તો મારા જેવા પુરૂષને ધાસ્તીભરેલો સમજી, મુંબઇ છોડી મારવાડ તરફ સીધાવી જવાનું ફરમાન બરમાન સરકાર માબાપ તરફથી નીકળી પડે તો આપણો તો ભાઇ ત્યાંના ' ટીક્કડજી' અને ઘાટી દાળ ખાતાં ખાતાં ડુચો નીકળી જાય જો ! ! !



# સાતમે શુક્ર

તે રમણીની આંખડલીએ સૂર્ય ચંદ્ર વસ્યા હતા; તેના શીખંડ જેવા શ્વેત અને લીસ્સા ગાલપર લાલીમાદર્શક જાણે ગુલાબી તનમનીઆં ઉગ્યાં હતાં; શીખંડમાં એલચી સમાં તલ અને પીસ્તાં સમાં છૂંદણાં મુખની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં હતાં; પવનને લીધે ઉડતી કેશની લટ, તેના ઘાટીલા માથાપર કેશકલાપ રૂપ મયૂર જાણે નૃત્ય કરી રહ્યો હોય, એવો ભાસ આપતી હતીઃ સિંહકટી સમી કેડ ઉપર પીપળાના પાનસમું પેટ, જોધપુરી 'બ્રિચિઝ' ઉપર જેકેટ શોભે એમ શોભતું હતું અને છાતીરૂપી પાધર પ્રદેશ ઉપર ઉપસી આવેલાં ગિરિશૃંગ સમોવડ ઉન્નત પયોધર-તમ્બૂરો !

–વળી કહેશો, આવું આવું લખી ભાઇસા'બને ગુજરાતના બાણ કવિમાં ખપવું હશે, એટલે અહીંથી જ વીરમવું પડશે.

સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિ સમી તે રમણીનું નામ હેમલતા હતું. વાંચનાર વ્હાલા ! એ જ મારી અર્ધાંગના. ઉપર્યુક્ત રૂપવર્ણન મારાં તેમજ હેમલતાનાં લગ્નની બે મિનિટ પહેલાં જ મને સ્ફુરેલું; એટલે તેમાં જરા સરખી અતિશયોક્તિ હોવાનો સંભવ ઘણાને લાગશે, પણ ડોંગરેના બાલામૃતવાળી જાહેરખબર વાંચવાનું ભાગ્ય જેને લાધ્યું હશે, તેને તો સહજ માલમ પડશે, કે બાલામૃતના ગુણમાં અને પોતાની પ્રિયાના રૂપવર્ણનમાં સમાયલા ભાવો ઘણુંખરૂં ઉલટસુલટ હોય છે. બાલામૃત પીધા પહેલાંનું બાળક જાહેરખબરમાં તવાયલા

મુડદા જેવું આલેખાયલું જણાશે, જ્યારે તે પીધા પછીનું બાળક ડોંગરેના 'ડાં' જેવું જાડું બતાવવામાં આવ્યું હોય છે. આનાથી ઉલટું જ, લગ્નામૃત પીધા પહેલાંનું પ્રિયાનું રૂપવર્ણન રસમય હોય છે, જ્યારે લગ્નામૃત પીધા પછીનું વર્ણન ફીકકું ફ્ચ્ચ હોય છે વા હોવું જોઇએ!

એ 'હોય છે'—'હોવું જોઇએ' કે શું, તે તો સૌ સૌના અનુભવની વાત છે. એ બાબતમાં મારા જેવાનો અનુભવ શો છે, તે જણાવવાને જ ચાંદીના લોટાથી પાણી પી, આંગળીએ હીરાની વીંટી પહેરી, સૂવર્ણજડીત ટોપચાવાળી વોટરમેનની આઇડીઅલ ફાઉન્ટનપેનથી આ કથા લખવા બેઠો છું, સમજ્યા?

લગ્ન પછી બે વર્ષ સુધી તો અમારો સંસાર સુખરૂપ હતો. અનેક જુગલ જોડી, સુખી સંસારનું ચિત્ર જોવા અમારા સંસાર તરફ દૃષ્ટિ કરતી. ઇર્ષાથી બળી રહેલા અનેક યુવાનો, મારા પરમ મિત્ર વિનોદ અને હેમલતા માટે અનેક ખોટાં ગુલબાનો ફેલાવતા; પણ જ્યાંસુધી મારા વિચારો એ બાબતમાં નિશ્ચયાત્મક હતા, ત્યાં-સુધી એ નીચ કુતરાઓ જખ મારતા હતા; પણ હમેશાં એવું નભે છે કે? મેં સાંભળ્યું છે, કે દેવતાઓ પણ ઇર્ષાળુ હોય છે. એકંદરે સુખી સંસાર ઉપર પોતાની દૈવી શક્તિ અજમાવી, એ દેવતાઓ નિર્બળ મનુષ્યોની શક્તિને કસોટીએ ચડાવે છે. મનુષ્ય સબળ મન રાખી, એ દૈવી શક્તિ સામે બાથ બીડી કસોટીમાંથી અણીશુદ્ધ પાર ઉતરે તો તો ચાલ ભાઇ પોઇસ! નહિ તો સુખી સંસારના છપ્પો સાત અને ત્રૂટી ચાર સમજી લેવાં.

જ્યોતિષનો મને ભારે શોખ. અનેક માણસોની કુંડળીઓ તપાસી, તેનાપરથી ખરાંખોટાં અનુમાનો હું બાંધતો. જ્યારે અનુમાન ખોટું પડતું, ત્યારે તેનું કારણ તપાસી અનુમાન સુધારતો. એવી રીતે જ્યોતિષનું અધકચરૂં જ્ઞાન મેં મેળવ્યું હતું. એ અધકચરા

જ્ઞાનની જ મોંકાણ આખરે મને નડી. જ્યોતિષ જેવો વિકટ વિષય કોઇપણ જાતનાં નિયમિત અભ્યાસ અને તપ સિવાય મેં હસ્તગત કીધો છે, એવું મારૂં અભિમાન હતું. એ અભિમાને ચડેલા મનજી-ભાઇએ કેવું બાફ્યું હતું, તે હવે હું કહીશ.

'લતા, ડીઅર ! હું આટલા આટલાની કુંડળીઓ તપાસું છું, કંઇક માણસો જ્યોતિષ ઉપર મારો અભિપ્રાય લેવા આવે છે, પણ આજ દિન સુધી મેં તારા જન્માક્ષર તપાસ્યા નથી. જેમ ડોકટર પોતાની દવા પોતાના ઉપર અજમાવતાં ડરે છે, તેમ મનેય મારા કે તારા જન્માક્ષર જોતાં ભય રહે છે. હા—હા—હા ! કેવું વિચિત્ર ! લાવ, લાવ; આજ મારામાં હિમ્મત આવી છે, એટલામાં જોઇ નાખું; નહિ તો હિમ્મત પાછી છુટી જશે તો એકડી થતાં વળી પાછાં વર્ષો જોઇશું.' મેં મારી પત્નીને કહ્યું.

'મારા જન્માક્ષર તો મારે પીઅર છે, પણ તમારે જરૂર હશે તો આજે કાગળ લખી, તે મારાં બા પાસેથી મંગાવી લઇશ.' કઢીમાં છમ્મ્ કરતો કે વઘાર કરતાં હેમલતા બોલી.

'ઠીક, આજે જરૂર કાગળ લખજે. હું હિમ્મતને બે હાથે પકડી રાખવા કોશેશ કરીશ; પછી તો જેવું તારૂં ભાગ્ય !' કઢીના વઘારની ઉડેલી ધ્રાંસથી છીંક ખાતાં મેં કહ્યું.

છીંક ખાધી તે સાથે જ ડાબી આંખ ફરકી. આવા અપશુકન માટે લોકોમાં સામાન્ય રીતે ભારે વહેમ હોય છે, એટલે મારા જેવા જ્યોતિષ જાણનારાને એ વહેમ વિશેષપણે વળગેલો હોય, એ સ્વાભાવિક છે; છતાં કોણ જાણે કેમ, મારી આજની મનોદશા કાંઇક જુદી જ હતી; એટલે એ વહેમ આજે મને ઝાઝો સ્પર્શ ન કરી શક્યો—જો કે મનમાં ઝાંખી શંકા તો રહી જ.

હેમલતાના પીઅરથી વળતી ટપાલે જન્માક્ષર આવી ગયા. નાક આગળ આંગળી રાખી સ્વરોદય તપાસી જન્માક્ષર જોવા મેં શરૂ કર્યા.

હું ગણુતરી કરતો હતો: ' ધન, મકર, કુંભ—'

' બિલાડી પાડે બૂમ !' હેમલતા વચ્ચે બોલી ઉઠી: 'હી-હી-હી ! નર્યા આપણા પંડયાજી જેવા લાગો છો.'

'હવે રહે, રહે: એમ વચ્ચેવચ્ચે બોલબોલ કરશે તો ગણત્રીમાં ભુલ પડશે. જો આ તારો ધનનો સ્વામી ઉચ્ચ ગ્રહમાં પડયો છે, એટલે આપણે થોડા વખતમાં પૈસાની લીલાલહેર છે અને આ સાતમે શુક્ર—'

'સાતમે શુક્ર, તે શું ? કેમ વિચારમાં પડી ગયા ?'

' ના, કંઈ નહિ. લે, આ જન્માક્ષર વીંટી દે. મારૂં એકાએક માથું ભમવા લાગ્યું છે.'

'એટલામાં શું થયું ? માથું દાબું ? સુખડ ચોપડું ? કોલન-વૉટર ! ગુલાબજળ ! તમે કહો તેમ કરૂં. અરે, હમણાં તો કેવા ગેલમાં હતા અને એકાએક આ શું થયું ? '

' કાંઈ નહિ: મને જરા સૂઇ જવા દે, એટલે આરામ થઇ જશે.' મેં સૂઇ જવાનો ઢોંગ કીધો, પણ વિચારના ચગડોળે ચડેલું મન એકાગ્ર થઇ શકયું નહિ. મને ઉંઘતો ધારી હેમલતા પાસેના ઓરડામાં કામે લાગી અને હું વિચારમાં પડયો.

સાતમે શુક્ર ? જે સ્ત્રી કે પુરૂષનો શુક્ર સાતમા ગ્રહમાં પડયો હોય, તે સ્ત્રી કે પુરૂષનું ચારિત્ર્ય શુદ્ધ નથી હોતું. અનેક સ્ત્રી પુરૂષોના જન્માક્ષર તપાસી મેં આ નિર્ણય બાંધ્યો છે. હેમલતા ! હેમલતા ! મેં તારા જન્માક્ષર જોયા જ નહિ હોત તો કેવું સારૂં થતે ? સાતમે શુક્ર ! કદાચ જન્માક્ષર ખોટા હોય તો ! લતા, ડીઅર ! તારા ચરિત્ર્ય માટે શંકા લાવવી, તેમાં પણ પાપ છે ; અથવા એમ પણ હોય, કે સ્ત્રીનું ચારિત્ર્ય પુરૂષને દુર્ગમ્ય છે. શંકાથી મારૂં મન અસ્થિર થઇ ગયું છે. આજે હું કશો નિર્ણય નહિ બાંધું. વિનોદ-હા, વિનોદને આવવા દો, પછી વાત.

શંકારૂપ ડાકણે એકવાર મગજનો કબજો લીધો કે થઇ ચુકયું. નજીવી બાબતને શંકિત મન મોટું રૂપ આપે છે અને વાતવાતમાં રજનું ગજ કરી મૂકે છે. કાંઇ હઝારોવાર હેમલતાએ 'કેમ, વિનોદ! આવ્યા ?' એમ પૂછ્યું હશે, પણ આજે વિનોદ આવ્યો, તેને હેમલતાએ આવો પ્રશ્ન પૂછતાં જ મારૂં માથું ઠણુકી ગયું.

'જરા વિવેક તો રાખો ! વિનોદભાઇ કહેતાં શું થાય છે ?' મેં હેમલતાને કાંઇક તીખાશથી કહ્યું.

'હવે રહે, રહે; મોટો ડાહ્યલો થતો ! કેમ ભાભી ! આજે કાંઇ ભાઇસાહેબની કમાન છટકી લાગે છે ?'

વિનોદની આમ વાત કરવાની રીત આજે મને કાંઇ પસંદ પડી નહિ. મને લાગ્યું કે વાતમાં ને વાતમાં એણે હેમલતાને આંખ મારી કાંઇ ગુપ્ત સંકેત કીધો. વિનોદને તો હું કાંઇ કહી શકું એમ નહિ હતું ; એટલે 'નબળો માટી બૈરીપર શૂરો' એ ન્યાયે મેં હેમલતાને ઉધડી લીધી.

'હવે આમ ઉભીઉભી વિનોદને ઠીકયા શું કરે છે ? અંદર જઇને જરા ચ્હા કરી લાવ.'

હેમલતા અંદર ગઇ. તેનું મોંઢું એકદમ લેવાઇ ગયું હતું. મહા મુશીબતે જાણે રડવું ખાળી રાખતી હોય, એમ તેની સુંદર આંખોપરથી સ્પષ્ટ લાગતું હતું. 'અરે, હું કેવો દુષ્ટ !' તેના અંદર ગયા પછી મને મારી જાતપર ક્રોધ ચડયો; પરંતુ એટલામાં વિનોદ પણ અંદર ઘુસ્યો. વિનોદ જો કે મારે ત્યાં સદર પરવાનગીવાળો માણસ હતો, પરન્તુ આજે જ મને એની રીત પસંદ નહિ પડી. હું બહાર બેઠો રહું અને એ નિરાંતે મારી વહુ પાસે અંદર વાતો કરવા જાય ! વાહવા જી વાહ ! જાણે બાવાજીનો જ માલ તો ! મને લાગ્યું, કે વિનોદને મેં કંઇક વધારે છૂટ આપી હતી. વાત બહુ બહેકી ન જાય, તે પહેલાં જ મેં એનો ઉપાય કરવા ધાર્યો.

'વિનોદ! જરા આમ આવ તો.' મેં બહાર બેઠેબેઠે બૂમ

પાડી; પણ વિનોદ તો આવ્યોય નહિ, તેમ તેણે કાંઇ પ્રત્યુત્તરે આપ્યો નહિ.

શું–ઉં! વાત આટલી બધી બહેકી ગઇ છે? ત્યારે હું શું નમાલો છું? મારી પોતાની હક્કદાર વહુ સાથે એ ખુશખુશાલ અંદર વાતો કરે અને હું અહીં ગાયના ભાઇની માફક પડી રહું? ના, ના; હું ઉઠયો અને ધીમે પગલે બારણા આગળ આવ્યો. અંદર હેમલતા ને વિનોદ વાતો કરતાં હતાં. કદાચ પ્રેમનીએ હોય. હાય, હાય! બાજી જરૂર હાથમાંથી ગઇ!

'નહિ, વિનોદ! નહિ; એમ નહિ બને. મારાથી એ કેમ દેખી શકાય? એમના કહેવાથી મેં મારા જન્માક્ષર મંગાવ્યા. એમણે તે જોયા અને કોણ જાણે કેમ લાગલા જ એ બેચેન થઇ ગયા. વિનોદ! કોઈ દાક્તરને બોલાવો, વૈદ્યને બતાવો, હકીમ પાસે ઉપચાર કરાવો; ભૂવા જતી, જેને–જેને અજમાવવા હોય તેને અજમાવો; પરન્તુ કોઇ બી રીતે એમની આ બેચેની ચાલી જાય એમ કરો. પૈસા થાય તેની ફીકર નહિ; જોઇએ તો આ મારા દાગીના લ્યો.'

બરાબર આ જ વખતે હું બારણા આગળ આવી પહોંચ્યો હતો. 'ઓહો! વાત આટલે સુધી આવી છે! બાઈસાહેબને તો દાગીના પણ વિનોદપરથી ન્યોછાવર કરવા છે! અરે એ સુંદરીના સાળામાં છૂપાયલી કાળા નાગણ! મારા પ્યારનો આ બદલો કે? ઉફ! પછી?'

'વિનોદ, મારૂં આટલું કામ કરો. હું તમારી જીંદગીભર ઋણી રહીશ.'

'હું ધારૂં છું કે એને કાંઇક ઉન્માદવાયુ એકાએક લાગુ પડયો છે. તમારા કથન ઉપરથી તો મને લાગે છે, કે એનું મગજ છેક જ ખસી ગયું છે. એકવાર આપણે એને દાક્તરને બતાવીશું, પછી દાક્તર જો સલાહ આપશે તો થોડા વખતને માટે એને આપણે કોઇ ઉન્માદગૃહમાં રાખીશું.'

'નહિ, નહિ; ઉન્માદગૃહમાં તો હું એમને નહિ લઈ જવા દઉં; ગમેતેમ થાય, તોપણ; એ મારો દઢ નિશ્ચય છે.'

'જુઓ, તમે છો એકલાં; તમને ઘણી મુશીબત નડશે. ઉન્માદ-ગૃહમાં એની સારી માવજત થશે અને......'

'હા, હા; બચ્ચા, મને ગાંડાની હોસ્પિટલમાં ધકેલી મૂકી, પછી તમારે બન્નેએ મોજ કરવી છે, કેમ? અરે ઓ શયતાન! મને ગાંડાની હોસ્પિટલમાં મોકલતા પહેલાં તો તારૂં રાયતું કરી, તેમાં હું રાઈ ભરીશ.'

એટલામાં વિનોદ એકાએક બહાર આવવા ઉઠયો. હું ગુપચુપ પાછો આવી કોચ ઉપર સુઈ ગયો અને મેં ગાંડાની માફક ચાળા કરવા માંડયા.

'કેમ, ભાઈ! કેમ છે? તેં મને બૂમ પાડી, તે મેં સાંભળી હતી, પણ ભાભી સાથે તારા સંબંધી વાત કરવાનો એવો 'ટેસ્ટ' લાગ્યો હતો, કે તને જવાબ આપવાનુંય મને ભાન નહિ રહ્યું; પણ હમેશાં તો તું અંદર આવે છે અને આજે આમ બહાર કેમ પડી રહ્યો? ચાલ, અંદર હ્વા થઈ ગઈ છે, તે પી જરા બહાર ફરી આવીએ!'

'ઓહો! શું ઉંટ? ઉંટે તો કયારનુંય ખેતર ફેંદી નાખ્યું છે! ભલા માણસ! હવે રોયે શો ફાયદો?'

'આવી અસંબદ્ધ વાતો કરી તું મને બહુ ગભરાવે છે! લતા-ભાભી પણ બહુ ગભરાય છે. તને આ શું થઈ આવ્યું?'

'શું થઈ આવ્યું? તમારી મોંકાણે તો મારૂં મગજ છેક ફટાવી દીધું છે. અહા! ઓ નીચ પાપી કુતરા! તમારા બેમાંથી એકનું હું એકાદ વખત ખૂન કરી નાખીશ; નહિ તો હજીએ વખત છે, એટલામાં સમજી જાઓ.'

વિનોદ તો આ ભાષણથી આભો જ બની ગયો. હેમલતા રડતે રડતે બોલી: 'અરે આ તમે કોને કહો છો?

'કોને કહું છું? તારા યારને–તારા રાખેલાને, નીચ વ્યભિચારિણી કૂતરી!'

'બસ થયું, બહુ થયું; ભાભી! તમે આજે એને બોલાવશો નહિ. એના બોલ્યાનો મને જરાએ રોષ નથી. મને માત્ર એટલો જ શોક થાય છે, કે એના જેવો ડાહ્યો માણસ આમ એકાએક બદલાઇ કેમ ગયો? તમારા ઉપર એનો કેટલો પ્રેમ? છતાં એને બોલવાનું ભાને નથી! અરે! રામ રામ, લતાભાભી! ભાભી, સમાલો! સમાલો–આ પડયાં.'

હેમલતાને વિનોદ પકડવા જાય, તે પહેલાં તો એ બેશુદ્ધ થઇ જમીનપર પડી ગઇ. હું ચમકીને ઉઠયો અને એકદમ કાંઇક વિચાર આવતાં દોડી તેની પાસે ગયો: વિનોદને આઘો ખસેડી, હેમલતાનું મોઢું હું જોઇ રહ્યો.

અરે, તે નિર્દોષ મુખ! આ સ્ત્રી વ્યભિચારિણી હોઇ શકે? ત્યારે સાતમે શુક્ર?–' વિનોદ! એક કામ કરશે?'

" તું તારા ભાનમાં છે?'

'પૂરેપૂરો. બધી વાત પછી, પણ દોડી જઇને ઝટપટ હરિરામ વૈદ્યને બોલાવી લાવ. જા, જલદી જા. જો એના હાથપગ ખેંચાય છે, ડોળા તણાઈ ગયા છે, શરીર ઠંડુ પડતું જાય છે. અરે, જા દોડ! દોડ, દોસ્ત! નહિ તો થઇ ચૂકયું.'

વિનોદ ગયો, દોડયો અને હું હેમલતાનું માથું મારા ખોળામાં લઇ તેને દાબવા લાગ્યો. પવિત્ર વસ્તુના સ્પર્શથી અધમ વિચારો, જેમ સૂર્યનારાયણના પવિત્ર ચરણોને ધુમ્મસ માર્ગ આપે, તેમ પવિત્ર વિચારોને માર્ગ આપવા લાગ્યા.

અરેરે! મને આ એકાએક શું સૂઝયું? કશીએ વાતની તપાસ કે તહેકીક કીધા સિવાય બે નિર્દોષ આત્માઓને મેં ખોટા દુભવ્યા. હેમલતા! વ્હાલી! ઉઠ; નહિ તો તારા બલિદાન સાથે મારૂં

અવસાન પણ જરૂર સમજજે. પ્રભુ! પ્રભુ! હરિરામ વૈદ્યને કોઇ ચમત્કારી દવાનો પ્રયોગ સુઝાડજે; નહિ તો મારું અને હેમલતાનું એક જ દિવસે મૃત્યુ છે. હરિરામ તો વૈદ્ય પણ છે અને જોશીએ છે. ઇશ્વરકૃપા હશે તો દેહનાં અને દિલનાં બન્ને દુઃખો એ નિવારી શકશે.

'ઓહો! મોટું આયુષ્ય! આવો, આવો; વૈદ્યરાજ! હું હમણાં તમારા જ સંબંધી વિચાર કરતો હતો.' હેમલતાનું માથું ધીમેથી જમીનપર મૂકી વૈદ્યને આવકાર આપતાં હું બોલ્યો.

'એ તો ઠીક, પણ તમને હવે કેમ છે?' વૈદ્યે પૂછ્યું.

'કોને મને? મને હવે કાંઇ નથી. જરા વાયુવિકાર હશે: હવે તો મગજ શાંત છે; પણ પહેલાં આની નાડી તપાસો.'

'હા, હું એ જ કરું છું.'

'તેમણે હેમલતાની નાડી તપાસવા માંડી. જરા વિચાર કરી નાડી મૂકી દઇ તે બોલ્યા: 'બહુ ગંભીર નથી, પણ આવું એમને આ પહેલી જ વખત થાય છે કે?'

'હા, પહેલી જ વાર!'

'ઠીક છે: મને લાગે છે, કે એમના મગજને સખ્ત આઘાત પહોંચે, એવું કાંઇ બન્યું છે. આ તમારા મિત્રે મને વાત કરી, તે ઉપરથી અને એમની નાડ જોતાં મને લાગે છે, કે તમારી પ્રકૃતિ જો તમે નહિ સુધારો તો આવા હુમલા એમને વારેવારે થવા સંભવ છે અને છેવટે એ રોગ અસાધ્ય થઇને એમના મૃત્યુમાં પણ પરિણમે.'

'વૈદરાજ! મારી ભૂલ હું કબુલું છું; વિનોદ તો મને માફ કરશે જ, પણ–જરા થોભો. આપને તો જ્યોતિષનોય સારો અનુભવ છે. આ હેમલતાના જન્માક્ષર જુઓ અને પછી કહો, કે ક્યો ગ્રહ એના શરીરને પીડા કરી રહ્યો છે?'

'જ્યોતિષ તો તમેય ક્યાં ઓછું જાણો છો ?'

'હા, હું જાણું છું, પણ મારી બુદ્ધિ હાલ બહેર મારી ગઇ છે.'

'ઠીક, પ્રથમ આ દવા એમને મધમાં ચટાડી દો; એટલે ધીરે ધીરે એ શુદ્ધિમાં આવી જશે.'

હું દવા લઉં તે પહેલાં, વિનોદે તે લઇ લાધી અને ઘરમાંથી ચાકર પાસે મધ મંગાવી, તેમાં દવા કાલવી, તે હેમલતાને ચટાડી. દરમ્યાન મેં વૈદરાજને હેમલતાના જન્માક્ષર કહાડી આપ્યા. જન્માક્ષર જોઇ તે બોલ્યા : 'કહો, ભાઇ! શું પૂછવું છે ?'

'પહેલાં જુઓ, એની શરીરસંપત્તિ કેવી છે ?'

'બહુ મઝાની છે. શરીરનું સુખ તથા સૌભાગ્ય એમને સંપૂર્ણ છે, પછી ?'

'પછી ! આ–અહં–આપણે લઇને–આ સાતમે શુક્ર છે, તેનું શું ફળ ?'

'હા, એ શુક્ર નીચનો હોઇ સાતમા ગ્રહમાં પડયો છે; એટલે વિચારો શુદ્ધ ન રાખે, ચારિત્ર્ય બગાડે; છેવટે એમ નહિ તો શુક્ર કહેતાં વીર્ય બગડી તજ્જન્ય અનેક ઉપદ્રવો ઉદ્ભવે: પણ—'

'પણ શું ?'

'પણ આ એમને લગ્ને કહેતાં પ્રથમ સ્થાનમાં મંગળ પડયો છે, તે શુક્ર કરતાં બળવાન હોઇ સ્વગ્રહી થઇ પડેલો છે. તેથી શુક્રનું જોર જરાય ચાલવા દે નહિ–'

'પછી ? પછી ?' હું અધીરો થઇ વચ્ચે જ બોલી ઉઠયો.

'જરા સાંભળ તો ખરો. આમ વચ્ચે શું બોલ્યા કરે છે ?' હવે વિનોદ વચ્ચે પૂરાયો. દરમ્યાન હેમલતા ધીરેધીરે કાંઇક શુદ્ધિમાં આવતી હતી.

'વૈદરાજ ! તમારી દવા તો આબાદ છે, હો !' વિનોદે કહ્યું.

'એ બહેનની નાડી કાંઇક વર્ષોથી મારા હાથમાં છે. નાનપણથી એને મારી જ દવા માફક છે. એમનું પીઅર પ્રથમ તો અહીં જ હતું, પણ એમના પિતાના મરણ પછી એમનાં માતુશ્રી એમને વતન જઇને રહ્યાં.'

'પણ વૈદરાજ! પછી?' મેં વચ્ચે પડી પૂછ્યું.

'પછી શું? એમના ગ્રહ બહુ સુંદર છે. કહ્યું છે, કે સ્ત્રીના નશીબનો પૈસો; તેમ થોડા સમયમાં એમના ગ્રહયોગે કરી, તમને પૈસાની પણ લીલાલહેર છે.'

'અને હું પૂછું, કે આ સાતમે શુક્ર હોય—'

'પણ લગ્નનો સ્વામી જો મંગળ હોય તો તે શુક્રની અનિષ્ટ અસર નહિવત્ કરી મુકે છે.'

'એમ જ, એમ જ; વૈદરાજ! તમે આજે મને ઉગાર્યો છે. હા, જુઓ; એ આંખ ઉઘાડે છે.' જન્માક્ષર લઇ, હેમલતા આંખ ઉઘાડે તે પહેલાં તો મેં વીંટી લીધા અને કબાટના ખાનામાં મૂકી દીધા.

'તમને કેમ—છે—હ—વે?' આંખ ઉઘાડતાં જ લતાએ મને પૂછ્યું.

હું શો જવાબ દઉં? એમ પૂછવા કરતાં વિનોદ અને હેમલતાએ મળી મને લાતેલાતે ગુંદી માર્યો હોત, તોય હું મારા ઘોર અપરાધનું કાંઇક પ્રાયશ્ચિત થયું સમજતે. આર્યસ્ત્રીની ક્ષમાવૃત્તિ! તને સર્વદા વંદન હો!

'લતા! હવે મને તદ્દન સારૂં થઇ ગયું છે. અચાનક પોતાના ઘરમાં આગની બૂમ સાંભળતાં, પગના નળાના રોગીએ ઉભા થઇ નાસવા માંડયાનું સાંભળ્યું છે, તે મુજબ તારી એશુદ્ધિએ મારૂં ગાંડપણ જોતજોતામાં નસાડયું છે. વૈદરાજ! લ્યો આ દક્ષિણા અને સીધાવો.

તમે આવતી કાલે પાછા પધારજો. હા, પણ દવા મધમાં ચટાડવાની ને અનુપાન શું ?'

"અનુપાનમાં એટલું જ, કે તમારે તમારૂં મગજ ઠેકાણે રાખવું અને લતાબ્હેનના હ્રદયને આઘાત ન પહોંચે, એવું વર્તન રાખવું."

"ભલે." શરમ અને પશ્ચાતાપથી લેવાઇ ગએલા મુખે મેં જવાબ દીધો.

વૈદરાજ ગયા. વિનોદ પણ બે કલાક રહીને પાછા આવવાનો વાયદો કરી છટક્યો. તે એકાંત ઓરડામાં માત્ર હું અને હેમલતા રહ્યાં.

"લતા, વ્હાલી ! મને માફ કરશે ?"

મને લાગ્યું, કે હેમલતાએ મારા ભયંકર અપરાધની ક્ષમા અર્પી છે. વિનોદ પણ માફ કરશે જ. માત્ર પ્રભુના દરબારમાં મારો શો ન્યાય છણાય છે, તે જોવાનું હવે રહ્યું.



# હિપ્નોટિઝમ

આ કડકધસ મથાળું વાંચીને તમે જો એમ ધાર્યું હોય, કે 'હિપ્નોટિઝમ'ના વિષય ઉપર હું કાંઇ સત્તા સમાન હોઇ, તે ઉપર કોઇ મસ મોટું ભાષ્ય ચીતરવા માગું છું તો હું, જેમ કોઇ ભાષ્યકારનો લેખ આવતાં પાનું ઉથલાવી નાખું છું, તેમ તમે પણ આ પાનું ઉથલાવી નાંખી આગળ ધસ્યા જજો ! હા, એટલું ખરૂં કે 'હિપ્નોટીઝમ'ની વિદ્યા સાધ્ય કરવાની એક સમયે મને તીવ્ર ઇચ્છા હતી અને તે ઇચ્છા કંઇક અંશે ફળિભૂત પણ થએલી: એટલે એ વિષયમાં મને જે કાંઇ ખારો-ખાટો અનુભવ મળેલો, તેનું વર્ણન વાંચવાની તમને ફુરસદ હોય તો પેલા 'વિશ્રાંતિગૃહો'વાળા લખે છે, તેમ ' ભલે પધારો ! '

' હિપ્નોટીઝમ'ની શોધ ક્યારે થઇ, કોણે કરી, વગેરે બાબતોનો ઇતિહાસ તમે એ વિષયના કોઇક પુસ્તકમાં વાંચી શકશો; એટલે એ બાબતપર મૌન રાખવુ જ મેં ઉચિત ધાર્યું છે ! મારા ગુરૂ પ્રોફેસર ઢાળફડકેએ પણ એ વિષય ઉપર મને કાંઇ જણાવેલું નહિ; એટલે હું ધારૂં છું કે 'હિપ્નોટીઝમ' અને તેના ઇતિહાસ વચ્ચે પેલા વેદાન્તિઓ કહે છે, તેમ 'અવયવાવયવી' સંબંધ નહિ હશે; નહિ તો પ્રો. ઢાળફડકએ એ બાબત ઉપર પોતાની હમેશની શૈલીમાં ' કુછ-ન-કુછ ' જરૂર કહ્યું હોત ! આપણા યોગમાર્ગમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખનારને, પ્રથમ યમ-નિયમ અને પછી આસન-પ્રાણાયમ સાધ્ય કરવાની ખાસ આજ્ઞા યોગશાસ્ત્રે ફરમાવેલી છે; તેવું ' હિપ્નોટિઝમ '

શીખવા માટે નથી, એટલે એ વિદ્યામાં સાધક જેમજેમ આગળ વધતો જાય છે, તેમતેમ અનેક પ્રલોભનો–પૈસા, સ્ત્રી, સત્તા વગેરે મેળવવાનાં–તેની સામે ખડાં થાય છે. યમનિયમના પાલન વગર સાધ્ય કરેલી વિદ્યા સાધકમાં અભિમાનની અભિવૃદ્ધિ કરે છે અને આખરે સાધક હેરાન–હેરાન થઇ નાશ પામે છે. એ વિદ્યા જો કોઇનું ભલું કરવાના કામમાં–રોગી કે ભોગીના ત્રિવિધ તાપ મટાડવાના ઉપયોગમાં–આવે તો તો 'હું ખુશી, મારો ભગવાન ખુશી !' પણ એમ ભાગ્યે જ બને છે ! મારા મિત્રો તરફથી મને અનેક ચેતવણીઓ મળ્યા છતાંય મેં તો પ્રો. દાળફડકેની જાહેરખબર વાંચી. એની 'એકેડેમી'માં 'હિપ્નોટીઝમ'નો અભ્યાસ શરૂ કરવાનો નિશ્ચય કીધો. શરૂઆતમાં 'હિપ્નોટીઝમ' માટે ખાસ ઉપયોગી 'વેધક દૃષ્ટિ' કેળવવા મને પ્રોફેસરે ત્રાટકની ક્રિયા શીખવી. હવે એ ત્રાટક, તે દાળ કે ભાત, તે જાણવાની તમને જીજ્ઞાસા હોય, તો કોઇ એ વિષયના પુસ્તકમાં જોઇ લેજો; કારણ, એ ક્રિયાઓ માટે લાંબો ઉહાપોહ કરી તમારૂં માથું ફોડવાની મારી ઇચ્છા નથી !

આખરે હું શીખ્યો. બહુ જ થોડા સમયમાં સામા માણસને 'હિપ્નોટાઇઝ' કરવાની શક્તિ મને પ્રાપ્ત થઇ, તે બદલ પ્રો. દાળફડકેએ પણ મને 'ગુજરાથી'માં અભિનંદન આપતાં કહ્યું: 'શાહબાશ ! શિષ્ય મીળો થો અસા જ મીળો ! થમારા 'વ્હીલપાવર' (Will-power) બહુ જબરા, મ્હણજે થુમાલા હા વિદ્યા ઝટ ને પટ સાધ્ય ઝાલી ! નાહિથર કાંહી દિવસ માથા ફોડેચ, થોપણ એ વિદ્યા નહિ આવડે છ !

મારા ગુરૂજી પોતે તો એમના પોતાના કહેવા મુજબ ઠેઠ 'વિશ્વદૃષ્ટિ' ( clairvoyance ) સુધી પહોંચેલા હતા અને ધીરેધીરે અભ્યાસથી હું પણ એ દૃષ્ટિ પ્રાપ્ત કરી શકીશ, એમ એમનું કહેવું હતું ! કોઇ ધનવાન પુરૂષો આ વિદ્યા પ્રાપ્ત કરવાની જીજ્ઞાસા રાખતા નથી એ માટે એમને ભારે ખેદ થતો. હું પોતે

ધનવાન હોઇ, એ બાબતની પહેલ કરનાર એકલો જ હતો; એટલે બીજા ધનવાનોને એ વિદ્યા તરફ આકર્ષવા, મારા તરફ ગુરૂજી ખાસ ધ્યાન આપતા. હિપ્નોટિઝમની શકયતાઓ માટે એ ભારે આશાવાદી હતા. લોકો જો એ વિદ્યા તરફ વધારે ધ્યાન આપતા થાય, તો દુનિયામાંથી ચોરી, રોગ, કલેશ, કજીઆ ઇત્યાદિ અનેક આફતો નાશ પામે, એમ એમનું દઢ માનવું હતું. એમનું કહેવું મારા મનમાં પણ બરાબર ઠસી ગએલું હોવાથી, મેં પણ મન દઇને એ વિદ્યા સાધ્ય કરી અને એ મને સાધ્ય થઇ છે કે નહિ, તેની ખાતરી માટે અનેક માણસોપર મેં એ વિદ્યાના પ્રયોગો અજમાવવા શરૂ કર્યા. નાટકમાં, સિનેમામાં કે બીજે કોઇ પણ સ્થળે કોઇ ઠસ્સાદાર ઓરતનું મુખડું દેખાતું ન હોય તો તે ખુબસુરત છે કે બદસુરત, એ જાણવા માટે તે સ્ત્રીની પીઠ ઉપર હું એક 'વેધક દષ્ટિ' નાખતો; એટલે તે સ્ત્રી બળાત્કારે પણ પાછળ જોઇ, મને તેનું જેવું હોય તેવું મુખડું બતાવતી જ ! કોઇ 'ભાઇમીઆં'નો ભૂલેચૂકે મારા ખિસ્સામાં હાથ પડી જતો, તો તેની પાસેથી ચોરેલી વસ્તુ, મારી સાથે પાછી મેળવવા, મારી એક જ દષ્ટિ બસ હતી. ચોરને તંદ્રામાં ( Trnace ) નાખી, તેની પાસેથી અનેક વિગતો મેં સફળતાથી મેળવી હતી. મને આ વિદ્યામાં આટલી બધી ફત્તેહ મળશે, એમ મેં માનેલું નહિ; એટલે જેમજેમ મને મારા પ્રયોગમાં સફળતા મળતી ગઇ, તેમતેમ મારો આત્મવિશ્વાસ વધારે ને વધારે દ્રઢ થતો ગયો–તે એટલે સુધી, કે એ વિષયનો ફરજિયાત અભ્યાસ, મુંબઇના ' સી. આઇ. ડી. ' (છૂપી પોલિસ ) ખાતામાં પણ દાખલ કરવાની સુચના કરવા, મેં પોલિસ–કમિશ્નરસાહેબને પણ મળવાની હિમ્મત કીધી ! અનેક પ્રયોગો કરી, અનેક ચોટ્ટાઓ પાસેથી ખરી વિગતો મેળવી આપી મેં એ બાબતમાં કમિશ્નરસાહેબનું મન કાંઇક પલાળ્યું ! અનેક નિર્દોષોને પોલિસજાપ્તામાંથી છોડાવવા, હું એ વિદ્યાને પ્રતાપે ભાગ્યશાળી થયો; એટલે કમિશ્નરસાહેબને એ

બાબતની ભારે છાપ પડી હોય, એમ મને લાગ્યું. આવા ભારે ઉત્સાહભર્યા વાતાવરણમાં હું ઢાલની બીજી બાજુ તપાસવાનું ભૂલી ગયો! પ્રત્યેક મનુષ્યમાં અનેક ચમત્કારિક શકિતઓ પ્રથમથી છે જ. એ મેળવવા, કાંઇ વાદળમાંથી કોઇ શકિત ખેંચી આપણામાં પૂરવી એમ નહિ, પણ દુષ્ટતાને લીધે તિરોભાવને પામેલી, એ શકિતઓ અનેક ઉપાયોથી આપણામાં જાગ્રત કરવી, એટલું જ ! પણ:એ શક્તિ કોઇ સાધુપુરૂષ પાસે હોય તો તેનો સદુપયોગ જ થાય અને કોઇ શયતાન પાસે હોય તો તેનો દુરૂપયોગ જ થાય: પરંતુ દુનિયા કંઇ સાધુઓથી ભરેલી નથી; એટલે હિપ્નોટિઝમનો સદુપયોગ થવા કરતાં, તેનો દુરૂપયોગ થવાનો વધારે સંભવ છે. આ બીના મારા ધ્યાનબહાર રહેવા પામવાથી, મેં 'હિપ્નોટિઝમ'ની શક્યતાઓ ઉપર જ ભાર મૂકી, છૂપી પોલિસખાતામાં એ વિદ્યાનો ફરજિયાત અભ્યાસ દાખલ કરવાની, કમિશ્નરસાહેબને સૂચના કરી હતી અને એમણે પણ મારા પ્રયોગો જોયા પછી, 'I'll think over it' (હું તે ઉપર વિચાર કરીશ) કહી, મારા વિચારોને કંઇક પુષ્ટિ આપવા જેવું કર્યું હતું. કમિશ્નરસાહેબનું એ માટેનું ડગુમગુ મન પણ સ્થિર થાય, એ હેતથી મેં એમને કોઇ એવો પ્રયોગ બતાવવાનો વિચાર કીધો, કે જેથી એમના મનમાં મારા મંતવ્ય માટે જરાય શક રહેવા પામે નહિ.

મારે ત્યાં કોઇ અઠંગ ચોર આવે, તેને હું 'હિપ્નોટાઇઝ' કરૂં અને એ મારી ત્રિજોરીમાંથી દાગીના તથા રોકડ વગેરે મારા દેખતાં અને મારી આજ્ઞાથી જ કહાડે અને તે લઇ જાતે જ પોલિસ-ઓફિસમાં જઇ, પોતાને પરહેજ કરાવે અને પછી જ એ મારી અસરમાંથી મુક્ત થઇ, પોતાના ભાનમાં આવે! એવું જો હું કંઇક કરી શકું તો એક રીતે એ પ્રયોગ ભારે રમુજ પેદા કરે; એટલું જ નહિ, પણ એ પ્રયોગથી કમિશ્નરસાહેબ પણ તાજુબ થઇ, મારી

સૂચનાઓને ઝટ અમલમાં મૂકવાનો વિચાર કરે ! એ રીતે 'ગમ્મત સાથે જ્ઞાન' મળી રહેતાં, મારો કીર્તિધ્વજ પણ દુનિયાભરમાં ફરકતો થઇ જાય!

અને...આહા ! 'માગો અને મળશે ઠોકો અને ઉઘડશે.' 'Demand, and you shall have it' કેવું સુંદર સૂત્ર ! મેં ઇચ્છા કરી, તે રાત્રે જ મારે ત્યાં એક બુકાની બાંધેલા 'મૌલા-બખસે' દેખાવ દીધો. સ્વપ્નસૃષ્ટિમાં ભાન સાથે ઉડવાની અમુક ક્રિયા સાધી, હું સુવાની તૈયારીમાં હતો. એટલામાં નીચેથી કાંઇ અવાજ આવતો મેં સાંભળ્યો. મારા નોકર ચાકરો તેમજ પત્ની અને છોકરાંઓ સર્વ વખતસર સુઇ ગયાં હતાં. મારી ક્રિયા રાત્રિના એકાંત સમયે કરવાની હોવાથી, હું મધ્યરાત્રિ સુધી જાગતો હતો. અવાજ સાંભળી, હું ધીમે પગલે નીચે ગયો અને ત્યાં જઇ જોઉં છું તો બુકાની બાંધેલો એક ચોર કાંઇ ખાંખાખોળા કરી રહ્યો હતો. મેં તરત જ ઇલેક્ટ્રીક બટન દાબ્યું, તે સાથે જ ઓરડામાં પ્રકાશ થઇ રહેતાં, મારી ને ચોરની મળી 'દષ્ટો દષ્ટ !' ચોર ચોંકયો અને જેવો તે નાસવા જાય છે, તેવી જ વેધકદષ્ટિ ફેંકી, મેં તેને લશ્કરી ઢબે આજ્ઞા કરી : 'There You Halt !' (ખડે રહો ! ) ચોર જરા ધ્રૂજ્યો અને મારી આજ્ઞાને વશ થઇ, પુતળાની માફક ઉભો રહ્યો !

'બીરાદર ! આટલે સુધી આવવાની તસ્દી લીધી અને કંઇ પણ લીધા વગર તમે ખાલી હાથે જાઓ, એ શું ગેરવાજબી નથી ? જરા અહીંજ થોભજો; હું તમારે માટે તિજોરીની ચાવી લાવું છું. તે ખોલી, તમને પસંદ પડે, તે ચીજો લેવાને તમે મુખત્યાર છો.' આમ બોલી હું ઉપર ગયો અને તિજોરીની ચાવીનો ઝૂમખો લઇ હું પાછો નીચે ચોર આગળ આવ્યો. ચોર ત્યાં મારી 'સૂચના' મુજબ પુતળાની માફક ઉભો જ હતો ! મારા 'હિપ્નોટિઝમ'ની

એનાપર બરાબર અસર થઇ હતી; છતાં થોડાંએક માર્જન ( Passes ) કરી, મેં એને ત્રિજોરીની ચાવીનો ઝૂમખો આપ્યો. માર્જન વખતે ચોર જરા જરા ચોંકતો હતો, પણ માર્જન ખલાસ થતાં એ શાંત થઇ ગયો ! મારી સૂચના મુજબ, એણે ચાવીનો ઝુમખો લીધો અને ધીમેધીમે એ મારી પાછળ, જાણે કોઇથી ખેંચાતો હોય તેમ આવ્યો. હું એને ત્રિજોરી પાસે લઇ ગયો અને તે ખોલવાનું કહ્યું. તેણે ત્રિજોરી ઉઘાડી અને મારી સૂચના મુજબ નોટોનાં બંડલ તથા ઝવેરાતના દાગીના કહાડી, તેણે તે રૂમાલમાં બાંધ્યાં. એ કામ ખલાસ થતાં ત્રિજોરી એની જ પાસે બંધ કરાવી, મેં ચાવીનો ઝુમખો પાછો લીધો અને મારા લખવાના ટેબલ આગળ આવવા મેં એને સૂચના કીધી. ટેબલમાંથી મારા નામની રાઇટિંગ પેડ કહાડી મેં પોલિસ–સુપ્રીન્ટેન્ડન્ટપર નીચે મુજબ અંગ્રેજીમાં ચિઠ્ઠી લખી. કમિશનરસાહેબ સાથેના મારા સંબંધને લીધે હું પોલિસ-ઓફિસમાં બહુ જાણીતો માણસ હતો, એ કહેવાની જરૂર નથીઃ—

" વ્હાલા સાહેબ,

આ ચિઠ્ઠી લાવનાર માણસ, મારે ત્યાં રાત્રિના એક વાગતાના સુમારે ચોરી કરવા આવ્યો હતો. મેં એને 'હિપ્નોટાઈઝ' કરેલો છે; એટલે ચોરેલા–બલ્કે મારી સૂચનાથી, મારી રૂબરૂમાં ચોરેલા–દાગીના મારી જ સૂચના મુજબ તમને તે આપશે; તેનો કબજો લઇ તમે એને પરહેજ કરજો. એ બાબત વધુ વાતચીત કરવા, તમારો ટેલિફોન આવેથી મારતી મોટરે તમારી પાસે હું આવી પહોંચીશ. આ પ્રયોગથી આપણે 'ગમ્મત સાથે જ્ઞાન' મેળવી શકીશું એમ મને ભરૂંસો છે. તકલીફ માટે મારી ક્હાઉં છું, એજ."

ઉપર મુજબના ભાવાર્થનો કાગળ પરબીડીઆમાં બંધ કરી, તેના ઉપર શિરનામું લખી, મેં તે પેલા ચોરના હાથમાં આપ્યો. મને તો દ્રઢ આત્મવિશ્વાસ હતો, કે આ પ્રયોગ સફળ થશે અને કમિશ્નરસાહેબ પાસે મારા સાહસની વાત જતાં, એ પણ તાજુબ થશે; છતાં સાવચેતીને ખાતર મેં ચોરને ફરી માર્જન કીધું અને વારે-

વારે સ્પષ્ટ અને દઢ સૂચના કરી, કે તે દાગીના વગેરે લઇ પોલિસ-ઓફિસમાંજ જાય! કારણુ, એણે લીધેલી ચીજો કંઇ નહિ તોય પચાસેક હજારને આશરે થવા જતી હતી!

આ એક સાહસ હતું, પણ ભારે સાહસ ખેડયા વગર અમર કીર્તિ કોઇને વરેલી સાંભળી છે? મારી પૂરેપૂરી ખાતરી થઇ, કે ચોર બરાબર 'હિપ્નોટાઇઝ' થયો છે; એટલે મેં એને મારી મરજી વિરૂદ્ધ મશ્કરીમાં કહ્યું: 'જાઓ, આ બધું હું તમને ભેટ આપું છું! ઉડો! 'ધુંવેકી ગાડી ઉડાય લીયે જાય–ફ્રક, ફ્રક.' આમ બોલી મેં એના 'ઢગરા ઉપર' એક લાત એવા તો જોરથી લગાવી, કે કોઇ નબળો માણસ હોત તો તે ભૂમિને સાષ્ટાંગ જ કરતે! પણ ચોર મજબુત હતો. એક લચક ખાઇ, તે મારી સુચના મુજબ 'પંજાબ મેલ'ની ઝડપે ભાગ્યો! અને આહા! મને યાદ આવ્યું, કે એની બુકાની છોડી એનો ચહેરો જોયા વગર જ એને મેં ભગાડયો હતો! છતાં મારા પ્રયોગની સફળતા બાબત મારૂં મન દઢ હોવાથી, મને એ બાબત ઝાઝો પશ્ચાતાપ થયો નહિ. નીચે જઇ બારણાં વગેરે દઇ આવી, બંગલાનાં નિર્દોષ પંખેરૂઓને શાંત નિદ્રા લેતાં જોઇ, હું ઉપર આવ્યો અને જેવો તળાઇમાં પડયો તેવો જ ઉંઘી ગયો.

રાત્રિના પોલિસઑફિસમાંથી ટેલિફોન મળ્યો કે નહિ, તેની મને ખબર નથી: પણ હું જાગ્યો, ત્યારે સવાર પડી હતી. મને કંઇક વસવસો થયો, પણ મનને દ્રઢ કરી, મેં ટેલિફોન બાબત બધાને પૂછી જોયું. સૌએ એ બાબત અજ્ઞાનતા દર્શાવી. પોલિસઑફિસમાં ટેલિફોનથી પૂછાવવા કરતાં, નિત્યકર્મ આટોપી હું જાતેજ મારતી મોટરે પોલિસઑફિસમાં આવી પહોંચ્યો. સબ ઇન્સ્પેકટર અબદુલ ગની, મને આવતો જોઇ ઉભો થયો અને સલામ કરી, તે બોલ્યો :–

'સલામ સા'બ! આપકી ચિઠ્ઠી ઇન્સ્પેકટરસાહેબે મુઝે દી, લેકીન સબ બાત વિગતસે કહો તો કુછ ખ્યાલમેં આ જાય!'

'મેરા દાગીના'—મેં અધિરાઇથી કહ્યું.

'એ કહાં જાયગા ? આપકા આદમીને ચિઠ્ઠી તો દી, મગર હકીકત બગર કહાં તલાશ કરે ?'

'કીસકી તલાશ ?' મેં પૂછ્યું.

'ચોરકી !' એણે કહ્યું.

'ચોરકી ? તબ ત્યાં ચોર ખુદ બ ખુદ આયા નહિ ?' મેં ડોળા ફાડી હાંફતાં હાંફતાં પૂછ્યું.

'ઇયેહ ! આપ તો બડી દિલ્લગી કર રહે હો ! ચોર કુછ આપસેઇ સીધા ત્યાં ચલ આતા હય, કયા ?'

'અરે બાબા ! યહ દિલ્લગી નહિ, સચ બાત હય ! મંયને ચોરકું ' હિપ્નોટાઇઝ ' કરકે ઇધરહી ભેજા થા !' મેં કહ્યું.

'તબ તો આપકા હિપ્નોટાઇઝ હો ચુકા ! ત્યાં તો આપકા એક આદમી કરકે આયા થા. ઓર યે ચિઠ્ઠી દે ગયા ! લીજીએ, પઢીએ !' એમ કહી, તેણે તે ચિઠ્ઠી મને આપી. છાતીએ હાથ રાખી મેં તે નીચે મુજબ વાંચી. ચિઠ્ઠી અંગ્રેજીમાં હતી:—

'વ્હાલા સાહેબ !

આ ચિઠ્ઠી લાવનાર મારો પોતાનો માણસ છે. આજ રાતના મારે ત્યાં વિચિત્ર રીતે ચોરી થઇ છે. બલ્કે, મેં જાતે ઉભા રહીને ચોરી કરાવી છે, એમ કહું તો ચાલે ! ચોરને ' હિપ્નોટાઇઝ ' થએલો માની, હું મારી જાતે એને તિજોરી આગળ લઇ ગયો અને તેની મરજી મુજબ દાગીના લેવાનું કહ્યું ! વળી જતાં જતાં મેં એને એમ પણ કહ્યું, કે એ દાગીના હું એને ભેટ આપું છું ! હવે એમ એક ઘરફાડુને આપેલા દાગીના ભેટની કક્ષામાં ગણાય કે ચોરીની કક્ષામાં ગણાય, તેનો નિર્ણય હું મારા વકીલ પાસે કરાવીશ, પણ તે પહેલાં તમે જો એ બીના ચોરીની કક્ષામાં માનતા હો તો મને ટેલિફોન કરજો; એટલે હું મારતી મોટરે તમારી પાસે આવી પહોંચીશ. આ દાગીના ભેટ આપવાનાં બાબત, મેં મારી ઇચ્છાવિરૂદ્ધ કહી હતી, તેમ એને સુચના કરતાં હું પોતે ભરનિદ્રામાં પડયો હોઉં, એમ મને લાગતું હતું; તેથી કદાચ એ બનવાજોગ છે, કે ચોર પોતે જ કોઈ મારા કરતાં ચાર ચઢા ચડે એવો હિપ્નોટાઇઝ હોય ! હશે, હાલ તો હું તમારા નિર્ણયની વાટ જોતો બેઠો છું. એજ, તકલીફ માફ.'

તા. ક.—ધુંવેકી ગાડી ઉડાય લીયે જાય–ફ્રક, ફ્રક ! એમ મેં ચોરને કહેલું, તેની નોંધ લેશોજી !'

ચિઠ્ઠી વાંચી મેં ટેબલપર હાથ પછાડયા. નખ્ખોદ ! 'યહ ચિઠ્ઠી મેરી નહિ હય ! હમકું વો બદમાશ બના ગયે ! ! !' આમ બોલી, રોતી સુરતે હું પાછો મોટરમાં બેસી ઘેર પહોંચ્યો અને મગજે ગરમી ન ચડી જાય, માટે ઘેર પહોંચતાંવાર જ ઠંડા પાણીનો 'શાવર બાથ' મેં લઈ લીધો !

તે દિવસ પછી હું કમિશ્નરસાહેબ પાસે 'હિપ્નોટિઝમ'ની શકયતાઓ ઉપર વિવેચન કરવા ગયો નથી, એમ વાંચનાર વહાલાએ જાણી જ લીધું હશે; એટલે એ બાબત હું મૌન સેવીશ. પણ આ કિસ્સા પછી મારા પ્રિય ગુરૂજી–પ્રોફેસર દાળફડકે કોઈ ન જણાયલા સ્થળે અંતર્ધાન થઇ ગયા છે, એટલી માહિતી હું જો ન આપું, તો આ વાર્તાના કરૂણ રસનો કળશ અપૂર્ણ જ રહે, એમાં શક નથી ! !



# વીંટીની ચોરી

"મેં ટો અપનું નામ સુનીને સુરતસી દોરટો આવો ! હાં સા'બ ! ફસ ગારી મીલી, ટેમાં બેસીને આવોસ ! ગજબનાક ચોરી ઠૈસ– અપના ઘરમાં ! ભાઇસા'બ ફજલેહુસેને અપનું નામ આપું ને બોલા, જે આંખ મીંચીને ઉઘારીએ, એટલામાં ટમે ચોરી પકરી પારોસ, ટેસી આવોસ ! હાં સા'બ ! ફજલેહુસેન "

'જરા થોભો ! આ ખુરસીપર બેસી શ્વાસ ખાઓ અને પછી નિરાંતે જે કહેવું હોય તે કહો !' મેં તે ગરબડીઆ પણ ભોળા વહોરાજીને કહ્યું.

'બેસવાનો વખટ છે જ નઠી ! હાં સા'બ !' તેણે ખુરસીપર બેસતાં બેસતાં કહ્યું : 'ચોરનારના ટાંટીઆ ચાર અને દોરનારના બે ! કોન જાને સાલા કહાંસી કહાં નાસીને ભરાયો હોસે ! ફજલેહુસેન કે'ટાટા, કે ચોરલોકો ટો સાલા એવા જ ! હાં સા'બ !'

'શાની ચોરી થઇ છે ?' મેં પૂછ્યું.

'અંગુઠીની ! મેં ટો પાંચ હજારની કીમ્મટ મૂકુસ, પન ભાઇ-સા'બ ફજલેહુસેન ટો કે'ચ, કે દુનિયાભરમાં એ અંગુઠીની જોરી છે જ નઠી ! રાની વિકટોરીઆની ટાજપોશી વખટે વાપરવા, વેલાટના ગવંડરે અપના વરવાઓ પાસે તે માંગેલી ! પન કોન જાને 'લેને ગઇ પૂટ ઓર ખો આઇ ખસમ' જેવું કંઇ કૈ જાય, ટેસી ટે સાહે-બાએ નહિ આપેલી ! ફજલેહુસેન ટો બહુ પરહેજગાર માનસ છે ! કોઇ દિવસ જુઠ્ઠો શબ્દ નીકાલે નહિ ! હાં સા'બ ! ફજલેહુસેન–'

'વારૂ, ચોરી કયાંથી થઇ?' મેં પૂછ્યું.

'કહાંસી! વરી અપની આંગલીએસી–!'

'ત્યારે તમે કયાં હતા?' ટ્રેન પાટાપરથી ઉતરી પડે. તે પહેલાં જ મેં પૂછ્યું.

'કહાં ઉટા? કહાં ઉટા! ઘરમાં જ ઉટા.'

'અરે! હા, હા! પણ આંગળીએથી વીંટી ચોરાઇ, તેની તમને ખબર જ નહિ પડી?'

'ખબર કહાંસી પરે? ફજલેહુસેન કે'ચ, કે સાલાએ કાંઇક સુંઘાડ્ડં હોસે ને પછી બેહોસ કરીને લઇ ગીયો હોસે!'

પણ વાંચનારનો વખત આ વાતોમાં ગાળવામાં કંઇ સાર નથી. ડિટેકટીવ તરીકેના મારા ધંધાને અંગે હું અનેક પ્રકારના સ્વભાવનાં મનુષ્યોના સંસર્ગમાં આવ્યો છું; તેમાં કેટલાક માણસો તો એવા હોય છે, કે તેઓ શું કહેવા માગે છે, તેની પહેલાં તો આપણને સમજ જ ન પડે! ચપટી ધૂળ જેટલી વાત કહેવામાં, કલાકોના કલાકો કહાડે અને સાર જુઓ તો કાંઇ નહિ! માણસના ચહેરાપરથી, તેની બોલવાચાલવાની ઢબછબપરથી, તેનાં લુગડાં-પરથી અને એ સર્વ કરતાં અચૂક રીતે તેની આંગળીઓના આકાર ઉપરથી હું મારા સંસર્ગમાં આવતા મનુષ્યના સ્વભાવનું સરવાયું ઠીકઠીક કહાડી શકતો હતો; એક વાકય પછી બીજું વાકય તે શું બોલશે, તેની પણ અટકળ હું બહુધા કરી શકતો. મારા ધંધાને અંગે આ ચીજોનો અભ્યાસ, હું સાધારણ સારી રીતે કરી શકયો હતો; એટલે કંઇક અનુમાનથી અને મોટે ભાગે મારા તે વહોરા ઘરાકની વાત ઉપરથી આખી ઘટનાનો સાર તારવી, હું તે વાંચકો સમક્ષ રજુ કરીશ.

મારા તે વહોરા ઘરાકનું નામ ફીદાઅલી હતું. તેને એક ફજલે-હુસેન કરીને મિત્ર હતો. આ મિત્ર ઉપર ફીદાઅલીનો એટલો બધો

વિશ્વાસ હતો, કે તે બોલે, તેને ફીદાઅલી 'વેદવાક્ય' સમજતો. ગઇ કાલે જ ફીદાઅલીના ઘરમાંથી એક વીંટી ગુમ થઇ. એ વીંટી કીંમતી હશે કે મામુલી, તે તો પ્રભુ જાણે; પણ તે ઐતિહાસિક તો હોવી જ જોઇએ—ખાસ કરીને એ વીંટીને માટે ફીદાઅલીને એવી ભાવના બંધાઇ ગઇ હતી, કે જ્યાંસુધી એ વીંટી એના ઘરમાં છે, ત્યાંસુધી એને કોઇપણ જાતનું દુઃખ નડી શકશે નહિ; એટલે સ્વાભાવિક રીતે વીંટીનું ગુમ થવું, ફીદાઅલીને આફતની આગાહી જેવું લાગ્યું. આ દૃષ્ટિથી વીંટી તેને મન અમૂલ્ય હતી અને તે પાછી મેળવવા ફીદાઅલી આકાશપાતાળ એક કરે, એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. દેખીતી રીતે, આ બાબતમાં એણે એના મિત્ર ફજલેહુસેનની સલાહ લીધી અને તેની સલાહ મુજબ, એ સુરતથી પહેલી જ ટ્રેનમાં બેસી મારે ત્યાં આવ્યો. વીંટી શી રીતે ગુમ થઇ, ક્યાંથી ગુમ થઇ ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તરો એણે એવી રીતે આપ્યા, કે કોઇ ચોક્કસ અનુમાન ઉપર હું આવી શક્યો નહિ: પણ તેના હાથની હથેળીના પ્રમાણમાં ટૂંકી આંગળીઓ ઉપરથી, તેની આંગળીઓના અણવિકસેલ સાંધાઓ ઉપરથી, તેમજ આંગળીઓ કરતાં પ્રમાણમાં મોટા નખો ઉપરથી હું એટલું તો અનુમાન કરી શક્યો, કે આ ચોરીના સંબંધમાં કોઇ ઉતાવળે બાંધી દીધેલા અભિપ્રાયને પરિણામે ભારે ગેરસમજ થવા પામી છે; કારણ ઉપર જણાવ્યા મુજબની આંગળીઓ ધરાવતા માણસો, કોઇપણ વસ્તુની બારીક વિગતમાં ઉતર્યા વગર ઉતાવળે અભિપ્રાય બાંધી દેનારા હોય છે: ઉંડા ઉતરીને ખરી હકીકત તેઓ મેળવતા નથી અને પરિણામે આપણા પારસી-ભાઇઓ કહે છે, તેમ છબરડો અને ભૂલચૂકની હસાહસ થયા વિના રહેતાં નથી. મેં એને જ્યારે એમ પૂછ્યું, કે વીંટી કદાચ ભૂલમાં આડે-અવળે હાથે મૂકાઇ ગઇ હોય તો તે બાબતની એણે ઘરમાં બારીક તપાસ ચલાવી હતી કે? ત્યારે એ ખીલખીલાટ હસી પડ્યો અને બોલ્યો :—' મેં ટો સમજો કે ટમે બહુ ચાલાક માનસ હોસો, તે

બદું સમજી ગીયા હોસો! પન ટમે સમજા નઠી લાગટા! ચોરી ટે વરી ચોરી; ઘરમાંસી કોઈ ચીજ ટફરકે થાયસ, ટેનું નામ ચોરી! ભાઇસા'બ ફ્જલેહુસેનનું પન એવું જ મટ પરૂં. ટેસી એઓ સાહેબે ટમારૂં નામ આપું, ને બોલા, જે સુરતસી મરીઅમ લેનની તીકીત નીકાલી, સીદ્દા પ્રિન્સિસસ્ટ્રીટમાં ટમારા મુકામે પહોંચી જવું અને બદ્દી હકીકટસી તમને વાકફ કરવા: પન પેલી કહેવટ છે, કે ચૂલામાંસી નીકલી હોલામાં પરા ટો હોલામાં લાગી આગ! હોસે! ભાઇસા'બ ફ્જલે—'

'ઠીક, ઠીક, હું સમજ્યો! આજે રાતની જ ટ્રેનમાં આપણે નીકળીશું. મને ભરોસો છે, કે આપણે વીંટીની ચોરીનો પત્તો ઘડીના છઠ્ઠા ભાગમાં મેળવી શકીશું' આમ કહી, મેં તે ભોળા વહોરાજીને, રાતના વખતસર ગ્રાંટરોડ સ્ટેશને આવવાનું જણાવી વિદાય કીધો. વિદાય થતાંથતાંએ એણે 'ભાઇસા'બ ફ્જલેહુસેન' સંબંધી વાતોમાં પાએક કલાક વીતાવ્યો અને આખરે મારી ફીનો આંકડો નક્કી કરી તે સીધાવ્યો. મારો મદદનિશ સૂર્યકુમાર મારી આંખના અણસારે, તેનું રહેવાનું ઠેકાણું તથા મળી શકે તો તેના સંબંધમાં બીજી હકીકત મેળવવા, તેની પાછળ પડયો અને હું મારાં બીજાં કામે વળગ્યો. રાત પડી અને ગાડીનો સમય થતાં, સૂર્યકુમારને કેટલીક સૂચના આપી, યોગ્ય સામાન સાથે ટેક્સીમાં બેસી હું ગ્રાંટરોડ સ્ટેશને પહોંચી ગયો. ફીદાઅલી એના કોઇ સગાની સાથે ત્યાં મારી વાટ જોતો ટહેલતો હતો. એના કહેવા મુજબ એણે મારા સંબંધમાં હાથ ધોઇ નાખ્યા હતા અને ગાડી આવવાનો સમય થઇ ગએલો હોવાથી, હવે સુરત મને લીધા સિવાય એને જવું પડશે, એમ એના સગા આગળ મારા નામની એ પોક મૂકી રહ્યો હતો; ત્યાં તો મને આવેલો જોઇ, એના જીવમાં જીવ આવ્યો અને મારી સુચના મુજબ તે સેકન્ડકલાસની બે ટીકીટ લઇ આવ્યો. ટીકીટ પંચ કરાવી અમે પ્લેટફોર્મ પર દાખલ થયા, કે તરત જ ટ્રેન આવી અને તે દોડતો

અને હું તેની પાછળ ઘસડાતો, એમ અમે બે જણ સેકન્ડકલાસના ડબ્બા આગળ જઇ પહોંચ્યા અને તે તદ્દન ખાલી જોઇ, તેમાં અમે બેઠા. પાછળથી ફીદાઅલીનો સગો સામાન સાથે હેલકરીને દોડાવતો આવી પહોંચ્યો અને સામાન બરાબર ગોઠવીને મૂકાયો, ત્યારે જ ફીદાઅલીના મોંમાં જીભ ઉગી ! 'સાલી આટલી દોડધામ કીદી, ટારે પટો લાગો; નહિ ટો રહી જ જવાનો સોદો ઉટો !'

વખત થતાં 'આવજો' અને 'સંભાળીને જજો, કાગળ લખજો' વગેરે ભિન્નભિન્ન અવાજો વચ્ચે ગાડી ઉપડી અને અમે અમારાં 'બેડીંગ' પાથરી, કાંઇક વધુ વખત કહાડવા નિમિત્તે વાતે વળગ્યા. વાંદરાનું સ્ટેશન પસાર થતાં, મેં ફીદાઅલીના હાથની રેષાઓ, 'વીંટી કઇ આગળીએથી ગઇ, શી રીતે પહેરી હતી' વગેરે જોવાને મિષે તપાસવા માંડી. એ રેષાઓ જોવા માટે ગાડીની બત્તીનું અજવાળું પૂરતું નહિ હોવાથી, મેં ખિસ્સામાંથી 'ઇલેક્ટ્રીક પોકેટ લેમ્પ' અને 'મેગ્નીફાઇંગ ગ્લાસ' કહાડયાં અને બારીકીથી સર્વ રેષાઓ તપાસી લીધી. તેના અંગુઠાની અને પહેલી આંગળી તર્જનીની વચ્ચેથી શરૂ થઇ, અંગુઠાને ઘેરો ઘાલતી, જીવનરેષાના અંગુઠા તરફના અંદરના ભાગમાંથી તેને જોડાઇને, એક બીજી રેષા અંગુઠાની નીચે આવેલા શુક્રના પર્વત તરફ જતી હતી. આ રેષાની અધવચ્ચે એક ચતુષ્કોણ આવેલો હોઇ, તેમાંથી તે રેષા પસાર થતી હતી. આ જીવનરેષામાંથી નીકળેલી બીજી રેષાને અંગ્રેજીમાં 'Influence Line' (પ્રભાવ રેષા) કહે છે. આ રેષાને જોડાઇને એક આડી રેષા સ્પષ્ટ રીતે કે તૂટતી તૂટતી, છેલ્લી આંગળી–કનિષ્ટિકાની નીચેની બાજુએથી આડી પડેલી લગ્નરેષા સાથે જોડાય, તો આ 'Influence Line' પુરૂષના હાથપર તેની સ્ત્રીની અને સ્ત્રીના હાથપર તેના ધણીની જણાતી. પુરૂષના હાથપરની આવી રેષાપરથી તેની પરણેતર સ્ત્રી સંબંધી ઘણી હકીકતથી વાકેફ થઇ શકાય છે. ફીદાઅલીના હાથમાં સ્પષ્ટ રીતે પડેલી આ રેષા અને તેમાંથી નીકળી જુદી જુદી આંગળીતરફ જતી

બીજી રેષાની બારીકીથી તપાસ તથા હાથના પંજાનું, આંગળીઓનું તેમજ હથેળીમાં પડેલી બીજી રેષાઓનું અવલોકન કરી, મેં 'પૉકેટ લૅમ્પ' તથા સૂક્ષ્મદર્શક કાચ ખિસ્સામાં મૂક્યાં. રેષાઓ તપાસતાં મને પાંચથી સાત મિનિટ થઇ હશે; તે દરમ્યાન હું કોઇ પાગલ હોઉં, તેમ શીદાઅલી મારી સામે ફાટે ડોળે જોઇ રહ્યો હતો! છેવટે એનો હાથ છોડી દેતાં હું બોલ્યો : 'ચોરી બહુ અજબ રીતની છે.'

'અજબ નહિ ટો મેં સુરતસી આવું સું કામ ? ફજલેહુસેન–'

'હં, વારૂ; પણ–હું એમ પૂછું છું, કે તમારી સ્ત્રી 'મેડ'–નહિ મેલેનકોલીઆથી પીડાય છે ? એટલે કે તે સુનમૂઢ જેવી થઇ ગઇ છે ?'

'વલ્લાહ ! તમે તે કહાંસી જાનું !' શીદાઅલીના તો ડોળા ફાટી ગયા !

'કોઇ કોઇ વખતે તમે એને ઓરડીમાં પૂરતા લાગો છો.'

'વલ્લાહ ! —'

'એમની ચામડીનો રંગ શ્યામ છે. જમતી વખતે કે બીજી વખતે, તમારા અધીરા ને ઉતાવળીઆ સ્વભાવને લીધે એને ગમે તેમ વઢવાથી, એનું ખાધેલું અન્ન બરાબર પચતું નથી અને અજીરણને લીધે એને આવું ગાંડપણ લાગુ પડયું હોય, એમ હું અનુમાન કરૂં છું!'

'વલ્લાહ ! ફજલેહુસેન—'

'મગજની નબળાઇને લીધે, એ ઘરમાંની કોઇ કોઇ ચીજ કોઇ વખતે સંતાડીએ દેતી હોય–ખાસ કરીને તમને ચીડવવા; ખરૂં કેની ?'

'વલ્લાહ ! ટમે ટો કોઇ અલ્લાના વલી લાગોસ ! આ બધી મારી વાટ ટમે જાની કહાંસી ? ફજલેહુસેન–'

'વારૂ, પણ હવે એ બીમારી થોડા વખતમાં નાબુદ થઇ જશે અને મને લાગે છે, કે તમારો સંસાર ઠીકઠીક સુધરી જશે !'

'શુકે ઇલાહી! વારૂ, પસી?'

'પછી તમે ખાશો પીશો ને મોજ કરશો! જુઓ, આ પાલઘર તો આવ્યું અને ગાડીએ થોભી; હવે આપણે સુઇ જવું જોઇએ!'

આમ અમારી વચ્ચે વાતો ચાલતી હતી, એટલામાં પાલઘર સ્ટેશનથી ગાડી ઉપડવાની 'વ્હીસલ' થતાં જ એક ભીખારી 'શેઠ! ગરીબ માણુસને કંઇ આલો, દાતાર!' કરતો અમારા ડબ્બામાં ઘુસ્યો અને ફીદાઅલીની ભારે રકઝક છતાંય, તે પાછો ઉતર્યો નહિ; એટલામાં ગાડી ઉપડી, એટલે મેં ફીદાઅલીને વધુ રકઝક કરતા રોકયા અને ભીખારીને ગાડીની બારી આગળ રહેવા જણાવ્યું.

'આ સાલા ભીખારીઓનો બહુ તરાસ છે! સાલા જહાંસી ટહાંસી ચોરી કરેસ ને આમ જુઓ તો ભીખારીના ભીખારી!'

'નહિ, સા'બ! હું ચોર નથી!' તે ભીખારીએ બીતાં બીતાં કહ્યું.

'અરે હું ઓળખુંસ—તને ને તારા બાવાઓને! મારી વીંટી એમ જ ગઇસ!'

તે ભીખારીની આંખો મારા તરફ વળી. મને લાગ્યું, કે તે કંઇક હસતી હતી! હું ચમકયો, પણ પાછો સ્વસ્થ થયો. બીજું સ્ટેશન આવતાં સુધી ફીદાઅલી બબડતા ફફડતા બેસી રહ્યા; પણ તે આવી પહોંચ્યું, એટલે ગાડી થોભતાં જ તેણે બારણું ખોલ્યું અને ભીખારીને ગરદનમાંથી પકડી ઉઘાડેલા બારણામાંથી બહાર ધકેલી મૂકયો! પડતાં પડતાં ઉભો થતાં, ભીખારી બોલ્યો: 'એક દોઢીઉં આલો, ભાઇસા'બ!

મેં ખીસામાંથી એક પૈસો કહાડી ભીખારી તરફ ફેંકયો. તે આંખ આગળ લાવી બારીકીથી તપાસી, ખુશ થતો ભીખારી કાંઇક આગળ ગયો અને રાત્રિના અંધકારમાં અદૃશ્ય થયો. પૈસા ઉપર

'All's safe' (સર્વ ક્ષેમકુશળ છે) એમ અંગ્રેજીમાં છાપ હતી, તે જોઇ ભીખારી ખુશ થયો હતો! હવે તો ફીદાઅલી સિવાય સર્વ કોઇ સમજી શકયું હશે, કે પેલો ભીખારી બીજો કોઇ નહિ, પણ ભીખારીના વેષમાં મારો મદદનિશ સૂર્યકુમાર પોતે હતો!

ગાડી ઉપડતાં અમે સૂતા, તે છેક સુરતનું સ્ટેશન આવ્યું, ત્યારે ઉઠયા. ફીદાઅલીનો મિત્ર ફજલેહુસેન અમે આજે સવારના કદાચ આવી પહોંચીશું, એમ અંદાજ બાંધી અમને સ્ટેશન ઉપર લેવા આવ્યો હતો. થોડી જ વારમાં હું જોઇ શકયો, કે એ ફજલે-હુસેન સ્વભાવે ફીદાઅલીથી વળી ચારચાસણી ચઢી જાય એવો હતો! સ્ટેશનથી નીકળતાં મોટી ઘડીઆળ આવી, એટલે ત્યાંથી અમે છૂટા પડયા. તેઓ વહોરવાડમાં પોતાને ઘેર ગયા અને હું એકાદ કલા-કમાં પાછો ફરૂં છું એમ કહી, તેમનું ચોક્કસ ઠેકાણું લઇ, મારા એક સગાને ત્યાં ગયો.

કલાક સવા કલાકમાં પ્રાતઃવિધિથી પરવારી, હું ફીદાઅલીના ઘર તરફ ચાલ્યો. ધારવા કરતાં તે વહોરવાડમાં બહુ જાણીતો માણસ નીકળ્યો: એટલે એનું ઘર શોધી કહાડતાં મને વાર લાગી નહિ. એરોગ્રાફથી છાપેલો સુંદર પડદો ખસેડી, બારીએ ઉભો રહી, તે મારી વાટ જોઇ રહ્યો હતો. મને આવેલો જોઇ, તે નીચે આવ્યો અને બહુ તાઝીમતવાઝથી ઉપરના દીવાનખાનામાં મને લઇ ગયો. દીવાનખાનાની સ્વચ્છતા જોઈ, હું તો છક્ક જ થઇ ગયો. એ ગૃહસ્થ આટલા 'ટેસ્ટ'થી રહેતા હશે, એમ મેં ભાગ્યે જ કલ્પેલું!

સુંદર ગાલીચા ઉપર દૂધ જેવી સફેદ ચાદરથી બીછાવેલી ગાદી ઉપર બેસતાં હું બોલ્યો: 'વીંટીની ચોરીના સંબંધમાં બીજી તપાસમાં ઉતરૂં તે પહેલાં, મારે તમારાં વહુને થોડાઘણા સવાલો પૂછવાના છે.

'મારી હસીનાની બુને? મેટ જેવી છે—ચોરી કરે એવી અક્કલ એનામાં છે જ નઠી! બાકી ટમે કે'ટા હો ટો બૂમ મારૂં!'

અને મારા જવાબની રાહ જોયા વિના એણે ત્યાં બેઠે બેઠે બૂમ મારી : ' અરે, હસીનાની બુ ! ઓ હસીનાની બુ ! આ પોલિસ-નહિ મુંબઇસી મોતા દાક્તર આવાસ, તે દીરે દીરે બાત્નાં બોલી. આસ્ટેસી બહાર નીકલી અહીં આવો ?'

પોલિસને બદલે દાક્તર કહેવાની સમયસૂચકતા વાપરવા માટે મેં રીદાઅલીને મનમાં ને મનમાં ધન્યવાદ આપ્યો. પાંચેક મિનિટ નહિ થઇ હોય, એટલામાં એક બુરખાવાળી બાઇ અમારી સામે આવીને બેઠી.

' હવે બોલો જોઉં; આ દાક્તરસા'બ પૂછેસ, કે ટમને સું થાયસ ?' રીદાઅલીએ મને આંખની સંજ્ઞા કરી, એની સ્ત્રીને પૂછ્યું.

'અરે મેં બહું સમજ્જુંસ ! એ દાક્તર નઠી, પન પુલીસના માનસ છે ! મુને પુસાગાસા વગર, પેલા મુવા ફજલેહુસેનની સલાહસી સીદા મુંબઇ દોરા ને નાહકના ખરચના બારામાં ઉતરા ! અંગુઠી ચુરાઇ ટો મુવા ફજલાને કહો, કે હવે ટે સોધી આપે ! મુવો નાકક્ટો જારે ને ટારે ઘરમાં લરાઇ જગાવેસ !'

આ બોમનો ધડાકો સાંભળી, રીદાઅલી તો ઠં જ થઇ ગયા ! મને પોતાનેય આટલી વાતમાંથી ઘણું જાણવાનું મળ્યું.

' અરે જરા ઢીરાં પરો ! કોઇ આયવુ ગયું હોય, ટારે બહુ ફાટુ ફાટુ બોલવું નઇ જોઇએ. જુઓ, ભાઇસા'બ ફજલેહુસેન—'

'અરે, મુવો એ ભાઇસા'બનો ઠટો ફજલો. એક દિવસ ટો મુને જંપીને ખાવા દીઢી નઠી.'

હું જો વચ્ચે નહિ પડું તો આ ગરમ ભજીઆં તળાયાં જ કરશે, એમ ધારી હું બોલ્યો : ' બાઇસાહેબ ! વીંટી કયાં છે, એ તમે જાણતાં હતાં તો શા માટે ભાઇ રીદાઅલીને નાહક ખરચમાં ઉતાર્યા ?'

' અરે, ઘરમાં મુને પુછેસ કોન ? હું રાન બેઢમાં ખપી

ગઇસ. દુનિયામાં બદૂ જુઓ તો બે જન શીઆના : એક તો મારી હસીનાના બાવા ને બીજો એનો ફજજુ '

' હશે: એમ કરવામાં ભાઇ ફીદાઅલીની ભૂલ થતી હશે. પણ તમે સમજુ થઇને આમ કીધું, તે ઠીક નહિ. આ નાહક ખર્ચ તમારા ઘરમાંથી થયો કે કોઇ બીજાના ?'

આમ, વાતમાં ને વાતમાં અચાનક વીંટીના ગુમ થવા સંબંધી હકીકતનો સ્ફોટ થતો હતો. ફીદાઅલીનો હાથ જોઇને મેં કીધેલું અનુમાન સાચું પુરવાર થતું જોઇને, મારો ઉત્સાહ પણ વધ્યો હતો. આ મામેરૂં આટલેથી પતી જશે, એમ મેં ધારેલું નહિ. આ સવાલજવાબ દરમ્યાન ફીદાઅલીની સીકલ, ખરે જ જોવા જેવી થઇ ગઇ હતી.

' ખયર ! બાઇસાહેબ ! ભાઇ ફીદાઅલી આખરે તમારા ખાવિંદ છે. એમનો તમને વાંક લાગતો હોય તો તે માફ કરી, હવે જણાવો કે વીંટી તમે કયાં સંતાડી છે ?' મારો આમ સીધો પ્રશ્ન સાંભળી, તે બાઇએ એક નિઃશ્વાસ મૂકયો અને પછી તે રોઈ પડી. થોડીવારે ધ્રુસકાં ખાતાં ખાતાં તે બોલી : ' હરગીઝ નહિ ! જહાં સદી મારી હસીનાના બાવા એ મુવા ફજ્જુનો ટાંટિયો ઘરમાંસી નીકાલવાના અપના ઇમાનસી સોગંદ નહિ લે, થહાંસુધી હરગીઝ નહિ !'

બીબીસાહેબાની આ હઠ જોઇ મિયાં ફીદાઅલી ચમકયા ! મને એટલું તો લાગ્યું કે એના ઘરના કંકાસનું મૂળ કારણ ફજલેહુસેન હોવો જોઇએ. એ માણસ જો આ ધણીધણીઆણી વચ્ચેથી દૂર થાય તો એમનો સંસાર સુધરવાનો સોએ સો ટકા સંભવ હતો. ફીદાઅલીના હાથની રેષા ઉપરથી, મેં જે થોડુંઘણું એને જણાવ્યું હતું, તેથી એની મારા ઉપર પૂર્ણ શ્રદ્ધા બેઠી હતી; અધુરામાં પૂરૂં વીંટી ચોરાવાને બદલે ઘરમાંને ઘરમાં હોવા સંબંધનો મારો શક ખરો પડેલો જોઈ, તે આશ્ચર્યથી અજબ બન્યો હતો ! આ તકનો લાભ લઇ મેં તેને કહ્યું : ' ભાઇ ફીદાઅલી ! તમારાં વહુ ખરૂં કહે છે : તમારો ઘરસંસાર સુધારવો હોય તો તમારાં વહુ કહે છે તેમ તમારે સોગંદ લેવા જોઇએ !'

'ટમે બી એમ કહેસ ટારે કૈ ચુકુંસ ! એ સાલા ફજ્જુનો ટાંટીઓ મારા ઘરમાંસી ગીયો સમજો. બસ, ડયું ! ઇમાનસી કહુંસ કે ફજ્જુસી કોઈ દા'રો મારો મિલાપ હવેસી નઇ ઠાય. લો, હસીનાની બૂ ! હવે રરો મા ! ઉઠો ને અંગુઠી દેખારો ! વલ્લાએ આજે ગજબનાક આફટસી બચાવા.'

તે બાઇએ બુરખામાંથી હાથ ઉંચા કરી પોતાનાં આંસુ લૂછયાં અને ધીમેથી ઉઠી તે પાસેના બીજા ઓરડામાં ગઇ. થોડી વારે તે ફીદાઅલ્લીના કાળી સળીવાળા ઇજાર સાથે પાછી ફરી. આ વખતે તેણે પોતાના મોં આગળનો બુરખાનો ભાગ ઉંચો કીધો હતો. તેનો કંઇક શ્યામ અને ઉદાસિન, પણ નિર્દોષ ચહેરો જોઇ, મને તેની દયા આવી. ઇજાર મારા તરફ ધીમેથી નાખી, ને બોલી : 'લો, જુઓ ! અંગુઠી આ ઇજારના નારાને છેરે બાંદેલીસ છે ! હસીનાના બાવા અંગુઠી કહારી મોરીની પાલપર મૂકી, અંગોલ કરવા બેથા; ટે પાછી લેવાની વિસરી ગયા ! મેં એનો સભાવ જાનું, એટલે મેં ટો અંગુઠી લઇને એની ઇજારના નારાને છેરે બાંદી દીઢી ! હસીનાના બાવાએ આમટેમ અંગુઠી ખોળી ટો બહુ, પન મેં સું કામ બોલું ? મેં ટો 'મેટ,' એટલે બહું ભૂલું. પન એ શીઆનાનાં પૂંછરાં કૈને કેમ ભૂલા ? પછી ટો એ પેલા ફજ્જુ પાસે દોરા ને મને પુસાગાસા વગર દોરટા કે ટમારી પાસ આવા ! બોલો, મારો શું વાક એમાં ?'

'તમારો એમાં કશોએ વાંક નહિ ! લ્યો, મિયાંસાહેબ ! આ વીંટી ઇજારના નાડાના છેડેથી છોડી લ્યો અને હવેથી તમારી વહુની સાથે સલાહસંપથી રહી, કજીઆનું મોં કાળું કરો ! ચાલો બહેન ! બેસો, હું હવે જઇશ; તકલીફ માફ છે !'

'વાહ ! ટકલીફ ટમને કે અમને ?' એમ કહી ફીદાઅલ્લી ઉઠયા અને તીજોરીમાંથી એક સોનાનું ઘડીઆળ અને સો–સોની પાંચ નોટો કહાડી તે સર્વ મારા હાથમાં મૂકયાં અને બોલ્યા : 'ટમારા કામના પરમાનમાં આ બહુ નજીવું છે.'

'નહિ, નહિ; ઘણું ઘણું વધારે છે.' એમ કહી તે દંપતીનું શુભ ઇચ્છી, હું ત્યાંથી થયો—વિદાય—

